બર્બરકજિષ્ણુ

# જયસિંહ – સિદ્ધરાજ

[ 'રાજકન્યા' પછીની આગળ વધતી નવલકથા ]

ધૂમકેતુ

કિંમત સાડાચાર રૂપિયા

સોલ એજંટ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ

૧૯૪૫

## અ નુ ક્ર મ.

'I feel more and more everyday, as my imagination strengthens, that I do not live in this word alone, but in a thousand worlds. No sooner I am alone, than shapes of epic greatness are stationed around me and serve my spirit, -the office of which is equivalent to a king's body guard-then "Tragedy with scue hall comes sweeping by." According to my state of mind, I am with Achilles shouting in the Trenches or with Theocritus in the Vales of Sicily!'

ચૌલુક્યનવલકથાવલિ.....૭

# જયસિંહ સિદ્ધરાજ — ચુનીલાલ વર્ધમાન શાહ

['વાચિનીદેવી', 'ચૌલાદેવી', 'અજિત ભીમદેવ', 'રાજસંન્યાસી', 'કર્ણાવતી', અને 'રાજકન્યા' ના અનુસંધાનની નવલકથા]

## પ્રવેશ

**મહારાજ** કર્ણદેવ સોલંકીએ પોતાની જીવનલીલા સંકેલી લીધી એને કેટલોક વખત વહી ગયો હતો. નવસારિકા, ગોધ્રકમંડલ, કચ્છ, લાટ અને સોરઠ જૂનાગઢ સુધી ફેલાયેલું ગુજરાતનું વિસ્તીર્ણ મહારાજ્ય એમણે પોતાની પાછળ મૂક્યું હતું. પણ કુમાર જયસિંહદેવ હજી કિશોરઅવસ્થામાંથી બહાર આવી રહ્યો હતો. એના ઉપર ગુજરાત આખાની નજર હતી. પરિસ્થિતિ વિકટ હતી, અને વધુ વિકટ થતી જતી હતી. ગુજરાતની આસપાસનાં તમામ પાડોશી રાજ્યો ઉપર, અકસ્માત્, તે સમયના બળવાનમાં બળવાન ગણી શકાય એવા રણરંગી પુરુષો સત્તાસ્થાને હતા. નાનકડા મહારાજ જયસિંહદેવને એમાં સ્થાન મેળવવાનું હતું; અને ટકાવવાનું હતું. દૂર—છતાં જેણે લાટ ઉપર પોતાની નજર તો હમેશને માટે રાખી જ હતી, એ કર્ણાટકમાં વિક્રમાંકદેવ [ છઠ્ઠો ] હતો. અંદરઅંદરના ભાઈ-ભાઈના ઝગડામાંથી એ હવે નિવૃત્ત થયો હતો. એનો નાનો ભાઈ જયસિંહ, જે લડાઈમાં ખરેખર સિંહ સમાન ગણાતો, તે એનાથી હારીને ભાગી આવ્યો હતો અને નવસારિકા

પાસેના જંગલમાં રહ્યો રહ્યો, પોતાનું નાનકડું રાજ્ય સ્થાપવા મથી રહ્યો હતો. વિક્રમાંકે પોતાના દરબારના ખાસ 'લાટ-કર્ણાટક સાંધિવિગ્રહિક'ને એ દિશા તરફ નજર રાખવાનું કર્યું હતું. વિક્રમાંક, જયસિંહ અને લાટ—એ ત્રણે આમ પાટણ માટે પ્રશ્નરૂપ બન્યા હતા. ગમે તે ક્ષણે, જરાક જેટલી ભૂલ જો લાટનો દંડનાયક કરી બેસે, તો કર્ણાટકના સામંતો તૈયાર જ હતા. આ પાટણનો પહેલો મહાબળવાન અરિ. દૂરનો એટલે તાત્કાલિક ધ્યાન ન ખેંચે—પણ જો લાટનો દંડનાયક જરા જેટલુંય ગોથું ખાઈ નાંખે, તો તે તરત એને ભિડાવે. એમાં એક જ આશ્વાસન હતું. લાટનો દંડનાયક મહાઅનુભવી ત્રિભુવનપાલ હતો, અને કર્ણાટકના વિક્રમને એવા દુશ્મનો મળ્યા હતા—ચોલ પ્રદેશનો કુલોત્તુંગચોલ * અને +દ્વારસમુદ્રના વિષ્ણુવર્ધન—કે એને આ તરફ નજર નાખવાનો સમય જ મળતો ન હતો. છતાં એ લાટ બાજુનો જીવતો જાગતો હમેશનો અરિ તો ખરો જ. કુમાર જયસિંહદેવનો સગો માસો—પણ રાજલોભની એની મહત્ત્વાકાંક્ષા તો એવાં હજાર સગપણ ઘોળીને પી જાય.

એક બીજો દુશ્મન પણ હતો: અવંતીનાથ. પાટણ અને માલવા તો હમેશનાં પ્રતિસ્પર્ધી હતાં. કર્ણદેવ બાખડ્યા એને ઠીક વખત પણ થઈ ગયો હતો. અને પાંચ, દસ, પંદર, વીસ વર્ષે, એ પડ તો ફરી ફરીને જાગતું રહેતું જ. આજ ત્યાં ઉદયાદિત્યનો પુત્ર રાજા લક્ષ્મદેવ હતો. એણે બંગદેશના ગજરાજો પોતાને ત્યાં આણ્યા હતા—દ્રમ્મ ખરચીને નહિ, રણભૂમિ જગાવીને. એણે કલિંગને હંફાવ્યું હતું; કલચુરીને

* કાંચી એની રાજધાની. + હાલનું હલેબીડ, મ્હેસૂરમાં છે.

છિન્નભિન્ન કર્યું હતું: વિક્રમાંકદેવ જેવાને પણ એની મૈત્રીની જરૂર જણાતી હતી. એણે *ગર્જનકોને આગળ વધતા અટકાવ્યા હતા. ભારતભરમાં એની ખ્યાતિ હતી—એ જમાનાના વીરમાં વીર અજિત રણયોદ્ધા તરીકેની. અંગ, બંગ, કલિંગ, કલચુરી, દ્વારસમુદ્ર, તામ્રલિપ્તિ અને છેક સિંહલદ્વીપ સુધી એની નામના હતી—રાજા કરતાં પણ વધારે તો મહાન રણયોદ્ધા તરીકેની. એ લડવા નીતરતો ત્યારે લાગતું કે એક લાખ યોદ્ધા લડવા નીતર્યા છે. એનો જીવનનો આનંદ જ યુદ્ધમાં, રણમાં, રણકીર્તિમાં રહ્યો હતો. રજપૂતી યોદ્ધો લક્ષ્મદેવ મૃત્યુ પામે—પછી માલવાનો પરમાર રાજા લક્ષ્મદેવ તો, એનો નિર્જીવ પડછાયો માત્ર જ હોઈ શકે, એવી ઊંચી ખમીરવંતી રણભાવનાથી એણે પોતાનું નામ ભારતવિખ્યાત બનાવ્યું હતું. પાટણ ઉપર આવવું એ એને માટે માત્ર સમયનો પ્રશ્ન હતો—સાધનનો કે સામર્થ્યનો નહિ. કાંચીના ચોલ અને દ્વારસમુદ્રના હોયશલ—યાદવ—સામે વિક્રમાંકદેવના મિત્ર તરીકે, એ યુદ્ધમાં સંડોવાયો ન હોત, તો આવી તક સાંપડતાં જ, એના બળવાન ગજસૈન્યે ક્યારની પાટણની દિશા પકડી હોત. પણ એ દક્ષિણમાં સંડોવાયો—દ્વારસમુદ્રની પાસે અતિ ભયંકર યુદ્ધ થયું—ત્યાર પછી એનું શું થયું—રણમાં પડ્યો—એમ કહેવાતું. એટલે અત્યારે એનો નાનો ભાઈ નરવર્મદેવ તંત્ર ચલાવી રહ્યો હતો.

એ તો પાટણ ઉપર આવવા ક્યારનો તલપાપડ થઈ

* મહમ્મદ ગિજની પછી એના પૌત્ર ઇબ્રાહીમે હિંદમાં આગળ ધપવા પ્રયત્ન કર્યો હતો. એનો પુત્ર મહમ્મદ. એ હિંદી સૂબો હતો. લક્ષ્મદેવે એને લડત આપેલી.

રહ્યો હતો. મહાન ભોજરાજના પરાભવનું કલંક ભૂંસી નાખવાનો અત્યારે સમય હતો. પાટણને એ દિશાનો રાત-દિવસનો ભય હતો.

એક ત્રીજો દુશ્મન પણ હતો. માલવા જેવો મહાન નહિ, પણ માલવા કરતાં વધારે ભયંકર: જૂનાગઢનો રા'. રાજવિસ્તારમાં કે સૈન્યસંખ્યામાં એ માલવાનું નાનું બચ્ચું પણ નહિ—પરંતુ જૂનાગઢના રા'માત્ર, ગિરનારના ભૈરવી ખડક જેવા: અણનમ, અડગ—અલભ્ય. પાંચ વરસના બાળકથી માંડીને પંચાણુ વરસના ડોસા સુધી—જૂનાગઢના રા'ની પ્રણાલિકા જ એવી, કે એની રાંગમાં ઘોડું હોય અને હાથમાં ખડ્ગ હોય એટલે પછી થઈ રહ્યું. ભગવાન સોમનાથનું એને શરણું. પછી કોઈને એ માથું ન નમે તે ન જ નમે. અત્યારે તો વળી ત્યાં વૃદ્ધ રા' નવઘણ* હતો. ડોસો અણનમ યોદ્ધો તો હતો જ—પણ ઝેરી નાગણના ડંખને ય ભુલાવી દે એવી વૈરપ્રણાલિકાનો રાખણહાર પણ હતો. એ તો કહેતો કે જે વેર ભૂલે—એ કોઈ માણસ નહિ; મડદાં. એની પડખે એનો જુવાન પુત્ર હતો: ખેંગાર. એ વળી એના કરતાં ચાર ચંદરવા ચડે એવો હતો. ડોસાની વૈરપ્રણાલિકાને એ એવી તો વીર છટાથી કાવ્યમય બનાવી દેતો કે દેશભરમાંથી એના નામનો ગુંજારવ ભભૂકી ઊઠતો. હજી તો એ ઊગતો જુવાન હતો, પણ જુવાનીમાં જ એણે એટલી બધી ઐતિહાસિક નામના મેળવી લીધી હતી, કે સોરઠી જુવાનમાત્રનું એક જીવનસ્વપ્ન થઈ પડ્યું કે લડવું તો ખેંગારની પડખે અને મરવું તોપણ એની જ પડખે.

* નવઘણ, ખેંગાર, નવઘણ, ખેંગાર એમ ક્રમ છે.

સ્વર્ગની અપ્સરાઓના વૃંદ એની આસપાસ ફરતાં રહેતાં. એને પણ પાટણમાં કાંઈક હાથ દેખાડી દેવાનો અભિલાષ હતોઃ કાંઈક નામના કરવી હતી.

આ પિતાપુત્રની જોડી વધારે ભયરૂપ હતી એનું એક બીજું કારણ પણ હતું. માલવા દૂર રહ્યું—બહારથી આવે ત્યારે. પણ આ તો રહ્યા પાટણના સગાઃ અંદરના અંદર અને બહારના બહાર. રાણી ઉદયમતી અત્યારે અતિવૃદ્ધાવસ્થાની અંતિમ પળો ગણી રહી હતી—ત્યારે એનો ભાઈ મદનપાલ, કર્ણદેવના મૃત્યુ પછી તો ખાસ, પાટણમાં જ એક કોયડા જેવો બની ગયો હતો. જૂનાગઢ માટે તો એ છાનીછપની રીતે જે કરવું હોય તે ભલે કરે. એની તો સંભાળ પણ લેવાય. પરંતુ આ તો ખુદ પાટણનગરીમાં—રાજધાનીમાં જ—એની રંજાડ થાય, એ વસ્તુ અસહ્ય હતી. એને ઉખેડવા જતાં અત્યારે અસમયે કદાચ આંતરકલહ ફૂટી નીકળે, જૂનાગઢનો રા' વેર બાંધી બેસે. અને વખતે સૌ પાડોશીઓને ઊઠવા માટે એ જ સંકેત હોય. એટલે એને શી રીતે દૂર કરવો એ એક પ્રશ્ન થઈ પડ્યો. વધુ તો એટલા માટે કે રાજમાતા માનલદેવી પણ, મહારાણી ઉદયમતીની ભૂતકાલીન ગૌરવભરી ઉપકારકથા સંભારીને, અત્યારે એની મૃત્યુશય્યાને જરા જેટલો પણ આઘાત આપવા તૈયાર ન હતાં. એટલે મદનપાલ પણ પાટણનો એક કોયડો બની ગયો. એનો ઉકેલ કેમ કરવો એ મહાઅમાત્ય માટે પણ પ્રશ્ન થઈ પડ્યો.

આટલી વિકટ પરિસ્થિતિ ઓછી હોય તેમ, એક નવો, વિચિત્ર, ગૂઢ ભય હમણાં હમણાં સામે આવીને ઊભો હતો.

સિદ્ધપુરનાં અને પાટણનાં સરસ્વતીજલમાંથી વારંવાર

દશેદિશા વીંધી નાખતા ભયંકર રાક્ષસી અવાજો આવવા લાગ્યા હતા..

આ અવાજ કોણ કરે છે એની કોઈને સમજણ ન પડી. ગુપ્તચરો પણ નિરાશ થયા. ક્યારેક પાટણનગરી આખી શાંત નિદ્રાને ખોળે પડી હોય, જળ પણ જંપી ગયાં હોય, અને અચાનક એવો તો ઘર્ઘર, કર્કશ, ભીષણ, તીક્ષ્ણ અવાજ—જાણે જળમાંથી ઊઠતો હોય એવો ઊઠે—કે નદી ઉપરનાં પશુ, પંખી અને ઝાડ પણ ભયથી થરથર ધ્રૂજી ઊઠે. સિદ્ધપુરનાં રુદ્રમહાલયી મંદિરોમાં બ્રાહ્મણો ને વિદ્વાનો શાસ્ત્રચર્ચા કરતા હોય, શ્રેષ્ઠીઓની નૌકાઓ ચાંદનીવિહારમાં નીકળી હોય, અને અચાનક ભૂગર્ભમાંથી આવતો હોય એવો ભયંકર રાક્ષસી અવાજ આવે—તીણો, અમાનુષી, લાંબી લંબાતી ચીસ જેવો: એક ઘડીભર તો સૌનાં ગાત્રમાત્ર થંભાવી દે તેવો.

કોઈક ભયાનક જંગલી ટોળીનો સરદાર સારસ્વત-મંડલમાં આવી ચડ્યો હોય ને ઠેરઠેર ભય ફેલાવવા પ્રયત્ન કરતો હોય એમ જણાવા માંડ્યું.

થોડા દિવસોમાં તો આ ત્રાસજનક ગૂઢ વસ્તુએ લોકમાનસનો કબજો લઈ લીધો. હરપાળ મકવાણાએ એક વખત વશ કરેલો મહાભયાનક બર્બરક પોતાનું જૂનું વેર લેવા બહાર આવ્યો છે; એને * આંતરદેશના રાજાનો ભાઈ નરવર્મદેવ મદદ કરે છે: એની પાસે ભયંકર રાક્ષસી સિદ્ધિ છે; એણે મા કાલિકાના ખપ્પરમાં સ્વહસ્તે નરશોણિત રેડ્યું છે; અને માએ પોતાના હાથે એને અજિતાસિદ્ધિનું કંકણ

* માળવા.

પહેરાવ્યું છે; આવી આવી અનેક વાતો હવામાં ઊડવા માંડી, અને ભયને સહસ્રગણો વધારવા માંડી.

સિદ્ધપુરમાંથી સમાચાર આવ્યા કે બર્બરકે હવે માઝા મૂકી છે. કોણ જાણે શી રીતે એ બહાર આવતો; ક્યાંય નામનિશાન ન હોય ને અચાનક લોકો ભયથી ધ્રૂજીને નાસભાગ કરી મૂકતા. બર્બરક જાણે જલમાંથી બહાર આવતો દેખાતો —અને પળ બે પળમાં તો એ પાછો અદૃશ્ય થઈ જતો.

સિદ્ધપુર આખું તળેઉપર થઈ રહ્યું. શ્રોત્રિય બ્રાહ્મણો અને વિદ્વાનો ભયગ્રસ્ત થઈ ગયા. સત્તાધિકારીઓ આ કોયડાનો દોર હાથ કરવા આકાશપાતાળ એક કરવા માંડ્યા. બર્બરકને સામે મોંએ યુદ્ધમાં આવવાનું મન થાય એવી કાંઈ ને કાંઈ યુક્તિ વિચારી રહ્યા.

જયસિંહદેવને તો આ ખબર પડી ને એનો દિવસનો આનંદ ઊડી ગયો, રાતની નિદ્રા ઊડી ગઈ. બર્બરકનો પ્રશ્ન વધુ ને વધુ ગુંચવણભર્યો થતો ગયો. કુમાર રાજાને ચિંતા થઈ પડી કે માનવ હોય કે અતિમાનવ—પણ જો એની સામે એ પોતાની પ્રજાને રક્ષી ન શકે તો પછી એ રાજા શાનો ? કોઈ સોલંકીની થઈ ન હતી એવી આકરી કસોટી એની થઈ રહી હતી. એમાંથી એને પાર પડવું હતું.

જુવાન રાજાની સમક્ષ વીર વિક્રમનું અને એના અમાનવી પરાક્રમોનું કાવ્ય ખડું થઈ ગયું. આ બર્બરક અમાનવ હોય તો અમાનવ, અતિમાનવ હોય તો અતિ-માનવ, ને માનવ હોય તો માનવ, પણ એણે પોતે જ એને વશ કરવો રહ્યો. કોઈ ન જાણે તેમ ઘણી વખત અંધારઘેરી રાતે એ એકલો સરસ્વતીના કિનારા ઉપર ફરવા નીકળી

પડતો. બર્બરકને હાથોહાથ યુદ્ધ આપવાના એને કોડ જાગ્યા હતા. એ ભયાનકમાં ભયાનક દૃશ્યોથી પોતાના અશ્વ—કોટિધ્વજને પરિચિત કરવા માંડ્યો. વજ્જરના ઘા ઝીલી શકે ને વાળી શકે એમ શરીરને આકરામાં આકરી કસોટીમાં મૂકવા માંડ્યો.

સરસ્વતીનાં જળ થંભી જાય, માણસ, પશુ, પંખી, ઝાડપાન પણ જંપી જાય, સરસ્વતીની રેતી પણ સૂઈ જાય ત્યારે અંધારામાંથી નીકળતો હોય એવો એક અંધારપડછાયો નદીના કિનારા ઉપર ફરતો દેખાતો. એ જ બર્બરક છે એમ ભયગ્રસ્ત લોકોએ માન્યું. એ જ જયસિંહદેવ પોતે છે એમ જાણકારોએ માન્યું. નગરમાં કર્ણોપકર્ણ વાત ચાલી. મહાઅમાત્ય સાંતૂએ જાણ્યું. એને આનંદ, આશ્ચર્ય ને ચિંતા થયાં. રાજમાતાએ જાણ્યું; અને એકનો એક છોકરો, છાતીનો વધુ આગળ પડતો, એટલે એમનો જીવમાં જીવ બેસી ગયો. બર્બરકની ગૂઢતા પણ વધતી ગઈ. એમણે તો ગામેગામ, દેશપરદેશ, નગરેનગર—છેક સેઉણદેશ ને કર્ણાટક કોકણ સુધી, સંદેશવાહકો ને ગુપ્તચરો મોકલી આપ્યા. શક્તિમાતાનો કોઈ ખરો ઉપાસક મળી જાય તો એને પાટણમાં લઈ આવવાની આજ્ઞા થઈ. એ મહારાજનો રણપ્રતિહારી જમણો હાથ થઈ રહે. એને ગામગરાસ અને વર્ષાસન મળે.

અનેક સાહસિક વીરોને, ઠગોને, રણયોદ્ધાઓને અને શઠોને પાટણે આકર્ષ્યા.

દિવસ ઊગ્યે સેંકડો નવા માણસો પાટણમાં આવવા માંડ્યાં.

હજી સુધી તો એમાંથી કોઈનામાં રામ જણાયા ન હતા.

સોરઠના રા'નો એક કુમાર હતો. ચંદ્રચૂડ એનું નામ. એ માતાનો પરમ ભક્ત કહેવાતો. સોરઠના રા'ને બોલાવવા માટે પણ એક પવનવેગી દૂત ગયો હતો.

એવામાં એક તદ્દન નવી જ ઘટના બની ગઈ.

પાટણના પ્રખ્યાત લીલા વૈદને મદનપાલે માર્યો છે ને દ્રમ્મ કઢાવ્યા છે એ વાત ચર્ચાવા માંડી. ભિષગ્વરે સ્વમાનની ખાતર કોઈને વાત તો ન કરી; પણ પોતાની ખડકી જ બંધ કરી દીધી. જિંદગીભર અરધે વેણે રોગીને ત્યાં દોડી જનારો વિખ્યાત વૈદ કોઈ આવે તો આગળિયો ઉઘાડે, ડોકું બહાર કાઢે. પછી ધીમેથી પ્રત્યુત્તર વાળે: 'લીલો હવે મરી ગયો છે, ભાઈ! જાઓ, બીજે જાઓ.'

અને મદનપાલે દ્રમ્મ કઢાવ્યા પછી તેરમે દિવસે લીલો વૈદ ખરેખર મરી ગયો.

જયસિંહદેવને કાને આ વાત આવી. મદનપાલ કોઈ મહાન દુશ્ચક્રનો પાટણ ખાતેનો આછો પડછાયો માત્ર હોય—ને પડછાયાને હલાવતાં દુશ્ચક્ર આખું પાટણ ઉપર તૂટી પડે એવો ભય હોય તોપણ, જયસિંહદેવે એ ભયને નોતરવાનો નિશ્ચય કરી લીધો.

રા' આવે પછી પગલું ભરતાં વાર લાગે. એટલે એણે તાત્કાલિક નિર્ણય કરી લીધો.

એણે કેશવને બોલાવ્યો.

એ પાટણનો સ્થાનિક સેનાનાયક હતો: જુવાન હતો, જયસિંહનો વિશ્વાસુ હતો. બર્બરક સામે એક સહસ્રની

નવીન જ પ્રકારની સેના તૈયાર કરવાની એની યોજના હતી. મહારાજને એ રુચી હતી.

'કેશવ ! રા' આવે તો ભલે આવે. પણ એ એકલો જ આવે એ જોવાનું છે. સૈન્ય એનું આવે નહિ !'

'એનું સૈન્ય નહિ આવે, મહારાજ ! રા' એકલો જ આવે છે. સમાચાર આવી ગયા છે. સૈન્ય એનું હજી ભાલમાં પડ્યું છે.'

'ને કોઈ એક જગદેવને બોલાવ્યો છે . . .'

'સાંભળ્યું છે, પ્રભુ ! જગદેવ પરમાર ! એનું નામ. ખરેખર વિખ્યાત છે. ભૃગુકચ્છથી આ બાજુ આવી રહ્યો છે. પણ હજી સુધી આવ્યો નથી.'

'એ આવે તો . . એને રાજગઢમાં લાવવો . . ને કાલે સવારે તું મદનપાલની હવેલી પાસે જ ફરતો રહેજે . .'

કેશવ નમન કરીને ગયો.

પણ મહારાજ જયસિંહદેવને એ રાતે નિદ્રા આવી નહિ.

આ નવલકથા, તે રાતે પાટણમાં આવનારા, નવા આગંતુકોના પ્રવેશથી આગળ વધે છે.

## ૧. મને હવે ભૂલી જાઓ, પંડિત !

**સરસ્વતી** નદીનાં જળ થંભી ગયાં હતાં. મધરાતનો સમય હતો. કાજળઘેરી રાત્રિનો અધિકાર જામ્યો હતો. ખેતર–કોતરમાં શિયાળિયાં રોતાં હતાં. ઝાડનાં ઠૂંઠાં ઉપરથી ઘૂ ઘૂ ઘૂ કરીને ઘુવડ એવું બોલતાં હતાં કે એ સાંભળતાં જ આદમીની તો છાતી જ બેસી જાય. આમલીની ઘાટી ઝાડીમાંથી ચીબરીની ભયાનક ઉતાવળી ચીસો આવતી હતી. નદીના તીરપ્રદેશનો વિસ્તીર્ણ રેતીપટ એકલો અંધારામાં, જાણે કોઈ જાગતી જુતાવળ સૂતી હોય એવો, ચારે તરફ એકદમ નિઃસ્તબ્ધ પથરાયેલો પડ્યો હતો. નદીમાં ક્યાંય નૌકા ન હતી. દીપ, પ્રકાશ કે તાપણું ન હતું. કોઈ પદ્મિનીના પાલવને ધોવા આવનારો મધરાતી ધોબી પણ ન હતો. સર્વત્ર અંધકાર, અંધકાર ને કાજો અંધકાર જામી પડ્યો હતો. અને એ અંધકાર પણ જાણે નિદ્રામાં હીબકેહીબકા ભરતા ભયગ્રસ્ત બાળકની માફક હીબકા ભરી રહ્યો હતો. વજ્જરની છાતી હોય તો પણ ધડકી ઊઠે એવી ભયાનક નીરવતા ચારે તરફથી બોલી રહી હતી. નીરવતા હતી એટલું જ નહિ—ગાત્રમાત્રને થંભાવી દે એવી રીતે એ નીરવતા બોલી રહી હતી.

એવે સમયે પાટણની બહાર, સરસ્વતી નદીને સામે કાંઠે, નિર્જન જેવા પ્રદેશમાં આવેલ એક અવાવરુ જૂના શિવાલયની પાસે, બે ઘોડેસવાર આવી પહોંચ્યા. એમાંનો એક કાંઈક જુવાન પ્રૌઢ હતો. બીજો વૃદ્ધઅવસ્થામાં પ્રવેશતો હતો. બન્નેની પાસે જાતવંત ઘોડાં હતાં. દેખીતી રીતે જ અત્યારે નગરમાં જવાય એવું નથી એમ જાણીને એમણે આ નિર્જન પ્રદેશને રાતવાસા માટે પસંદ કરી લીધો હતો.

'આપણે મોડા પડયા, લોલાર્ક! બાકી, કંકારવે ખેંચવામાં તો મણા નથી રાખી. પવનની પેઠે આવ્યો છે.'

એમાંથી જુવાન જેવો હતો તે ઘોડા ઉપરથી નીચે ઊતર્યો. ઘોડાની પીઠ થાબડી. કેશવાળીને પ્રેમથી થોડીવાર પંપાળતો રહ્યો: 'બેટા! કંકીરવ!'

જાતવંત ઘોડો સવારની વાત સમજી ગયો હોય તેમ જરાક ગૌરવભર્યો હણહણાટ કરીને પાછો શાંત ઊભો રહ્યો. એટલી વારમાં લોલાર્ક ઘોડેથી નીચે ઊતરીને નગર તરફ જોઈ રહ્યો હતો. તે થોડીવાર પછી બોલી ઊઠ્યો: 'પ્રભુ! આ સામે તો જુઓ, આવડી મોટી નદી છે પણ જાણે ભેંકાર બરખી ગયો હોય એમ—એમાં નથી ક્યાંય તાપણું, નથી ક્યાંય ઉજાસ, નથી કોઈ અવાજ! આ તે શું? સામે નગરી પણ અંધકાર જેવી સૂમસામ પડી છે! કાંઈ થયું લાગે છે! આપણે ભૃગુકચ્છમાં સાંભળ્યું હતું તે સાચું જણાય છે!' વૃદ્ધે બતાવ્યું હતું તે તરફ એણે જોયું. એને આશ્ચર્ય લાગ્યું. પછી એ ચારે તરફ શિવમંદિરમાં આંટો મારી આવ્યો: 'અપૂજ રહેતું લાગે છે. લોલાર્ક! આપણે આંહીં ઓટલા ઉપર જ ક્યાંય ધામા નાખીએ. તે પહેલાં અંદર જરાક નજર

તો કરી લ્યો, કોઈ બેઠું તો નથી નાં? રાત જેવું ધાબું છે.'

લોલાર્ક અંદર આંટો મારવા ગયો. એકબે ચામાચીડિયાં ઊડી ગયાં.

'કોઈ લાગતું નથી, મહારાજ!'

'થયું ત્યારે. આ તો જોયું સારું. ક્યારેક ભીંતને પણ કાન ઊગી નીકળે છે. આપણે બે દી ગાળવા હોય— એટલામાં મફતની ઉપાધિ વહોરવા જેવું થાય. પણ જુઓને, આપણે આપણી વાત નક્કી કરી લઈએ. આપણે જાણે વહેલી સવારમાં જ પાટણમાં પેસી જાવું છે . . પણ ચાલો, પહેલાં પથારી તો પાથરો!'

લોલાર્કે ઘોડા ઉપરથી ગાદીઓ ઉતારી, તંગ ઢીલો કર્યો. પછી શિવાલયમાં આસપાસ આંટો માર્યો. પાછળ આમલીના ઝાડ નીચે એણે થોડું વેરણછેરણ ઘાસ પથરાયેલું પડેલું જોયું. તે ફરીને પાછો આવ્યો.

'પાછળ ઘાસ પડ્યું છે—ને ઘોડાં બંધાય તેવું છે. નિર્જન દેખાય છે તોપણ કોઈ ને કોઈ આવી રાતવાસો કરતા હશે. એ બાજુ ઓટલા પણ વધારે ચોખ્ખા છે.'

લોલાર્કે પથારી ઉપાડી. બન્ને જણા પાછળના ભાગમાં ચાલ્યા. 'ભૃગુકચ્છમાં આપણે સાંભળ્યું તે સાચું લાગે છે, લોલાર્ક! . . નગરી આખી જાણે શોકમાં પડી ગઈ છે. મને હવે અત્યારે એક વિચાર આવ્યો છે. હજી સુધી તો આપણને કોઈએ ઓળખ્યા નથી, ને હવે તો કોઈ ઓળખે એવો સંભવ પણ નથી. રખડપટ્ટી—લાંબા સમયની રખડપટ્ટીથી, ગમે તેવો માણસ પણ બદલાઈ જાય છે. પેલા ચોલ પ્રદેશના લાંબા જંગલનિવાસે પણ ઘણો ઉપકાર કર્યો.

ઘઉંવર્ણું ચાલ્યો ગયો, અને મને માતા કાલીના ઉપાસકને જે રંગ શોભે એ જ મળી ગયો. છતાં આ તો પાટણ નગરી છે. આંહીંના ગુપ્તચરો બહુ ચતુર ગણાય છે. ને કે' છે, જયદેવ પણ ગમે ત્યાં ફૂટી નીકળે એવો છે. એટલે ચેતતા નર સુખી—આપણે જેટલા દિવસો આંહીં રહેવું— એટલા દિવસો બહુ જ સાવધ રહેવું. આપણે બે જ જણા હોઈએ એવી પાકી ખાતરી હોય ત્યારે પણ 'લોલાર્ક' ને 'મહારાજ!' એવા સંબોધનમાં વાત જ નહિ. એ વખતે પણ તમે પંડિત રુદ્રદેવ અને હું પરમાર જગદેવ... અને હવે તો વખત પણ થઈ ગયો છે,' તેણે કાંઇક ધીમેથી ઉમેર્યું: 'કે જ્યારે, પંડિત! રાજા લક્ષ્મદેવના મૃત્યુસમાચારે ચોક્કસ રૂપ પકડવું જોઈએ. નરવર્મદેવ તો જ પોતાની રાજનીતિ ઘડી શકે. નિશ્ચયાત્મક પગલાં પણ ભરી શકે. લક્ષ્મદેવ તો હવે મરણ પામ્યો છે. હું તો જગદેવ પરમાર, એક સામાન્ય ક્ષત્રિય. મને હવે એ જ છાજે. કેમ બોલ્યા નહિ?'

'પ્રભુ!' લોલાર્ક બોલ્યો: પણ એના અવાજમાંથી ઘેરો વિષાદ ઊઠતો લક્ષ્મદેવે જોયો. 'પ્રભુ! આપણે તો હવે આંહીં રોકાવું જ નથી. કાલે વહેલી પ્રભાતે માલવાનો પંથ પકડવો છે! મુંજ મહારાજને તો દક્ષિણે ભરખી લીધા હતા—પણ મહારાજ! મને અભાગીને આટલું ભાગ્ય તો પ્રાપ્ત થવા દો, કે હું અવંતીને મહારાજનાં ફરી દર્શન કરાવી શકું. અવંતી આખી તળેઉપર થઈ રહી છે, પ્રભુ! તમને નિહાળવા...' તેણે અત્યંત ધીમેથી કહ્યું.

થોડીવાર કોઈ બોલ્યું નહિ. પાછલે ઓટલે તે પહોંચી ગયા.

'તમે એકવાર ફરીને જોઈ તો લ્યો, લોલાર્ક .. કોઈ ક્યાંય પડ્યું તો નથી નાં ?'

લોલાર્ક એક આંટો બીજો મારી આવ્યો: 'કોઈ નથી પ્રભુ !' આવીને એણે ગાદી પાથરી. બધું ઠીકઠાક કર્યું. ઘોડાં બાંધ્યાં. એમને ધાસ પણ નીર્યું. પછી તે આવીને ગુપચુપ લક્ષ્મદેવની સામે બેસી ગયો. થોડીવાર સુધી એમાંથી કોઈ કાંઈ બોલ્યું નહિ. મંત્રીના હૃદયમાં શલ્ય જેવો ભાર હતો. લક્ષ્મદેવના હૃદયમાં મર્મચ્છેદી વિષાદ હતો. અંતે લક્ષ્મદેવ બોલ્યો: એના અવાજમાં રહેલી કરુણતાનો ઘેરો નાદ લોલાર્કે ઓળખ્યો ને તે માથું નીચું ઢાળીને સાંભળી રહ્યો.

'લોલાર્ક ! હું સમજી શકું છું, તમને શું થાય છે તે .. તમે મને નાનેથી મોટો કર્યો. તમે જ મને દોર્યો. તમને જે થાય તે કોઈને ન થાય. પણ પંડિતરાજ ! કેટલીક વખત યોદ્ધાઓ અનંત અંધકારમાં જઈને જે જીવન જીવે છે એ એમનું જીવન—એમની સઘળી યશગાથાઓ કરતાં પણ વધુ તેજસ્વી, વધુ સુંદર, અને વધુ ગૌરવશીલ બને છે. માલવાનો રાજા લક્ષ્મદેવ—અજિત હતો ને અજિત જ રહ્યો, એમ જ વાત ફેલાણી છે. અને જગદેવ પરમારની હવા ચાલી છે. તે હવે ચાલવા દ્યો. ફેલાવો દ્યો. તમે પાછા અવંતી જાઓ. હું તો આંહીંથી હવે સોમનાથ જઈશ ! હવે તમે મારી સાથે હેરાનગતિ ભોગવતી રહેવા દો. તમારી ઉમ્મર પણ થઈ છે. તમે મને ઘણો સાથ દીધો. હવે તમે અવંતી જાઓ.'

'જો એમ જ કરવું હોય, પ્રભુ !' લોલાર્ક બોલ્યો. એના અવાજમાં આંસુ હતાં: 'તો તો જ્યાં તમે ત્યાં હું. લોલાર્ક પણ મૃત્યુ પામ્યો છે ! હું પણ તમારી ભેગો

સોમનાથ આવું!'

'ના, ના, એવું ન થાય. તમારે છોકરાં છે. છોકરાંનાં છોકરાં છે. સૌ હમેશાં તમારી રાહ જોતાં હશે. એમને તમારા પાછા આવવાની હજી આશા હશે. એના ઉપર મારે ઠંડું પાણી રેડવું નથી. તમારે તો જવું જ રહ્યું.. અને મારે? મારે હવે શું છે? ત્યાં કોણ છે? * માલવ્યદેવી હતી એને તો બંગમાં મોકલી દીધી. હવે કોણ છે? મને અજિત રાખવો તમારા હાથમાં છે. તમે અંધકારમાં મારી સાથે આવો એવું હવે હું ઇચ્છતો નથી. તમે ઘણું કર્યું. હજી ઘણું કરશો. હવે તો નરવર્મન દોરો. તમે છો, હરદેવ છે.. મને હવે ભૂલી જાઓ, પંડિત!' લક્ષ્મદેવનો અવાજ જરાક ધ્રૂજ્યો. પ્રસંગ ગંભીર હતો, અને રાત્રિના આવા નિર્જન એકાંતમાં એ વધારે ગંભીર લાગતો હતો. જ્યાં સુધી એ માલવાથી દૂર હતા ત્યાં સુધી તો ઠીક, પણ આજે હવે એમના અંતરમાં ભૂમિનો પ્રેમ જાગ્યો હતો.

માલવરાજ લક્ષ્મદેવ જ્યારે યુદ્ધ માટે દક્ષિણમાં ગયા, ત્યારે અંગ, બંગ, કલિંગના વિજેતા તરીકેની એની પાછળ ભારે યશસ્વી જીવનકથા હતી. એ પોતાના જીવનમાં જ અરધો-પરધો અદ્ભુત દંતકથાના અજિત યોદ્ધા જેવો બની ગયો હતો. એના જીવનમાં એ અજેયતા એવી તો વણાઈ ગઈ હતી કે જ્યારે એ દ્વારસમુદ્રના યાદવ રાજકુમારો—વિષ્ણુવર્ધન, વીરબલ્લાલ અને ઉદયાદિત્ય સામે હાર્યો—ભલે, કલ્યાણના ચૌલુક્ય વિક્રમાદિત્યના સાથી તરીકે એ હાર્યો—પણ એ

* જગત્વિજયમલ્લ—ઉદયીનો પુત્ર. એણે પોતાની પુત્રી માલવ્યદેવી બંગનરેશ શ્યામલ વર્માને આપ્યાનો ઉલ્લેખ છે. આ જગત્વિજયમલ્લ જગદેવ છે.

પરાજય એને પોતાને માટે તો મૃત્યુના ઘા જેવો થઈ પડ્યો. રણક્ષેત્રમાં અડગ રાજકુમાર વીરબલ્લાલનો અશ્વ એના ગજરાજ સામે ઊડ્યો હતો, એ દશ્યના હજારો સૈનિકો સાક્ષી હતા. ત્યાર પછી લક્ષ્મદેવ હણાયાની બૂમ ઊઠી; રણક્ષેત્રમાં અંધાધૂંધી થઈ ગઈ: કોઈ ક્યાંય ને કોઈ ક્યાંય જઈ પડ્યા; લક્ષ્મદેવનો મૌક્તિક હાર વીરબલ્લાલના હાથમાં આવી ચડ્યો, અને લક્ષ્મદેવ રણમાં રગદોળાઈ ગયાની વાત સાચી થઈ ચૂકી. માલવી સેન પાછું ફર્યું.

પણ લક્ષ્મદેવના હાથીએ તો એને અરિદળથી ક્યાંય દૂરના દૂર જંગલમાં મૂકી દીધો હતો. મંત્રી લોલાર્ક એની સાથે હતો. એટલીવારમાં લક્ષ્મદેવની અદ્દ્ભુત વીરતા સાથે એની મૃત્યુકથા વણાઈ ચૂકી હતી.

લક્ષ્મદેવે એ કુદરતી હોય તેમ સ્વીકારી લીધી. ફરતા ફરતા ઘણે સમયે બન્ને આજે આંહીં ગુજરાત તરફ આવી ચડ્યા.. લોલાર્ક હવે એને પાછા અવંતી ફરવાનો વારંવાર આગ્રહ કરી રહ્યો હતો. બન્નેના અંતરમાં ભૂમિનો પ્રેમ જાગ્યો હતો. પણ આ રખડપટ્ટીના સમયમાં લક્ષ્મદેવનું એક અદ્દ્ભુત ક્ષત્રિયવીર 'જગદેવ પરમાર' તરીકે નામ જામ્યું હતું. એની શક્તિની ઉપાસના અદ્વિતીય મણાતી થઈ ગઈ હતી. એને હાથે ગમે તેવા વિષધર પણ ઊતરી જતા. એની આંખમાંથી જગતની નારી માત્ર પ્રત્યે જે માતૃભાવ પ્રકટતો એ જોઈને તો મોટા મોટા નરપુંગવોનાં પણ માન છૂટી જતાં. સેઉણદેશમાં એણે કૈક લૂંટારાઓને રમત રમતમાં પકડી આપ્યા એમ કહેવાતું. કોકણના વિષધરોને એણે હાથમાં રમાડ્યા હતા. સ્તમ્ભતીર્થમાં

સોમનાથ આવું !'

'ના, ના, એવું ન થાય. તમારે છોકરાં છે. છોકરાંનાં છોકરાં છે. સૌ હમેશાં તમારી રાહ જોતાં હશે. એમને તમારા પાછા આવવાની હજી આશા હશે. એના ઉપર મારે ઠંડું પાણી રેડવું નથી. તમારે તો જવું જ રહ્યું.. અને મારે ? મારે હવે શું છે ? ત્યાં કોણ છે ? * માલવ્યદેવી હતી એને તો બંગમાં મોકલી દીધી. હવે કોણ છે ? મને અજિત રાખવો તમારા હાથમાં છે. તમે અંધકારમાં મારી સાથે આવો એવું હવે હું ઇચ્છતો નથી. તમે ઘણું કર્યું. હજી ઘણું કરશો. હવે તો નરવર્મને દોરો. તમે છો, હરદેવ છે.. મને હવે ભૂલી જાઓ, પંડિત !' લક્ષ્મદેવનો અવાજ જરાક ધ્રૂજ્યો. પ્રસંગ ગંભીર હતો, અને રાત્રિના આવા નિર્જન એકાંતમાં એ વધારે ગંભીર લાગતો હતો. જ્યાં સુધી એ માલવાથી દૂર હતા ત્યાં સુધી તો ઠીક, પણ આજે હવે એમના અંતરમાં ભૂમિનો પ્રેમ જાગ્યો હતો.

માલવરાજ લક્ષ્મદેવ જ્યારે યુદ્ધ માટે દક્ષિણમાં ગયો, ત્યારે અંગ, બંગ, કલિંગના વિજેતા તરીકેની એની પાછળ ભારે યશસ્વી જીવનકથા હતી. એ પોતાના જીવનમાં જ અરધો-પરધો અદ્‌ભુત દંતકથાના અજિત યોદ્ધા જેવો બની ગયો હતો. એના જીવનમાં એ અજેયતા એવી તો વણાઈ ગઈ હતી કે જ્યારે એ દ્વારસમુદ્રના યાદવ રાજકુમારો—વિષ્ણુવર્ધન, વીરબલ્લાલ અને ઉદયાદિત્ય સામે હાર્યો—ભલે, કલ્યાણના ચૌલુક્ય વિક્રમાદિત્યના સાથી તરીકે એ હાર્યો—પણ એ

* જગત્વિજયમલ્લ—કદંચીનો પુત્ર. એણે પોતાની પુત્રી માલવ્યદેવી બંગનરેશ શ્યામલ વર્માને આપ્યાનો ઉલ્લેખ છે. આ જગત્વિ-જયમલ્લ જગદેવ છે.

પરાજય એને પોતાને માટે તો મૃત્યુના ઘા જેવો થઈ પડ્યો. રણક્ષેત્રમાં અડગ રાજકુમાર વીરબલ્લાલનો અશ્વ એના ગજરાજ સામે ઊડ્યો હતો, એ દૃશ્યના હજારો સૈનિકો સાક્ષી હતા. ત્યાર પછી લક્ષ્મદેવ હણાયાની બૂમ ઊઠી; રણક્ષેત્રમાં અંધાધૂંધી થઈ ગઈ: કોઈ ક્યાંય ને કોઈ ક્યાંય જઈ પડ્યા; લક્ષ્મદેવનો મૌક્તિક હાર વીરબલ્લાલના હાથમાં આવી ચડ્યો, અને લક્ષ્મદેવ રણમાં રગદોળાઈ ગયાની વાત સાચી થઈ ચૂકી. માલવી સેન પાછું ફર્યું.

પણ લક્ષ્મદેવના હાથીએ તો એને અરિદળથી ક્યાંય દૂરના દૂર જંગલમાં મૂકી દીધો હતો. મંત્રી લોલાર્ક એની સાથે હતો. એટલીવારમાં લક્ષ્મદેવની અદ્‌ભુત વીરતા સાથે એની મૃત્યુકથા વણાઈ ચૂકી હતી.

લક્ષ્મદેવે એ કુદરતી હોય તેમ સ્વીકારી લીધી. ફરતા ફરતા ઘણે સમયે બન્ને આજે આંહીં ગુજરાત તરફ આવી ચડ્યા.. લોલાર્ક હવે એને પાછા અવંતી ફરવાનો વારંવાર આગ્રહ કરી રહ્યો હતો. બન્નેના અંતરમાં ભૂમિનો પ્રેમ જાગ્યો હતો. પણ આ રખડપટ્ટીના સમયમાં લક્ષ્મદેવનું એક અદ્‌ભુત ક્ષત્રિયવીર 'જગદેવ પરમાર' તરીકે નામ જામ્યું હતું. એની શક્તિની ઉપાસના અદ્વિતીય ગણાતી થઈ ગઈ હતી. એને હાથે ગમે તેવા વિષધર પણ ઊતરી જતા. એની આંખમાંથી જગતની નારી માત્ર પ્રત્યે જે માતૃભાવ પ્રકટતો એ જોઈને તો મોટા મોટા નરપુંગવોનાં પણ માન છૂટી જતાં. સેઉણદેશમાં એણે કૈક લૂંટારાઓને રમત રમતમાં પકડી આપ્યા એમ કહેવાતું. કોકણના વિષધરોને એણે હાથમાં રમાડ્યા હતા. સ્તમ્ભતીર્થમાં

વળી દરિયાની પૂજા કરીને દરિયાને શાંત કરી બતાવ્યો હતો. એણે દ્રમ્મના તો જ્યાં જાય ત્યાં ઢગલા જ વાપર્યા હતા. એને સુવર્ણસિદ્ધિ વરી હતી. ગુજરાતમાં આવ્યા પહેલાં જ ગુજરાતમાં એની નામના તો પહોંચી ગઈ હતી. એને પોતાને પણ હવે અંધારામાં જ રહેવાની ઇચ્છા જન્મી હતી. ફરી લક્ષ્મદેવ પ્રકટાવવાની એને હવે લેશ પણ આકાંક્ષા ન હતી.

'પ્રભુ !' લોલાર્ક બોલ્યો. પણ એના અવાજમાંથી આંસુ ટપકી રહ્યાં હતાં : 'પ્રભુ ! પણ આમ શું કરવા ? આટલે પહોંચ્યા.. અને હવે શું છે ?'

'હવે શું છે ? હવે જ બધું છે, પંડિતરાજ ! માલવરાજ મુંજ દક્ષિણમાં હણાયા તો આજ દિવસ સુધી એ અપકીર્તિએ માલવજનોને નીચી મૂંડીએ રાખ્યા. આજ હવે જ્યારે માલવાનું સૈન્ય અજિત ગણાયું છે—એના ગજસૈન્યે નર્મદા, ગોદાવરી ને તામ્રલિપ્તિમાં સ્નાન કર્યાં છે—ત્યારે હું આ નવું કલંક વહોરું, દુનિયા વાત કરે કે, માલવાનો રાજા ખરી રીતે તો હાર્યો હતો, નાઠો હતો ને પાછો માલવા ભેગો થઈ પણ ગયો—એક વખત મુંજ મહારાજના સમયમાં. બીજી વખત લક્ષ્મદેવના વખતમાં એ બન્યું—હવે એવું કલંક અવંતીને હું આપું ? અને તે પણ જ્યારે માલવીઓ બલ્લાલની સાથેના યુદ્ધની વીરકથા સાંભળીને ગજગજ છાતી ફુલાવતા આટલું ગૌરવ લે છે ત્યારે ? પંડિત ! એ ગૌરવકથા હવે હણવી—એ મારું માત્ર મૃત્યુ નથી; મૃત્યુ કરતાં પણ વધુ ભયંકર એવું કાંઈક છે. હું હવે થોડા દીના વૈભવ માટે એવું નહિ કરું. હું હવે ફરી નહિ જીવું.. અને જીવવામાં શું છે ? ગૌરવભરેલું મૃત્યુ એ શું જીવન નથી તે હું ફરી જીવવા માટે જીવું ?

હવે હીણો બનીને પાછો પ્રકટ થાઉં, એના કરતાં તો હું અંધકારમાં જ લુપ્ત થઈ જાઉં. એમાં માલવાની, મારી ને સૈન્યની ને તમારી સૌની શોભા છે. ભૂલ તો આ થઈ ગઈ— પણ એ તો થઈ ગઈ—વિક્રમાંકદેવને પડખે ચડવાની. એ ક્યાં રણયોદ્ધો હતો? એ તો રાજનીતિકુશળ લડવૈયો હતો. અને દ્વારસમુદ્રના એ ત્રણ રાજકુમારો—વિષ્ણુવર્ધન, વીરબલ્લાલ અને ઉદયાદિત્ય અને એનો દંડનાયક ભયંકર ગંગરાજ— એ તો મહાભારતી જમાનાના જોદ્ધા. આપણને તો એવા લડવૈયા ભારતભરમાં ક્યાંય મળ્યા નથી. વીરબલ્લાલ જેવા સામે લડવું—ને એ લડાઈમાં ખપી જવું, એ કાંઈ જેવો-તેવો જશ છે કે, હવે થોડા માટે, પરાજિત લક્ષ્મદેવ માલવા પાછો ફરે? અને હવે છે શું? હવે ત્યાં—નરવર્મ છે. એ બધું સંભાળી લેશે. હરદેવ છે. તમે છો. હવે કાંઈ અડચું રહે તેમ નથી. મને તો હવે સૌ ભૂલી જાઓ . . .'

'પણ એ લડાઈ ક્યાં આપણી મુખ્ય લડાઈ હતી! અને એ દ્વારસમુદ્રની લડાઈ થઈ ન હોત તો?'

'તો સવાલ જુદો હતો, પંડિતજી! પણ આજે તો ભારતભરમાં માલવાનો લક્ષ્મદેવ અજિત ગણાયો છે. મને હવે એ નામના સાથે જ લુપ્ત થઈ જવા દો. હું પરાજિત પાછો ફરું—એમાં નથી મારી કીર્તિ કે નથી માલવાની ખ્યાતિ. અને મારે પોતાને માટે તો વીરબલ્લાલનું વીરદર્શન બસ થયું છે. અત્યાર સુધી, લોલાર્ક! આપણે યુદ્ધ જોતા હતા ને યોદ્ધાને મળતા હતા. * દ્વારસમુદ્રમાં વીરપુરુષને મળ્યા.

* દ્વારસમુદ્ર હલેબીડ—ત્યાં વિખ્યાત મંદિરો છે. મ્હૈસૂરના હાસન જિલ્લામાં એ આવ્યું. માલવાનો રાજા જગદેવ ત્યાં લડયાનો ઐતિહાસિક ઉલ્લેખ છે.

એમને મન યુદ્ધ એ તો જીવનની એક મહાન કલ્પના. એને એ કાવ્યમય કરી મૂકે. એમની પાસે રણની કેવી છટા છે! મને તો એ વીરજીવનનું રાત ને દિવસ સ્વપ્નું આવે છે. ઘણાં યુદ્ધ કર્યાં. કેટલાય વિજય મેળવ્યા. દુશ્મનોને હંફાવ્યા. પણ વીરત્વ—વીરત્વ એ જુદી જ ચીજ છે. દ્વારસમુદ્રના અજિત કોટ પાસે કલ્યાણના ચૌલુક્યો હાર્યા. આપણે હાર્યા. પણ વીરબલ્લાલે તો જાણે કાંઈ થયું ન હોય તેમ, શાંતિથી પાછો નગરપ્રવેશ ન કર્યો? જાણે કોટની બહાર રમ્મત કરીને પાછો ફર્યો! વીરબલ્લાલે તો જાણે એક નવો જ યુગ માંડ્યો છે. હવે મને કોઈ યુદ્ધમાં, યુદ્ધ તરીકે રસ પણ રહ્યો નથી. યુદ્ધ એ બહુ બહુ તો શારીરિક પરાક્રમ છે. વિક્રમાંક ક્યાં યુદ્ધ જીતતો નથી? પણ એનામાં બલ્લાલના વીરત્વનો એક છાંટો પણ છે? રુદ્રદેવ! હું લક્ષ્મદેવ હવે અંધારામાં વિલીન થઈ ગયો છું. એને તમે કોઈ પણ દિવસ હવે ફરી જગવતા નહિ. તમે મારા વિશ્વાસુ મંત્રી છો. મિત્ર પણ છો. આંહીંથી હવે તમે અવંતી જાઓ—ત્યાં સૌને કહેજો કે લક્ષ્મદેવ રણમાં રોળાયો—એ ચોક્કસ છે. સૈન્યને દોરીને તો કવિ અશ્વત્થામા ક્યારનો પહોંચી ગયો છે. તમે જશો—એટલે વાત પણ પૂરી થાશે...'

'પણ મહારાજ!.. મારો..'

'લોલાર્ક! ઘણી વખત યોદ્ધાઓ જવું જોઈએ ત્યારે પણ અંધકારમાં જઈ શકતા નથી. મારે અંધકારમાં જવું છે. મને હવે મારે પંથે જવા દો.. મારે હવે.. જીવનમાં વીરત્વની ખરેખરી ઝાંખી કરવી છે. એ વસ્તુને મારે પ્રત્યક્ષ નિહાળવી છે. મને મારે પંથે પળવા દો! મારો પંથ

હવે જુદો જ છે ! એમાં વીરત્વ સિવાય બીજી કોઈ વસ્તુને સ્થાન નથી—અવંતીને, સૈન્યને, યુદ્ધને, સગાંને—સ્નેહને, કોઈ ને.'

લોલાર્ક એક ઘડીભર કાંઈ જ બોલી શક્યો નહિ.

રાજા લક્ષ્મદેવ હવે માને એમ એને લાગ્યું નહિ. તે ખિન્ન થઈ ગયો. લક્ષ્મદેવને એ લાગી આવ્યું. લોલાર્ક એનો જૂનો સાથી હતો. તેણે શાંતિથી કહ્યું: 'પંડિત ! રુદ્રદેવ ! તમે તો બુદ્ધિમાન છો. શાસ્ત્રજ્ઞ છો. રાજનીતિકુશળ છો. તમને બહુ લાગી આવે છે. પણ લક્ષ્મદેવ મૃત્યુ પામે છે—ને જગદેવ જન્મ લે છે, એમાં પણ તમને કાંઈ ઈશ્વરી સંકેત નથી જણાતો ? મારું સ્વપ્ન ભલે મારી પાસે રહ્યું, પણ પંડિત ! લક્ષ્મદેવ મરીને માલવાની વધારે સેવા કરી શકશે એમ પણ તમે માનતા નથી ? એના મૃત્યુ સાથે પાટણ માલવાનો અવિશ્વાસ થોડો વખત દૂર થશે. બન્નેની વચ્ચે શાંતિનો કાળ પણ લંબાશે. નરવર્મને તૈયારીનો વખત મળશે. અને મારી પણ બાર જ્યોતિર્લિંગની જાત્રા પૂરી થાશે. બીજા બધાંની જાત્રા તો મેં કરી છે. સોમનાથ ને કેદારેશ્વર બે રહ્યાં છે. એક સહસ્ર દિવસની સહસ્ર પૂજા સોમનાથની થઈ જાય—પછી કેદારેશ્વર. . ને પછી હિમાળો. હિમાચળમાં મૃત્યુ —એના કરતાં જીવનની કઈ વસ્તુ મારે માટે વધારે આકર્ષક રહી છે, રુદ્રદેવ ! કે હવે હું પાછો જે સ્વાંગ છોડી દીધો છે તે ફરીવાર ધારું ? હવે આ જન્મે એ પાનું પૂરું થયું. તમે તો વિદ્વાન છો. બીજી ખેપ ક્યાં નથી ? બીજી ખેપ વખતે વળી આ વાત અધૂરી રહી હશે તો પૂરી થઈ જાશે. હવે આ વસ્તુને આપણે દાટી જ દઈએ છીએ. હવે

એને ફરી નહિ ઉખેળીએ. કાલે સવારે આપણે વહેલાં જ પાટણમાં પ્રવેશ કરી લઈએ. આપણે આવી રહ્યા છીએ એ ખબર તો આંહીં પહોંચી ગયા હશે. જોઈએ, આંહીં વળી શું છે? ચાલો ત્યારે, આપણે આડે પડખે પડો. મધરાત તો વીતી ગઈ લાગે છે.'

થોડીવારમાં ત્યાં શાંતિ થઈ ગઈ. લક્ષ્મદેવને નિદ્રાએ ઘેર્યો. પણ લોલાર્કના ખિન્ન ચિત્તમાં હજી તરંગો ઊઠી રહ્યા હતા. લક્ષ્મદેવને માલવા લઈ જવાની આશા એનાથી છોડી છૂટતી ન હતી. મોડી રાતે એની આંખ બે ઘડી મળી ગઈ.

## ૨. રા' આવ્યો

મોંસૂઝણું થયું ત્યાં લક્ષ્મદેવ અને લોલાર્ક જાગી ઊઠ્યા. તેમણે ઉતાવળે ઉતાવળે પ્રાતઃકાર્ય આટોપી લીધું. ઊપડવાની તૈયારી કરતા હતા એટલામાં કોઈક આ બાજુ આવતું લાગ્યું. સોનેરીરૂપેરી ઘૂઘરાનો અવાજ આવી રહ્યો હતો. કોઈ રાજવંશી છે કે શું — કુતુહલમાં બહાર દૃષ્ટિ ફેંકે છે ત્યાં તો એમણે શિવાલયની પાસે જ એક સાંઢણીને ઓકારાતી જોઈ. સાંઢણી ઉપરથી એક પ્રચંડકાય પુરુષ નીચે ઊતર્યો. વૃદ્ધ છતાં તે અણનમ હતો. અને એની કાયામાં હજી શક્તિ ને સ્ફૂર્તિ હતાં. તે નીચે ઊતરીને અણનમ ઊભો રહ્યો. ચારે તરફ એણે એક નજર ફેરવી : ' આંહીં તો કોઈ આવ્યું લાગતું નથી, રાણુંગ ! કાં તો આપણો સંદેશો જ નહિ મળ્યો હોય ! પેલા બે છે . . પણ એ તો કોક પરદેશી જેવા લાગે છે ! '

ડોસો આગળ આવ્યો. એની પ્રચંડ કાયામાં એની કરડી આંખ અજબ જેવી આકર્ષક હતી. એનો ચહેરો ભરાવદાર ને શેહ પમાડે તેવો હતો. એની સામે નજર માંડવા માટે પણ હિમ્મત ભેગી કરવી પડે એટલી કરડાઈ એમાં હતી. તેની સામાન્ય રીતભાતમાંથી પણ, કોઈને કાંઈ પણ વિસાતમાં

ન ગણવાની એની ખુમારી, દેખાઈ આવતી હતી. તે ઉપર આવ્યો. તેની પાછળ પાછળ રાણીંગ આવી રહ્યો હતો. ડોસાનો પહેરવેશ જોતાં જ એ સોરઠનો છે એમ તરત દેખાઈ આવતું હતું. લક્ષ્મદેવને આશ્ચર્ય થયું. સોરઠનો રા' પોતે આવ્યો છે કે શું ? તેને નવાઈ લાગી કે રા'ની સાથે તો પાંચ-પચીસ માણસ હોય—અને આ તો રા' એકલો હતો. એટલામાં લોલાર્કે એના કાનમાં કહ્યું : ' રા' લાગે છે, પ્રભુ ! પણ આમ એકલો કેમ આવ્યો હશે ?'

એટલામાં રાણીંગે ઓટલા ઉપર ગાદી નાખી દીધી હતી. તે પાણીનો લોટો લઈ આવ્યો. પાસે દાતણ મૂક્યું. રા'એ ગાદી ઉપર જગ્યા લીધી. તેણે જરાક કરડી દૃષ્ટિએ શિવાલયના બન્ને અતિથિઓ તરફ જોયું. પણ એની નજર ત્યાં ચોંટી ગઈ. એક ચહેરામાં રહેલી અદ્‌ભુત વીરશ્રીએ એને એક પળભર ત્યાં થોભાવી દીધો. એને લાટના કોઈ રાજપુરુષનો વહેમ આવ્યો.

' ક્યાંના લાટના છો ? ' તેણે સહેજ પ્રશ્ન કરતો હોય તેમ પૂછ્યું.

' કોણ હું ? ના, ના, હું તો માલવાનો છું ! ' લક્ષ્મદેવે કહ્યું.

' ત્યારે તો પરમાર ? '

' હા. '

' આંહીં સુધી કે જાવું છે આગળ ? '

' જાઉં છું આમ સોમનાથ જાત્રા કરવા—વચ્ચે આંહીં રાતવાસો કર્યો હતો. રાતે આવ્યા પણ મોડા પડ્યા ને નગરીના દરવાજા વહેલા બંધ થતા લાગે છે ! '

'દરવાજા તો વહેલા જ બંધ થાય નાં? હવે રીયું કોણ? તમારું નામ?'

'જગદેવ પરમાર!'

'જગદેવ પરમાર?' રા'ને આશ્ચર્ય થયું. આ નામની ખ્યાતિ તો એણે સાંભળેલી હતી. અત્યારે જે કારણે એને બોલાવવામાં આવ્યો હતો, એ જ કારણે કદાચ આ પણ આવ્યો હોય તો નવાઈ નહિ. જગદેવ પરમાર વિષે તો ભાટચારણોએ એની પાસે પ્રશસ્તિ કરી હતી. એ જ આ પરમાર હોય તો ના નહિ. એણે સોમનાથનું કહ્યું એ તો અમસ્તું જ હોય.

'આ તમારી સાથે છે.. ભાઈ...'

'એ અમારા પંડિત મિત્ર છે. રુદ્રદેવ પંડિત. એ પણ સોમનાથ આવે છે!'

'એમ? ત્યારે તો આંહીં આવ્યા હશો, ભા!... ...' રા'એ હસીને વાત ઉડાડી દીધી. 'બોડી બામણીના ખેતર જેવું તે આનું નામ, રાણંગ!' રા'એ કટાક્ષ કર્યો.

એનો કટાક્ષ લક્ષ્મદેવે સાંભળ્યો ન સાંભળ્યો કર્યો. એને બહુ વાતોએ ચડવાનો અત્યારે વખત પણ ન હતો. ડોસો એને અનુભવનો સાગર જણાયો. એવા સાથે અથડાતાં કાંઈક કાચું કપાઈ જાય એ ભયે એ શાંત રહ્યો.

પણ એ ભય એને બહુ વાર સેવવો પડ્યો નહિ. પળ એ પળ થઈ ન થઈ, ત્યાં કોઈ એક માણસ નગર તરફથી આ બાજુ શ્વાસભેર દોડતો આવતો નજરે ચડ્યો. રા'ને આશ્ચર્ય થયું. એટલીવારમાં તો પેલો માણસ પાસે આવી ચડ્યો. રા'ને પોતાને આંહીં જોઈને એ ક્ષોભ પામી ગયો

હોય તેમ લાગ્યું. બોલવું કે ન બોલવું એવી દ્વિધામાં એ પડી ગયો જણાયો. રા'એ બોલ્યા વિના જ પોતાની આંખ એના તરફ ફેરવી : પેલો હજી કાંઈ બોલ્યો નહિ.

'આને શું છે, રાણંગ ! કેમ ઊભો છે બાઘરે ભરખ્યા જેવો. પૂછને !'

'શું છે અલ્યા ? કેમ દોડતો આવ્યો છે ? કોણે કુમાર ખેંગારજીએ મોકલ્યો છે ? ક્યાં છે કુમાર પોતે ?' રાણીંગે કહ્યું.

'તારું નામ તો ખર્પરક કે નહિ, અલ્યા ? કોણે ખેંગારે મોકલ્યો છે ? શું કહેવું છે ?' રા'એ પૂછ્યું. આંહીં શી પરિસ્થિતિ છે—મદનપાલ કાંઈક બુદ્ધિ બતાવે તેમ હોય, આંતરદેશનો નરવર્મદેવ આવે તેમ હોય, લાટ સળ-વળવાની શક્યતા હોય તો પોતે પણ આ ભેગો વસરકો કરી નાખવા માટે રા' આવતો હતો. એ હેતુથી જ ખેંગાર તો ક્યારનો પાટણમાં હતો. પણ હજી કાંઈ તક નથી એ સમાચાર મળતાં રા'એ સૈન્યને ભાલમાં રોકી લીધું . . ને પોતે એકલો જ આગળ આવ્યો. ચંદ્રચૂડ સૈન્ય સાથે રહ્યો. એને ખપ પડ્યે બોલાવી લેવો એવી વેતરણ રા'ની હતી. ચંદ્રચૂડનો આંહીં અત્યારે ગજ વાગે—બર્બરકને અંગે—એવો સંભવ હતો. એટલે રા' પહેલાં તો માત્ર માપ કાઢવા આવ્યો હતો. પણ છેલ્લા સમાચાર આંહીંના, એને આ નિર્જન મંદિરમાં ખેંગાર આપી જાય, પછી રા' એ ઉપરથી કેમ વર્તવું તે જાણે, એવી વેતરણ હતી. ત્યાં આંહીં તો ખેંગાર જ હતો નહિ ! ને આ ખર્પરક આવ્યો હતો.

'પ્રભુ ! કુમાર ખેંગાર . . ખેંગાર . . ખેંગારજીએ તો

મને મોકલ્યો છે....'

'હવે એ તો જાણ્યું તને મોકલ્યો છે તે..પણ છે શું? પોતે ક્યાં છે? કાંઈ કર્યું કે હજી હેફાં ભાંગો છો? કેમ છે ઉદેમતી *ફોફબાને?'

'પ્રભુ! પ્રભુ! તમને બોલાવવા માટે જ હું આવ્યો છું.'

'પણ બેંગાર આંહીં મળવાનો હતો ને..? એનું શું થયું? એ ક્યાં ગયો?'

'એ તો ત્યાં છે..મદનપાલજીને ત્યાં પ્રભુ!..' ખર્પરકે બે હાથ જોડયા ને સાશંક દૃષ્ટિથી જગદેવ તરફ જોઈ રહ્યો. જગદેવે એની દૃષ્ટિ ચુકાવી.

'એ ભાઈ માલવાના છે. આપણા મિત્ર છે. તું તારે હોય એ બોલી નાખને!'

'પ્રભુ! મદનપાલજીને હણી નાખ્યા છે..જનોઇવઢ કાપી નાખ્યા છે!'

જગદેવની આંખ આશ્ચર્યમાં પહોળી થઈ ગઈ. રાંને એક જબરજસ્ત આંચકો લાગ્યો હોય તેમ જણાયું.

'જનોઈવઢ કાપી નાખેલ છે? મદનપાલને? હેં! મદનપાલને હણી નાખ્યો છે એમ તું બોલ્યો ના? પણ હણનારો કોણ એ તો તેં કહ્યું નહિ? કોણ એવો બે માથાળો મૂઓ છે? કોની માને રોવાનું મન થયું છે? પણ તેં અલ્યા! ભાંગબાંગ તો નથી ચડાતી નાં? ક્યાંક ગાંજામાં ધતૂરાનાં બી આવ્યાં હોય નહિ!'

ખર્પરકે બે હાથ જોડયા: 'ના રે પ્રભુ! હું પોતે જ

* નવઘણ, ખેંગાર, નવઘણ ખેંગાર એ ક્રમ છે.

જોઈને હાલ્યો આવું છું ને! માણસ તો ત્યાં માતું નથી—મદનપાલજીની હવેલી પાસે. મહાઅમાત્ય પોતે આવ્યા છે ને!'

'પણ એને હણ્યો કોણે? કોણ એવો રા'ની હારે બાકરી બાંધવા નીકળ્યો છે? ખૂની પકડાણો કે પછી રામરામ? કોણ છે ખૂની? અલ્યા રાણંગ! મારી તલવાર લાવ.. ને નાગવેલને પાછી તૈયાર કર. હાલ્ય, તું ભેગો હાલ્ય, ખર્પરક! એવો કોણ પાટણમાં પાક્યો છે—મદનપાલને ધોળે દીએ મારી જાય એવો. કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે તે આ ભોરંગના ભોણમાં હાથ નાખવા આવ્યો છે? મદનપાલને હણ્યો એમ? મદનપાલને? હાલ્ય, તું મારી ભેગો હાલ્ય. હું જરાક ખૂનીને તો નિહાળી લઉં!'

રા' ઊભો થઈ ગયો. એના ધ્રૂજતા હાથે લાંબી તલવારનો ટેકો લીધો.

'પ્રભુ! પણ હણનાર તો પોતે જ છે!' ખર્પરકે બે હાથ જોડચા.

રા' બે પગથિયાં ઊતર્યો હતો તે થંભી ગયો: 'પોતે જ છે એટલે? કોણ બેંગાર? એણે આ કામો કર્યો? ઓય ઓટીવારનો!'

'ના ના, પ્રભુ! મહારાજ જયસિંહદેવ પોતે!'

'હેં!... ...' રા'નો અવાજ ફાટી ગયો હતો. પણ એની આંખમાંથી તો જાણે તણખા ઝરી રહ્યા હતા.

'શું કે' છે? જયસિંહદેવ તારો, અઈ કાલનો છોકરો, મદનપાલને મારી ગયો એમ? ઉદેમતી શું કરતી'તી? ને

રાજમાતા મીનલદેવી . . મીનલદેવી ક્યાં હતી? શું કરવા જયસિંહદેવે મદનપાલને હણ્યો?' રા'ની વાણી વેગભરી ને તીખી થઈ ગઈ.

'પ્રભુ! લીલો વૈદ મરી ગયો!'

'અરે લીલો મરે—ને લીલાનો બાપેય મરે, એમાં અમારે શું? એ તો ક્યારનું સાંભળ્યું'તું કે લીલો મરી ગયો. મરે એમાં શું? કાંઈ કોઈ થોડો અમરપટો લખાવી લાવ્યો છે?—પણ એમાં મદનપાલને શું?'

'કે' છે, મદલપાલજીએ એની પાસેથી દ્રમ્મ કઢાવ્યા હતા—બત્રીસ સહસ્ર, એ આઘાતમાં ને આઘાતમાં તેરમે દિવસે વૈદરાજ મૃત્યુ પામ્યો. મહારાજે એ સાંભળ્યું. આજે જ રાતે એમનો ગજરાજ શ્રીકલશ * મદનપાલજીની હવેલીએ આવ્યો. પોતે ઉપર બેઠા હતા. મદનપાલજીને બહાર બોલાવ્યા.'

'અને હણી નાખ્યા એમ કહેવું છે નાં? અલ્યા . . નાગવેલને તૈયાર કરને, રાણંગ! કેમ સાંભળતો નથી?' તેણે તીવ્ર અવાજે કહ્યું: 'તું પણ અલ્યા ભેગો હાલ્ય . . . . આ સોલંકીના છોકરાને રાજ ખોવાનું મન થયું લાગે છે! હાલો . . ઉપાડો . .' પણ ખર્પરક હાથ જોડીને એક બાજુ ઉપર ઊભો રહી ગયો હતો: 'પ્રભુ! હું હાલ્યો આવું છું . . મારે એમ છતું . . . .'

'હા હા, તું હાલ્યો આવ.'

બીજી પળે રા'ની સાંઢણી ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ.

---

* સિદ્ધરાજના હાથીનું નામ. વાગ્ભટે એ આપ્યું છે.

## ૩. જગદેવને પાટણમાં રસ પડે છે

રા' ઊપડ્યો કે જગદેવ અને રુદ્રદેવ પણ તરત ત્યાં જવા માટે ઊપડ્યા હતા. એક મંદિરના ચોગાનમાં ઘોડાં બાંધી દીધાં, ને રુદ્રદેવ ત્યાં રહ્યો. જગદેવ મદનપાલની હવેલી તરફ ઊપડ્યો. એટલામાં રા' મદનપાલની હવેલી પાસે પહોંચ્યો, તો ત્યાં માણસો માતાં ન હતાં. સેંકડો માણસો મદનપાલના મૃત્યુસમાચાર સાંભળીને ત્યાં ભેગાં થઈ ગયાં હતાં. કોઈ બોલતું ન હતું. પણ પાટણમાંથી એક સાડસતી ગયાનો સૌના મનમાં ઊંડો સંતોષ હતો. મહારાજ કર્ણદેવના સમયનો અર્ધ મૂર્ખ મદનપાલ—ધીમે ધીમે એવો શઠ ને ઠગ બન્યો હતો કે પાટણને એ ક્યારે દગો દેશે એ નક્કી ન હતું. રા' સાથે, લાટ સાથે, કદાચ બર્બરક સાથે—એની છાની-છપની ગોષ્ઠી ચાલી રહેલી હોય તો ના નહિ, એમ શંકા તો હતી જ. એને સૌ પાટણમાંથી કાઢવા આતુર હતા. એ જાય એમ મહાઅમાત્ય પણ ઇચ્છતા હતા. પણ એ નિર્લજ્જ બન્યો હતો. કાઢ્યા વિના એ જાય તેવો ન હતો. ને કાઢવાની કોઈની હિમ્મત ચાલતી નથી એ જોઈને પછી તો શઠ અને ઠગ સાથે એ જાલિમ પણ બની ગયો. લીલા વૈદનો પ્રસંગ એમાંટોચ હતો.

મહારાજ જયસિંહદેવે પોતે આવીને એને હણી નાખ્યો એ વાતે લોકોએ આનંદ અનુભવ્યો. પણ મહાઅમાત્ય ત્યાં આવ્યા, ત્યારે સૌને ચિંતા પણ પેઠી કે વખતે વાતમાંથી વતેસર થઈ જાય નહિ ને આમાંથી મહાનલ પ્રકટે નહિ. મીનલદેવીના ન્યાય પરત્વેના અત્યંત કડક વલણથી સૌને મનમાં શંકા પ્રકટી.

થોડીવારમાં તો લોકોએ એક સાંઢણીને ઝડપભેર ત્યાં ઝોકારાતી જોઈ. કોણ આવ્યું છે એ જોવા માણુસોનો ધસારો થયો. સાંઢણી ઉપરથી ઊતરીને તલવારનો ટેકો લઈને આગળ વધતો વૃદ્ધ રા' લોકોની નજરે ચડ્યો, ને એક પ્રકારની સનસનાટી ફેલાઈ ગઈ. કોઈકને ટીખળ કરવાનું મન પણ થઈ આવ્યું. એક જણાએ એક કાંકરી ફેંકી . . રા'ની તલવારમાં એ અફળાણી ને નીચે પડી ગઈ. રા' ઊભો રહી ગયો: 'મારો બાપ! મારી લ્યો, આજ તમારો સમો છે. પછી વળી અમારો સમો આવશે . .' તેણે કરડાકીથી કહ્યું. લોકો શાંત થઈ ગયા.

તે જરાક આગળ વધ્યો ને લોકમાં પાછી હિલચાલ થઈ ગઈ. સૌ આમતેમ ખસવા માંડ્યા. એટલામાં સામેથી થોડાક ઘોડેસવાર આવતા નજરે ચડ્યા. એમની મોખરે એક ઉત્તુંગ શ્યામ ઘોડા ઉપર એક તેજસ્વી જુવાન આવી રહ્યો હતો. 'અલ્યા તું તો . . ભાગી જા . . નહિતર જીવતો નહિ જા હો . . આ તારો દાદો આવતો લાગે છે!' જેણે કાંકરી ફેંકી હતી એને લોકોએ પાછળ ધકેલ્યો. એ ધક્કા-મુક્કીમાં જગદેવ આગળ નીકળી આવ્યો. 'આ તારો દાદો આવ્યો . . લે, આ બાજુ જ આવતો લાગે છે!'

'કોણ છે એ ?' જગદેવે પોતાની પાસે ઊભેલ એક જણાને પૂછ્યું.

'નથી ઓળખતા ? આ હમણાં જ મહારાજે જેને અધિકાર સોંપ્યો છે એ—કેશવ મહેતો—સ્થાનિક સેના-નાયક છે !'

પાસે ઊભેલાએ એને સુધાર્યો: 'સેનાનાયક ખરો, પણ કેશવ મહેતો નહિ—કેશવ નાગર ! એ તો નાગર છે. એ ક્યાં જૈન છે ? આંહીંનો સ્થાનિક સેનાનાયક છે. એના જેવો આદમી—અત્યારે પાટણમાં મળવો મુશ્કેલ છે. એની આંખ જુઓને !' પાછલાં વાક્યો એણે જગદેવને સંબોધીને કહ્યાં હતાં.

એટલામાં તો કેશવનો ઘોડો ત્યાંથી પસાર થયો. જગદેવે એના તરફ જોયું. એની આંખમાં વીજળીના જેવી ચમક હતી. વેધક, તીક્ષ્ણ ને શેહ પમાડે એવી એની દૃષ્ટિ હતી. એ જુવાન હતો—છતાં એનામાં અદ્ભુત ગૌરવ હતું. પાટણના સ્થાનિક સેનાનાયકમાં કોઈ આશા રાખે એવો પ્રભાવ એનામાં હતો. એની અડગ, દૃઢ અને મનોહારી ઘોડેસવારીએ જ કૈંકની નજરને આકર્ષી રાખી હતી. જગ-દેવને એની શક્તિ માટે—અને એને પસંદ કરનાર જયસિંહ છે એ સાંભળીને જયસિંહ માટે, મનમાં ઊંચો મત બંધાયો. સોલાકે પાસે હોત તો એના કાનમાં એ કહી દેત કે નરવર્મને કહેજે—હમણાં પાટણ ઉપર નજર ન કરે.

'મહારાજનો જમણો હાથ છે !' બોલનારને કેશવ તરફ સંપૂર્ણ માન હોય તેમ એણે જગદેવને વધુ માહિતી આપી: 'જંગલ, જંગલની લડાઈ, જંગલી લોકો—ને જંગલી

ભાષા—એના બાપની. એના જેવો જાણકાર કોઈ ન મળે. નહિતર હજી તો એની ઉમ્મર પણ શી છે ?'

એટલામાં રા'ને જોઈને કેશવ ઘોડા ઉપરથી નીચે ઊતરી પડચો. એની તરફ ગયો. જઈને શાંતિથી ઊભો રહ્યો. એણે બે હાથ જોડચા. રા'એ એક ભેદી દૃષ્ટિથી એને માપી લીધો. એ એની હાજરીનો અર્થ સમજી ગયો. પણ તેનો આવેશ નરમ પડતાં એ આ કાર્યમાંથી રાજરમત કરવાની શકયતા તરફ ઢળી ગયો હતો. તેણે કેશવને જોયો અને કહ્યું:

'આ હવે તમારે આશરે છીએ . . બે ચાર દી . . .' રા'એ કટાક્ષ કર્યો. 'તમે મારો, ઉગારો . . કયાં છે રાજમાતા ?'

'મહાઅમાત્ય ને સૌ તો શ્મશાન ઉપર ગયા છે, પ્રભુ ! ત્યાં મુંજાલ મહેતા છે. મહાઅમાત્યજી છે. બેંગારજી છે. કુમાર શર્મા છે. સૌ ગયા છે. હજારો નાગરિકો સાથે છે.'

'એ તો હવે, ભા ! સૌને સારું તો લગાડશો નાં ? પણ કયાં છે રાજમાતા પોતે? એ કયાં છે ? મારે તો એમને મળી લેવું હતું. મડદું કરી નાખ્યો એટલે હવે સૌ ભેગા થઈને રાખ તો કરી નાખશે નાં ? ત્યાં હવે જઈને ય હું શું કરું ? મારે તો રાજમાતાને મળવું છે ! મારે જાણવું છે !'

'રાજમાતા તો હમણાં કયાં કોઈને મળે છે ? પણ તમારું કામ હોય તો સંદેશો હું લઈ જાઉં !' કેશવ બોલ્યો.

રા' ટટ્ટાર ઊભો રહી ગયો. એના શરીરનાં રૂંવાડાં માત્ર ખડાં થઈ ગયાં. 'છોકરા !' એનો અવાજ તીણો કર્કશ બની ગયો: 'તું તો હમણાં રાજદરબારમાં રહ્યો

હોઈશ. મેં તો કૈક જમાના જોઈ નાખ્યા. રાજમાતા પણ જો કોઈને મળતાં જ ન હોય તો તો થયું, કાંઈ નહિ.. તો તો .. મારે .. મારે બીજા કોઈને મળવું પણ નથી.' તે જરાક પાછો ફર્યો.

પણ કેશવ કાંઈ જવાબ વાળે તે પહેલાં એક પાલખી આ તરફ આવતી એણે જોઈ. રાજમાતાની પાલખી આવે છે એ જોઈને તે એક તરફ શાંત ઊભો રહી ગયો. લોકો એકદમ સ્થિર બની ગયા. રાજમાતા પોતે આંહીં આવી રહ્યાં હતાં.

પાલખી રા' પાસે જ આવીને થોભી. એક પડદો જરા ઊંચો થયો. અંદરથી મોહક, મીઠો, ગંભાર, જનની-ભાવથી ભરેલો કાંઈક ખિન્ન અવાજ સાંભળીને રા' જરા શાંત થઈ ગયો : 'રા' મેં આ સાંભળ્યું. ને તમે આવ્યા છો એ પણ સાંભળ્યું. હું તમને જ મળવા આવતી'તી. આ તો ભારે થઈ છે !'

'હોય બાપા !' રા'એ નિર્વેદભર્યો પણ ઉપાલંભથી ભરપૂર જવાબ વાળ્યોઃ 'હોય, આજ પાટણના દી છે. ચડતી-પડતી છે. ગિરનારીનાથ જે દી દેખાડે—એ ગલઢે ગઢપણ દેખવા, બીજું શું ? આ તો તમને ઓળખીએ, એટલે માયલું માને નહિ, અંદરથી અવાજ આવે, કે ફટ રે ભૂંડા ! કાંઈ મા મીનલ અન્યા સે'શે ? દુનિયા આખી સે'શે પણ કાંઈ એ સે'શે ? બીજાં તો ઠીક હવે, આ તમારાં વાણિયાં, નાગરાં ને આ છોકરડો મહારાજે હમણાં રાખ્યો છે ને—એ તો ઠીક હવે. એને બચારાને શી ગતાગમ પડે ? એટલે કીધું, તમને મળ્યા વિના તો નો' જાવું. જીવ મૂંઝાતો'તો. આ તમે આવ્યાં, એ વેણ કહ્યાં, તો જરાક જીવને ધરપત થઈ .. બાકી ગયો

એ તો ગયો. જેવા કરમના લેખ, બીજું શું ?'

રા' મીનલદેવીની પાલખીની પાછળ પાછળ હવેલીમાં અદૃશ્ય થયો. એટલે લોકો ધીમે ધીમે વીખરાવા માંડયા. જગદેવ પોતાના ઘોડાની ખબર કાઢવા મંદિર તરફ ચાલ્યો. પણ લોકોની વાતમાંથી એ કળી ગયો કે આવા ન્યાયના પ્રશ્ન ઉપર રાજમાતા રાજ આખું ન્યોછાવર કરી નાખે એવાં છે. ને આ રા' જમાનાનો ખાધેલ છે. એ અત્યારે શીળો થઈ જાશે, અને આમાંથી જે કાંઈ ભેદ જન્મશે એનો લાભ ઉઠાવશે. એ લોકકથા સાંભળતો એમની વચ્ચે જ ચાલી રહ્યો હતો. એનો રસ જાગ્રત થયો હતો. ને એકબીજા વાતોએ ચઢ્યા હતાઃ 'સાંતૂ મહેતા છે એટલે વાંધો નહિ. પણ ભાઈ! કોને ખબર છે, આમાંથી વાત વળે ચડી જાય તો ?'

'જયસિંહદેવ નમતું આપે તેમ નથી. એની માતૃભક્તિ અપાર છે. પણ હવે એણે રાજકાજ ઉપાડ્યું છે—એમાં એ કોઈને નમતું નહિ જોખે . . એનું ધાર્યું જ થાય. એ તો ગયા કર્ણદેવ મહારાજ, સૌ મંત્રીઓની સલાહ પ્રમાણે કરે . . આ તો અત્યંત દઢાગ્રહી . . . કહે છે, બર્બરકની પત્ની પિંગલિકાએ મદનપાલને સાધ્યાની હકીકત બહાર આવી હતી . . અને . . . .' કોઈક પરદેશી જેવો વાત સાંભળી રહ્યો છે એ જોતાં જ બોલનાર મૂંગો થઈ ગયો.

જગદેવ બીજી તરફ ફરી ગયો. તે રુદ્રદેવને મળવા ચાલ્યો. એટલામાં એણે રસ્તામાં ખર્પરકને જતો જોયો. રા'-ને પ્રભાતે એ મળવા આવ્યો હતો એટલે એણે એને તરત ઓળખી કાઢ્યોઃ 'એ ભાઈ! ખર્પરક કે શું નામ ?'

પોતાને કોણ સાદ કરે છે એ જોવા ખર્પરક ઊભો

રહી ગયો. ત્યાં જગદેવે પાછળથી એના ખભા ઉપર હાથ મૂક્યો : 'એ તો હું તમને બોલાવતો હતો. આમ ક્યાં જઈ આવ્યા? રા 'ની સાથે તમે ન હતા?'

'કોણ હું? ના ના, હું તો આંહીનો છું!'

'એમ? આંહીં શું કરો છો?'

'આ તમારા જેવા કોઈ આવે ને કામ બતાવે તો દોડીને કરીએ. બે દ્રમ્મ મળે તો ચણા ફાકવા થાય! જોયું નહિ—સવારે મેં ખબર આપ્યા તો રા 'ને ખબર પડ્યા. નહિતર એ તો બિચારા આવીને મદનપાલની હવેલીએ ઊભા રહેત ને ત્યાં તો દેકારો બોલતો હોત!'

'પણ તમે કહ્યું ને તમને ખેંગારજીએ મોકલ્યા?'

'હા. રા 'નો સૌથી નાનો કુમાર. તમારે મૈત્રી કરવા જેવો છે. એના જેવો વિપત્તિ ઉપર મુક્ત હાસ્ય કરનારો મેં હજી સુધી તો બીજો કોઇ જોયો નથી. મદનપાલના મૃત્યુના સમાચાર સૌથી પહેલા—આ આખા નગરમાં મેં જાણ્યા. દોડીને એને આપ્યા . . તો એ ખડખડાટ હસી પડ્યો!'

'હેં! અરર! માણસનું મૃત્યુ કોઇને હસાવે—તો તો કઠણ પથ્થરનું હૃદય હોય!'

'ના, ના, એમ નથી. તમે સમજયા નહિ—કોઈ વિપત્તિ ગમે તેટલી મહાન કાં ન હોય—એના ઉપરથી જાણે ઘા કર્યાં વિના જ ચાલી જાય છે. આ મદનપાલની વાત સમજવા જેવી છે . . તમે પરદેશી છો, તમે માળવાના છો એ મને ખબર છે. સવારે જ મને ખબર પડી. તમને કહેવામાં વાંધો નથી . .' તેણે સાવચેતીથી પાછળ જોયું: 'રા 'એ એના ઉપર મદાર બાંધ્યો હતો. મદનપાલ . . ને બર્બરક ને એવી એની

સાંકળ ઉપર. ત્યાં જયસિંહદેવ મહારાજે અચાનક ઘા માર્યો. સાંકળ જ તૂટી ગઈ. એટલે ખેંગાર હસી પડ્યો !'

'ત્યારે તો જાણવા જેવા . . ક્યાં રહે છે ?'

'એ હું તમને કોઇક વખત બતાવીશ . . પણ હમણાં તો રોકાવું છે નાં ?'

'હા.'

'ત્યારે એક બીજી વસ્તુ છે, ત્રિલોકમાં ન હોય એવી એક નારી છે . . . . . રૂપરૂપનો સાગર . . સોનલદે એનું . . નામ.' પણ જગદેવ તો એ શબ્દો સાંભળતાં જ ખર્પરકની પાસેથી બે ડગલાં પાછો હટી ગયો. જાણે એ શબ્દો બોલનારનો પડછાયો પણ એને સ્પર્શે નહિ એવી સાવચેતી રાખવા માગતો હોય તેમ એ સાંભળી રહ્યો. બે હાથ જોડી એણે જરાક માથું નમાવ્યું: 'મારી મા જગજ્જનનીના જેવું રૂપ હશે !' તે બોલ્યો. ખર્પરક તો આશ્ચર્યમાં સ્થિર જ થઈ ગયો.

'તમને વાત ન ગમી કાં ?'

'માની વાત મને ન ગમે ? એ શું બોલ્યા ? હું તો એ સાંભળીને જ એ રૂપ પામી ગયો !'

એટલામાં કેશવ ત્યાંથી ઉતાવળે ઘોડે નીકળ્યો : 'રા'-એ સળગાવ્યું લાગે છે !' ખર્પરકે વાત બદલી.

'કેમ ખબર પડી ?'

'આ ગયો કેશવ—તે મહાઅમાત્યને બોલાવવા જતો લાગે છે. ઠીક ત્યારે—આપણે પાછા ક્યારેક મળીશું . .'

જગદેવ એને જતો જોઈ રહ્યો. એને પાટણના જીવનમાં કાંઈક નવાજૂના ભણકારા વાગ્યા. એને હવે પાટણના

જીવનમાં રસ મળવા લાગ્યો. લોલાર્ક પાટણ છોડી જાય—તો પાંચપંદર દી આંહીંનો તાલ જોઈ પછી સોમનાથ જવાનો એણે નિશ્ચય કર્યો.

એણે રાજમાતાની અત્યંત કડક ન્યાયવૃત્તિ વિષે સાંભળ્યું હતું. મહારાજે પોતે જ મદનપાલને હણ્યો હતો—એટલે એમાંથી એનો ચતુર મહાઅમાત્ય શો રસ્તો કાઢશે એ પૂરેપૂરું જાણવાની એને જિજ્ઞાસા થઈ આવી. આંહીં થોડા દી થોભી જવાનું નક્કી કરીને એ પોતાના ઉતારા તરફ વળ્યો.

## ૪. મહાઅમાત્યની ચિંતા

ખર્પરકનું અનુમાન સાચું હતું. રાજમાતા મીનલે સાંજે જ પહેલાં તો ખાનગી મંત્રણાસભા બોલાવી હતી. મહાઅમાત્યને ત્યાં આવવાનું આમંત્રણ હતું. કેશવે એ સમાચાર આપ્યા અને સાંતૂને એમાં રા'નો વિજય દેખાયો. રા'જમાનાનો ખાધેલ વિચક્ષણ પુરુષ હતો. તેણે અત્યારે પાટણમાં ભેદ પાડવાની પરિસ્થિતિ જોઈ લીધી હતી. તે જેટલો ઉગ્ર, કડક અને બડછટ હતો—એટલો જ ઠંડો, શાળો અને કુનેહબાજ પણ થઈ શકતો—થવું હોય ત્યારે. અત્યારે એ એકદમ ઠંડો થઈ ગયો હતો. મદનપાલની વિપત્તિને એણે પાછળથી ભાવિના લેખ તરીકે શાંતિથી સ્વીકારી લીધી—એમાં પણ આ જ હેતુ હતો. 'પણ આપણે પૂછો તો ખરાં, બા!' તેણે ધીમેથી મીનલદેવી પાસે મૂક્યું: 'કે આ અન્યા થયો કેમ? મહાઅમાત્યની નજરબહાર આવું કાંઈ થઇ શકે? અને અન્યાનું કાંઈ નહિ, એ તો રાજવળામાં ખૂન તો થાતાં આવે. પણ રાજા ઊઠીને કોઈને મારવા જાય—આ તો વાત સાંભળી છે તે કહું છું, ખોટી પણ હોય—મહાઅમાત્યજીએ પોતે કામો કર્યો હોત તો તો વાંધો

નો'તો—આ તો રાજા ઊઠીને પોતે—ને તેય બેસતો રાજા —હજી બર્બરક તો માથે ગાજે છે ત્યાં. મારે કાંઈ નથી, બા! તમે કહેતાં હો તો હું તો, કાલ ઊઠીને નાગવેલ ઉપર પાછો ખંખેરી મૂકું. તમારે ત્યાં વિરોધ જાગે તો મારે એ જોતો નથી. આ તો તમારો તેડાવ્યો હું આવ્યો ને ત્યાં તો મૂરતમાં જ મુડદું જોવા મળ્યું!'

રા'એ વસ્તુને ફેરવીને મૂકી. તેની વાણીની અસર થઈ હતી. મીનલદેવીએ મંત્રણાસભા બોલાવી હતી. એના સ્વભાવમાં રહેલી નૈસર્ગિક ન્યાયપ્રીતિ જાગી ઊઠી હતી. રા'એ એ વસ્તુનો પૂરેપૂરો લાભ ઉઠાવવા ધાર્યો હતો. એમાંથી વાત વળ ઉપર ચાલી ન જાય એ જોવાનું હતું. આજે મહાઅમાત્યની ચિંતાનો એ વિષય હતો. તે વિચાર કરતો રાજદરબારમાં પ્રવેશ કરી રહ્યો.

દ્વાર ઉપર ખડા રહેલા પ્રતિહારીઓએ નમીને ભાલા નમાવ્યા. તે આગળ વધ્યો. રાજમંદિરને પહેલે જ પગથિયે એણે શાંત, સ્થિર ઊભેલો એક જુવાન પુરુષ દીઠો. તેણે બે હાથ જોડીને નમન કર્યું. મહાઅમાત્યે તે સહજ હોય તેમ ઝીલ્યું. તે બે પગથિયાં આગળ વધે તે પહેલાં પેલો જુવાન પણ તેની પાસે પાછળ આવ્યો.

'પ્રભુ!'

'કેમ? શું છે કેશવ?'

'પ્રભુ! એક વિજ્ઞપ્તિ છે!' કેશવે બે હાથ જોડ્યા. મહાઅમાત્યને એ વિજ્ઞપ્તિમાં રસ હોય તેમ ન લાગ્યું. એમને કેશવ પ્રત્યે ખાસ પ્રેમ ન હતો, તેમ તિરસ્કાર પણ ન હતો. મુંજાલ કરતાં એ હજી ઓછી ધાલમેલ કરી

શકતો—પણ જયસિંહદેવે એક પ્રકારની સ્વતંત્ર મનોવૃત્તિ બનાવવા માંડી હતી—એ બધામાં આ નવા આગંતુકોનો હાથ હોય એમ એ જોતો. એમની એક રીતે ઉપેક્ષા કરવાથી એમનું વર્ચસ્વ ઘટે. મહાઅમાત્ય એટલા માટે યોગ્ય કારણ હોય તો જ એમને બોલાવતો કે એમની વાતને મહત્ત્વ આપતો.

'પ્રભુ! રા' તો ક્યારના આવ્યા છે! રાજમાતા પણ બેઠાં છે!'

'બીજું કોણ છે? મહારાજ આવ્યા છે?'

'ના, ના.'

'ઠીક એ તો જોઈ લેવાશે....' સાંતૂએ આગળ પગલું ભર્યું.

'મારી પાસે એક મહત્ત્વની હકીકત આવી છે, પ્રભુ!...'

'હા, તે ત્યાં આવજે ને..ત્યાં આવજે..' સાંતૂએ ઉતાવળે કહ્યું. મુંજાલ એની પાછળ હસતો હસતો આવી રહ્યો હતો: 'શું છે, સેનાનાયક? મહાઅમાત્યજી પાસે ન હોય એવી મહત્ત્વની વાત તમારી પાસે ક્યાંથી આકાશમાંથી આવીને પડી કે શું?' તેણે કેશવની લઘુતા કરતાં મહાઅમાત્યની રાજનીતિ ઉપર કટાક્ષ કર્યો હતો.

'એટલું કરજો ત્યારે. ખરે ટાણે મને બોલાવજો...' કેશવ નીચે ઊતરી ગયો.

'હા, હા, હવે..' મુંજાલ હસતો હસતો ચાલ્યો ગયો.

'આ બધાય.. પેલો કચ્છમંડલમાંથી દાદાકનો મહાદેવ પણ આવી રહ્યો છે, પ્રભુ! એ જાણ્યું? દાદાકનો

મહાદેવ ! એ તો વળી અજબ છે ! મહારાજને નવરત્ન દરબાર કરવો છે કે શું ?'

'તો ત્રણ તો થઈ ગયા.' સાંતૂએ જવાબ વાળ્યો.

'કેશવ છે, મહાદેવ આવે છે, ને તમે છો. થઈ ગયા નાં ત્રણ ? અને એમાંનો દરેક ત્રણ જેવો ગણો, તો એ ત્રણ મળીને નવ !'

મુંજાલે વાત હસવામાં ઉડાડી દીધી. પણ એ કટાક્ષ કળી ગયો. એને મહાઅમાત્યની જેટલી ચિંતા રહેતી— એટલી જ બીજી બાજુ નવા આવનારાઓની પણ હતી. એમાં કેશવ હતો. ત્યાં મહાદેવ આવતો હતો. એ બન્નેને મહાઅમાત્ય સામે મૂકવાની એ વિચારણા કરી રહ્યો હતો. તો બન્નેનાં બળ તૂટે. હજી શરૂઆત હતી—છતાં એટલામાં જ જયસિંહદેવના વિચક્ષણ સ્વભાવે મહાઅમાત્યને જરા મૂંઝવી દીધા હતા. એ વસ્તુ વધતી રહે એ જોવા એ આતુર હતો. એમાં આ બન્ને આવનારા ઉપયોગી હતા. પણ આજની વાતમાં તો રા'નું તત્ત્વ ઉમેરાયું હતું. એટલે આજ પૂરતી તો એ સાંતૂની મૂંઝવણમાં પોતાની મૂંઝવણ જ માની રહ્યો. માત્ર એણે કેશવની વાતનું ધ્યાન રાખી લીધું.

સાંતૂ અને મુંજાલે અંદર પ્રવેશ કર્યો. કર્ણદેવના ખાલી આસન પાસે એક સાદી સાદડી નાખીને મહારાણી મીનલદેવી ત્યાં બેઠી હતી. તેણે કાળું વસ્ત્ર પહેર્યું હતું. અત્યારે એના ચહેરા ઉપર વ્યગ્રતા હતી અને અંતરમાં ગ્લાનિ હતી. એના પ્રત્યે માણસ માનથી માથું નમાવ્યા વગર રહી ન શકે એવી એકદમ આકર્ષક સ્વચ્છતા એની આસપાસ દેખાઈ આવતી હતી. તેના હાથમાં એક સાદો

રુદ્રાક્ષનો બેરખો ફરી રહ્યો હતો. તેની બરાબર સામે સામેના ગોખલામાં સોમનાથ મંદિરની એક નાની પ્રતિકૃતિ હતી. તે વારંવાર બારણા તરફ જોતી હતી—હજી જયસિંહદેવ આવ્યો ન હતો. એની પાસે . . થોડે દૂર રા' બેઠો હતો. તે એકદમ શાંત હતો. એના ખોળામાં એની લાંબી તલવાર પડી હતી. સાંતૂ આવીને બે હાથ જોડી રા' પાસે બેસી ગયો. બીજી તરફ મુંજાલ બેઠો.

'આ તો, મહેતા! ભારે થઇ છે!' મીનલદેવીએ સાંતૂને કહ્યું: 'બીજું કાંઇ નહિ—આપણા સોલંકી નામ ઉપર બટ્ટો આવશે! આવું ક્યારેય થયું છે ખરું?'

'શેનો બટ્ટો, મહારાણીબા?' સાંતૂએ પ્રશ્ન કર્યો. અને તે રા'સામે જોઇ રહ્યો. મીનલદેવીને તેના પ્રશ્નથી આશ્ચર્ય થયું. મુંજાલને અંદર અંદર ગલગલિયાં થયાં. પણ તેણે રા'ની સામે સાશંક દૃષ્ટિ કરી. રા' ધીમો મક્કમ ઠંડો બનીને બેઠો હતો. તે કાંઇ બોલ્યો નહિ.

'આ તો હજી આપણે જાણે કુટુંબકથા કરી રહ્યા છીએ,' મીનલે કહ્યું: 'પણ કાલે રાજસભા ભરાય તો ત્યાં આ પ્રત્યુત્તર શોભશે કે, મહેતા? જેને વરસો સુધી આપણે આશ્રય આપ્યો—એને આપણે અકારણ આવી રીતે જનોઈ-વઢ હણી નાખવો—મને તો એમાં . . . . . .'

'હોય બાપ! હોય! એ તો જેવા જેના લેખ! એમાં મહાઅમાત્યે શું કરે . . ને કુમાર મહારાજ—એ તો હજી ઊગતા સૂરજ . . એ ય શું કરે? એને કાંઈ થોડી ઊંડી ગતાગમ છે? કોકનો દોરીસંચાર તો હોય નાં? હોય! બાપ! હોય. ઈ તો જેવાં જેનાં કરમ! નકર કાંઈ આમ ન

થાય !' રા' બોલ્યો. બોલતાં બોલતાં એણે દોરીસંચારનો ઘા મારી લીધો હતો.

'કરમબરમ તો ઠીક, નવઘણજી ! પણ મદનપાલજીને અમે જ આશરે રાખ્યા'તા. આંહીં એ મોટા થયા હતા. આંહીંના જ એ તો હતા.. ને આંહીંના જ જાણે લાગતા હતા,' મુંજાલ બોલ્યો. મુંજાલના છેલ્લા શબ્દોમાં રહેલ કટાક્ષ રા' કળી શક્યો નહિ. એને મુંજાલ–સાંતૂનો ભેદભાવ જ નજરે આવ્યો. 'હા, બાપ ! કેમ નહિ ? એ તો આંહીંના જ— તમારા જ લાગતા...' રા'ને લાગ્યું કે મુંજાલ પણ એની તરફેણમાં છે, એટલે એ ઉત્સાહથી આગળ વધ્યો: 'એ તો તમારાથી ક્યાં અજાણ્યું છે? કોઈ કે' નહિ એને અમારા—એટલા બધા આંહીંના.'

'હા; આંહીંના જ—' મુંજાલે કહ્યું: ને પછી ધીમેથી ઉમેર્યું: '... પણ લાગતા હતા એટલું જ.' ઘા માર્યો હોય તો લોહી ન નીકળે એવો રા' ઠંડો થઈ ગયો. મુંજાલના વાક્યના કટાક્ષે એને ભોંભેગો કરી દીધો હતો. એટલામાં તો સાંતૂએ પૂરું કર્યું: 'મુંજાલ! થાવું એમ કાંઈ સહેલું છે? કોઈ કોઈનું થાતું નથી, ભૈ! અને તે પણ આ કળજગમાં? કળજગમાં તો આપણા પણ આપણા રૈ'તાં નથી, ભૈ!'

રા' કળી ગયો. વાણિયા તો બન્ને એક જ હતા. તેણે જવાબ વાળ્યો: 'ત્યારે તો બાપ! એ જ વાત છે. રાજમાતાજી પણ એ જ કે' છે ને? કે'વાનું હોય તો શું કરવા છાનુંછપનું રાખવું? મદનપાલમાં કે'વાપણું કાંઈ ખરું?' તેણે પ્રશ્ન કર્યો. 'હોય તો કહી દો! આ રાજમાતા છે—

જેવાં તમારાં તેવાં અમારાં ! બોલો.'

'રા—તમતારે હવે જાઓ. કાલે રાજસભામાં આવજો. ન્યાય મળે એ જોવાનું મારે માથે. બસ ?' મીનલે કહ્યું. થોડી વાર પછી રા' નમીને ચાલતો થયો.

'સાંતૂ મહેતા ! મદનપાલને આપણે હણ્યો છે—આપણે એટલે મેં, મહારાજે, તમે, સૌએ. આ કામ આપણું સૌનું ગણાશે. પાટણની રાજસભા પાસે એ વાત મારે મૂકવાની છે ! મેં નિશ્ચય કર્યો છે. હણનાર કોણ છે—ગમે તે હોય—રાજસભાને જાણે એની ખબર નથી. મારે આ વાતનો ન્યાય તે આપવો છે !'

'મહારાણીબા ! વાત રાજસભા પાસે મૂકવાની છે ? શું કરવા, મહારાણીબા ? એવું એનું શું મહત્ત્વ છે ?'

'કેમ એનું મહત્ત્વ નહિ ? તો તો કાલ કોઈ પ્રજાજન સલામત ન હોય. આનું મહત્ત્વ નહિ, તો કોનું ?'

આટલી સાદી શાંત લાગતી નારીમાં વજ્રટંકાર છે એ પહેલાં તો એકદમ માની શકાય નહિ. 'તમે આ બોલો છો, સાંતૂ મહેતા ? જેમણે વર્ષો સુધી એકચક્રી રાજ ચલાવ્યાં છે, પાટણને વશ રાખ્યું છે, તમને શું ખબર નથી કે તમે રાજસભામાં આ વાત રજૂ નહિ કરો, તો આવતી કાલે પટ્ટણીઓ તમારી પાસે ન્યાય માગતા આવશે અને સામે મોંએ જવાબ માગશે ! આ તો પાટણનગરી છે—તમે એને એવી બનાવી છે. હવે તમે એને અશક્તની પેઠે, અજ્ઞાંકિત બાળકની પેઠે, મૂર્ખ અનુયાયીની પેઠે નહિ રાખી શકો, મહેતા ! નગરીને તમે ખબર નહિ આપો—તો નગરી તમને ખબર આપશે ! હું એટલા માટે કહું છું, મહેતા ! આપણે

રાજસભા બોલાવવી જ પડશે—ને ન્યાય પણ આપવો પડશે.'

'પણ મહારાજ શું કે' છે?'

'મહારાજ શું કહે? મહાઅમાત્યજી જે કહે તે મહારાજ કહે!' મુંજાલ બોલ્યો.

'ત્યારે જયદેવ શું કહે છે.. એ હું પૂછવા માટે તો આંહી.. એને બોલાવી રહી હતી. પણ એ તો આંહીં નથી..'

'મહારાજ કહે છે, મહારાણીબા...'

મીનલદેવીનો શબ્દ અધૂરો રહી ગયો. કેશવ ત્યાં નમન કરીને ઊભો હતો. મીનલદેવીએ એને આગળ બોલવા ઇશારત કરી.

'મહારાજ કહે છે, મહારાણીબા! કાલે સવારે રાજસભા ભરવાની છે. તેમાં કુમારશર્મા આવવાના છે. આચાર્ય ભાંભૂદેવ આવવાના છે. નગરપાલ ધનશ્રેષ્ઠી આવવાના છે. સોરઠના રા' પણ આવે. મહારાજ પોતે ત્યાં આવશે.. મદનપાલને હણ્યાની વાતનો ત્યાં ન્યાય થાશે! રાજમાતાની સમક્ષ જ એ વાત મુકાશે!'

'ત્યાં ન્યાય થાશે?' એકીસાથે સૌના મોંમાંથી શબ્દ નીકળી ગયો.

'પણ મહારાજ પોતે ક્યાં છે?' સાંતૂએ પૂછ્યું.

'તે કહેવાની મને આજ્ઞા નથી, મહાઅમાત્યજી! કેશવે દૃઢ ઉત્તર વાળ્યો. એમાં રહેલા ગર્વે મુંજાલને આનંદ આપ્યો.

'મને જે કહેવાની આજ્ઞા છે એટલું મેં કહ્યું, મહારાણીબા!'

મીનલદેવી પ્રશ્ન પૂછતી અટકી ગઈ.

'થયું ત્યારે, મહારાજે પોતે જ જ્યારે રાજસભા બોલાવી છે ત્યારે તો હવે ક્યાં પ્રશ્ન જ રહે છે ?..'

'ચાલો, ત્યારે, મુંજાલ!...' સાંતૂ જવા માટે ઊઠ્યો.

પણ મુંજાલે કેશવના ગર્વમાં કાંઈક વિશેષ દીઠું હતું. એને એનો ગૌરવશીલ સ્વભાવ ગમ્યો હતો—ખાસ કરીને અત્યારે, જ્યારે એનો ખપ હતો ત્યારે—પછીની વાત પછી કરીને, પાછા ફરતાં એ એને શોધી રહ્યો હતો. એ હજી એટલામાં જ ઊભેલો એની નજરે ચડ્યો.

'સેનાનાયક!' મુંજાલ એની પાસે ગયો : 'તમે તો ભારે કરી.. પણ આ બધું છે શું ? મહારાજ શું કરવા ધારે છે ?'

'મહારાજ શું કરવા ધારે છે એ મહારાજ કોઈને કહેતા નથી, એ તમને ખબર છે. એટલે આ વાતમાં જેટલી તમને ખબર છે એટલી જ મને ખબર છે. બાકી, એક વાત બની છે. હમણાં જ દંડનાયકજી ત્રિભુવનપાલદેવ આવ્યા છે.. ને ત્યાર પછી મહારાજે આ કહેવરાવ્યું. બર્બરક વિશે કાંઈક પણ વધુ માહિતી મળી જ હશે.'

'પણ કાલની રાજસભા.. એનું શું ? તમે કહેતા હતા, કાંઈક તમારી પાસે છે.. એ શું ?'

'આંહીં આવો!' કેશવે ઉલ્લાસથી કહ્યું. મુંજાલનું હૃદય તો એના આમંત્રણથી આનંદમાં ડોલી ઊઠ્યું. એનો વિશ્વાસ પોતે મેળવ્યો માટે નહિ—પણ એને ખાતરી થઈ ગઈ કે આ કેશવ માત્ર યોદ્ધો છે માટે. યોદ્ધાનો એને બહુ ડર ન હતો—એને પહોંચી શકાય. એટલે એને તો કેશવ પોતાના તંત્રમાં ઉપયોગી લાગ્યો. સાંતૂને એણે તરુણા-

વસ્થાથી આરાધ્યો હતો. પણ હવે એનો સમય ભરાઈ ચૂક્યો હતો. પરંતુ આ વિચક્ષણ તરુણ રાજાની પાસે ત્રીજો કોઈ ઘૂસી ન જાય એ જોવાનું હતું. એ જ ડર—કેશવનો હતો. ત્યાં તો આજે કળાઈ ગયું કે એ તો નર્યો યોદ્ધો જ છે.

કેશવ એને રાજમંદિરની નીચેના એક ભોંયરામાં તેડી ગયો. ત્યાં એક ખૂણામાં ઝાંખો દીવો બળતો હતો. કેશવ એક ભરતભરેલું કાપડ લઈ આવ્યો. તેમાં હીરે મઢ્યું સુંદર કંડારણ હતું.

'આ શું છે, ખબર છે?'

'ના.'

'ત્યારે આ બર્બરકની પત્ની—પિંગલિકા—એનું ભરત છે, જુઓ!'

'હેં!'

'હા. એનું ભરત છે. આમાં સોરઠના રા' નવઘણનો સિંહશિકાર આલેખ્યો છે. એમાં મદનપાલની દીકરીનું ભરત પણ છે. જો આ.. એનું નામ... હવે?'

મુંજાલ સડક થઈ ગયો. પોતે જે રાજાને હાથમાં લેવા માગે છે તે ઘણો ઘણો—વિચક્ષણ પુરુષ છે એની એને ખાતરી થઈ ગઈ. તેની મહત્ત્વાકાંક્ષા વધી—ગુજરાતનો આવતો અભ્યુદય એ જોઈ શક્યો—પણ પોતાની એ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવાના માર્ગમાં નવાં બળો આવી રહ્યાં છે એ પણ એણે જોયું.

'નાયક! આ તો તમે રા'નું બોલવું બંધ કરી દેશો!'

'રા'ને પોતાને પણ કાલે પૂરી દેવાનો છે!'

'અરે.. અરે! સેનાનાયક! મહાઅમાત્યજીને પૂછ્યું? એમાં રહેલું જોખમ..'

'જુઓ! મુંજાલજી! હું તમને એક વાત કહું. આ તો જમાનો પલટાઈ ગયો છે. મહારાજ જયસિંહદેવ જુદી જ માટીમાંથી ઘડાયા છે. કર્ણદેવનો યુગ આથમી ગયો છે.. હવે જોખમ.. ને સાહસ... એ બધું ભૂલી જાઓ. હવે એવી વાત કરશો તો પાછળ રહી જાશો. હું તો રહ્યો લડવૈયો. મારી દૃષ્ટિ બહુ આઘે ન પડે.. પણ આ તો મને જે જણાયું તે તમને કહું છું!'

મુંજાલ કેશવથી જુદો પડ્યો ત્યારે પોતાના વિચારમાં પોતે તલ્લીન થઈ ગયો હતો. પોતાનું સ્થાન—જયસિંહ-દેવના દરબારમાં સ્થાપિત કરવું હોય તો—એણે આખી નવી જ પ્રણાલિકા સ્થાપવી પડશે, એમ એને લાગ્યું.

એટલામાં આવતી કાલની રાજસભાનો ડિંડિમકા-ઘોષ એને કાને સંભળાયો.

## ૫ પાટણના મહારથીઓ

દરેક નગરીને પોતાનું વ્યક્તિત્વ હોય છે; પણ જ્યાં ઇતિહાસ ઘડાય છે, ત્યાં એ વ્યક્તિત્વ અદ્ભુત અને તેજસ્વી બની રહે છે. વ્યક્તિત્વ વિનાની કોઈ નગરી કલ્પી જ શકાતી નથી. વનરાજદેવે વસાવેલી પાટણનગરીનું પણ એવું જ હતું. પોતે રાજા હતો, નગરી પોતે જ વસાવી હતી, યુદ્ધ પણ વર્ષો સુધી કરીને પોતે જ રાષ્ટ્રને જન્મ આપ્યો હતો, છતાં જ્યારે નગરીનો નામકરણસમય આવ્યો ત્યારે મહારાજ વનરાજદેવે પોતાના સાથી, ભલા, ભોળા, જૂના વિશ્વાસુ મિત્રનું નામ આગળ ધર્યું. વનરાજપુર નહિ, પણ અણહિલપુર પાટણ વસાવ્યું—ત્યારથી એ નગરીનો ઇતિહાસ ઘડાવા માંડ્યો. પછી તો પાટણની એક અભંગ પ્રણાલિકા જ બની ગઈ—કે, એ નગરીમાં સિંહાસન મહાન, એના ઉપર બેસનારો મહાન—પણ ન્યાય એ સૌથી વધુ મહાન. વાચિનીદેવીએ ચામુંડને રાજત્યાગ કરાવીને પણ એ પ્રણાલિકા જાળવી. વલ્લભે જાળવી. મહારાજ ભીમદેવે જાળવી. ક્ષેમરાજ ને દેવપ્રસાદે તો હદ કરી નાખી. મહારાજ કર્ણદેવે જાળવી—આજ એનો પુત્ર એ ન જાળવે, તો

પટ્ટણીઓ એક ઘડીભર પણ એને જંપીને બેસવા દે ખરા કે? એટલે જ મહારાણીએ દીર્ઘદષ્ટિ વાપરીને રાજસભા બોલાવી હતી. એમાં ખરી રીતે તો રાજનીતિ હતી; પણ મીનલદેવીના પોતાના વ્યક્તિત્વને લીધે ન્યાયની ભવ્યતા એમાંથી પ્રકટ થતી હતી. પટ્ટણીઓ પાસે આ વાત મૂકી જ ન હોત તો અધિકારભંગ થયો છે એમ ગણીને, એ સૌ અત્યારે ન્યાય માગવા દોડત ! ને ન્યાય લીધા પછી જ જંપત. પણ એ વાત મૂકી—એટલે હવે રાજપદનું ગૌરવ જાળવવા સૌ દોડચા ! મહાઅમાત્યને એ વાત માન્ય હતી. પણ રાજસભામાં એવી વસ્તુની ચર્ચા અત્યારે આવે એ માટે એ તૈયાર ન હતો. મદનપાલને હણ્યો—હણ્યો હવે એમાં શું ?—એટલેથી જ એ વાત પતની હોય, તો રા' ને ભેદ પાડવાનો પ્રસંગ જ ઊભો થતો ન હતો. પણ જ્યારે જયસિંહદેવે પોતે જ કહેવરાવ્યું ત્યારે તો એ પ્રશ્ન જ ઊડી ગયો. રાજસંચાલનનો દોર અનાયાસ તરુણ રાજા ઉપાડી લેતો જાય છે—એ એક વસ્તુ એને ખટકી. એને તરુણ રાજાનો આપદોર રણકો વધુ ને વધુ સંભળાવા લાગ્યો.

મુંજાલ પણ પોતાની રીતે—આમાંથી હવે શો રસ્તો કાઢવો—એનો વિચાર કરી રહ્યો.

બન્ને જણા પોતપોતાની રીતે તરુણ રાજાને દોરવાની તૈયારીમાં પડચા. કાલની રાજસભા પૂરી થયે—કાંઇક પણ નવા ઘર્ષણનો ભય બન્ને જણા આકાશમાં જોઈ રહ્યા.

બીજે દિવસે રાજસભા માટે, લોકો તો વહેલી પ્રભાતમાંથી જ રાજમહાલયના ચોગાનનો કબજો લઈને બેસી ગયા હતા. રાજસભાનો સમય થતાં થતાંમાં તો એક કણ પણ

મુકાય એટલી જગ્યા ખાલી રહી નહિ. મહારાજ કર્ણદેવના મૃત્યુ પછી આજે આવી આ રાજસભા પહેલી જ મળતી હતી. અને મંડલેશ્વરો, દંડનાયકો, વગેરે સૌ પણ બીજા રાજકાજ અંગે આજે આવી પહોંચવાની વકી હતી, એટલે એ પણ એક આકર્ષણ હતું. જયસિંહદેવ મહારાજના પોતાના વ્યક્તિત્વે હમણાંહમણાંમાં એક પ્રકારની એવી હવા ફેલાવી હતી કે એને લીધે પણ લોકોનો ધસારો થયો હતો. તરુણ રાજાની સ્વતંત્ર મનોવૃત્તિ ઉપર બે મત પણ દેખાતા હતા. આજ તો વળી એ પ્રશ્ન જ મુખ્ય હતો. ભીડમાં જેને જ્યાં ફાવ્યું ત્યાં તેણે સ્થાન મેળવી લીધું. રાજમહાલયના મેદાનમાંથી રાજદરબારના પ્રવેશદ્વારના પહેલા પગથિયા સુધી લોકઠઠ બનમી ગઇ. તેમાં થઇને રસ્તો કાઢવો એ પણ મુશ્કેલ બની ગયું.

થોડીવાર થઈ ને એક કાળો ઊંચો ઘોડો આવતો દેખાયો. તરત 'સેનાનાયક કેશવ નાગર આવે છે!' એવી વાત એક છેડેથી બીજે છેડે સુધી પહોંચી ગઈ. અને રાજમહાલયના ચોગાનમાંથી છેક રાજદરબારનાં પગથિયાં સુધી એક રાજમાર્ગ પડી ગયો. કેશવે એક વેધક દૃષ્ટિ ચારે તરફ ફેરવી લીધી. સૈનિકો આમતેમ ફરવા મંડી ગયા. રાજદરબારમાં હજી કોઈ આવ્યું ન હતું. નારી સૈનિકો આવીને રાજદરબારમાં ગોઠવાવા માંડી હતી. કેશવ આગળ ન વધતાં રાજમહાલયના ચોગાનના પ્રવેશદ્વાર પાસે જ સ્થિર થઈ ગયો.

પળ બે પળ વીતી અને ભગવાન શંકરના કોઈ ગણે જગવ્યો હોય એવો શંખનાદ થયો. બીજી જ ક્ષણે જાણે નર્મદાનું કોઈ જબ્બર કાળું ઊંચું આરસી ખડક

આવતું હોય, એવો ગજરાજ નજરે ચડ્યો. બન્ને બાજુ એ લહેરથી સૂંઢ ફેરવતો આવતો હતો. લોકનજરે એ હાથી પડ્યો ને જાણે એ ચિરપરિચિત હોય તેમ ઉત્સાહનું એક મોજું ઊઠ્યું. હજારો કંઠમાંથી, સહજ પ્રેરિત મહાનાદ જાગ્યો : 'દંડનાયક ત્રિભુવનપાલદેવની જે ! લાટ વિજેતાનો જય !'

પોતાના લાડીલા દંડનાયકને નિહાળવા લોકોનો ધસારો થયો. *ક્ષેમરાજની પેઢી પ્રત્યે લોકમાનસમાં જે અજબનું આકર્ષણ હતું તે પ્રકટી નીકળ્યું. દંડનાયકનો ગજરાજ, એટલામાં, ચોગાનના પ્રવેશદ્વારે આવીને થોભ્યો. એક પગલું આગળ ભરે ત્યાં કેશવનો ભાલો આડે આવ્યો : 'પ્રભુ !'

દંડનાયકનો અવાજ આવ્યો : 'કેમ અહ્યા થોભ્યો ? ભિલ્લુ ! આગળ લે ને !'

કેશવ એમની પડખે આગળ આવ્યો : 'મહારાજની આજ્ઞા નથી, પ્રભુ ! ને ચોગાનમાં એક કણ સમાય તેટલી જગ્યા પણ નથી !'

ત્રિભુવને જરાક વિચાર કર્યો પછી મીઠું સ્મિત કર્યું : 'તેં આ કર્યું લાગે છે !'

'કોઈ કાંઈ કરી શકે એ જમાનો હવે ગયો !'

'એમ ?' તે નીચે ઊતરવા તૈયાર થયો. 'તો તો તારા મોંમાં સાકર ! પણ આ જુગજૂના જોગી છે, હો કેશવ !' તે નીચે ઊતર્યો. એના આકર્ષક, તેજસ્વી યોદ્ધાના દેહ તરફ લોક

* ક્ષેમરાજ, દેવપ્રસાદ, ત્રિભુવનપાલ . . . અને પછી કુમારપાળ એમ ક્રમ છે.

મીંટ માંડીને જોઈ રહ્યા. એના દેહના અણુએ અણુમાંથી રણયોદ્ધાનો ટંકારવ ઊઠતો હતો. તે આજન્મ યોદ્ધો હતો, અને એના બાપની પેઠે જ પાટણના સિંહાસન માટે મરી ફીટવામાં ગૌરવ લેતો. રાજનું ગૌરવ એ એનો મુદ્રાલેખ હતો. એની અણિશુદ્ધ નાસિકા, લાલ આંખ, મજબૂત બાહુ, પ્રચંડ કસાયેલું શરીર—સઘળાં જાણે સત્તાનાં અને યુદ્ધનાં પ્રતીક જેવાં હતાં—છતાં, એ ભલો, ભોળો, વિશ્વાસુ,અને મૈત્રી માટે માથું ઉતારી આપે એવો હતો. એને રાજમંત્રીઓ સાથે તો ક્યારેય મેળ ન હતો. બીજા કોઇએ એને આમ રોક્યો હોત તો એનું માથું ધડ ઉપર ન હોત. પણ એને એના ભત્રીજા—જયદેવ પ્રત્યે પ્રીતિ હતી. રાજસત્તા પોતે ચલાવે અને પોતે જ પોતાનું વ્યક્તિત્વ પ્રકટાવે એ જોવાનો એને અભિલાષ હતો. એટલે કેશવે જ્યારે કહ્યું કે મહારાજની પોતાની જ આ આજ્ઞા છે ત્યારે એને હૃદયમાં તો આનંદ થયો હતો.

'ઠીક, ભાઈ! મહારાજની આજ્ઞા હોય તો તેમ .. ભિલ્લુ! તું ત્યાં થોભજે—પેલા મહુડાના ઝાડ પાસે. અને કેશવ!' તે થોડીવાર સુધી કેશવના કાનમાં કાંઈક કહી રહ્યો.

'મહારાજે મને પણ કહ્યું જ છે .. કે, જગદેવ આવે કે તરત રાજગઢમાં લાવવો!'

'ત્યારે તો મહારાજ જાણે છે?'

'જાણે છે .. ને એમને તો એ વસ્તુજ ભયંકર લાગી છે. શું પાટણમાં કોઈ વીર નથી તે બર્બરકને વશ કરવા આપણે બહારથી જગદેવ જેવાને લાવવા પડે?'

'અરે! પણ ગાંડાભાઈ! આ વીરતાની વાત જ ક્યાં

રહી છે? આ તો મેલી વિદ્યાની વાત થઈ!'

'તો, મહારાજ કહે છે, હું મેલી વિદ્યા પણ સાધીશ . . .'

'ઓત્ તારીની . . અલ્યા! તમારું જુવાનડું ટોળું —ક્યાંક ગાડાને નેળમાં નાખો નહિ!'

'ક્યાં ગયો?' તેની આંગળીએ વળગીને અત્યાર સુધી ઊભો રહેલો એક ત્રણચાર વર્ષનો છોકરો, દંડનાયક વાતમાં પડ્યો છે એ જોતાં જ, તેની પાસેથી સરકી ગયો હતો.

'ક્યાં ગયો, અલ્યા? લુચ્ચા! તને પણ એના વિના હાલતું જ નથી!'

'અને ગજરાજને પણ, પ્રભુ! એના વિના હાલતું નથી—કુમારપાલજી! આંહી આવો . . દંડનાયકજી બોલાવે!' કેશવે કહ્યું.

કુમારપાલ દોડતો આવ્યો. એને આંગળીએ વળગાડીને દંડનાયક રાજમહાલય તરફ ચાલ્યો. લોકોમાં એને ફરી નિહાળી લેવા હિલચાલ શરૂ થઈ. એટલામાં મહાઅમાત્ય સાંતૂનો ગજરાજ આવતો નજરે ચડ્યો. મુંજાલ મહેતો પણ એની સાથે હતો. બન્ને જુગજુગના મિત્રો હોય તેમ વાતો કરતાં આગળ વધ્યા.

બે પળ વીતી ને એક કોઈ નવો જ માણસ આવતો જણાયો. એની રાંગમાં ઊંચા પ્રકારની કચ્છી ઘોડી હતી. લોકને તેની બહુ પિછાન લાગી નહિ. તેણે બે હાથ જોડીને કેશવને નમસ્કાર કર્યા.

'આ કોણ?' લોકમાં એક સામાન્ય પૃચ્છા થઈ રહી.

'કેમ મહાદેવ? દાદાકબાપુ ન આવ્યા?' કેશવે એને જોતાં જ પૂછ્યું.

'ના, મને મોકલ્યો છે ને!'

'ઠીક; આ તો કચ્છના દંડનાયક દાદાક મહેતાનો પુત્ર.. રણયોદ્ધો છે. મહારાજને એના પર પ્રીતિ છે. મહાદેવ એનું નામ.' લોકમાં ઊઠેલી સામાન્ય પૃચ્છા અંદર અંદર સંતોષાઈ. અત્યાર સુધીમાં આવનારા કાં રણયોદ્ધા હતા. કાં મુત્સદ્દી હતા. મહાદેવનો ચહેરો કાંઈક જુદી જ વાત કહેતો હતો.

તે રણયોદ્ધો હતો. અને મુત્સદ્દી પણ હતો. પણ એથી વધુ ... એની ઊંડી ઘેરી વિશાળ આંખમાં, સ્વપ્નદ્રષ્ટાની મોહક રમણીયતા હતી. થોડી સત્તા, નાનો વિજય, કે લઘુ પરાક્રમ,—એને સંતોષે એમ ન હતાં. એનો દેખાવ આકર્ષક, રમણીય, મન વશ કરી લે, નજરને પકડી રાખે એવો હતો. તેની દષ્ટિમાં એક પ્રકારની મહાન ફાળ લેવાની તત્પરતા દેખાઈ આવતી હતી.

'આ મહાદેવ! ને પેલો કેશવ—મહારાજના બન્ને જમણાડાબા હાથ જેવા થઈ ગયા છે. પાછા બન્ને નાગર છે!'

'સેનાનાયક કેશવ તો નાગર છે..!'

'આ પણ એના જેવો જ છે!'

પોતા વિષે થતી વાત સાંભળતો ન હોય તેમ મહાદેવ આગળ વધ્યો.

એટલામાં રાજમહાલયમાં અંદર મોટો કોલાહલ થયો. શંખનાદ થવા લાગ્યા. સૈનિકોનાં મસ્તક ભાલા ઉપર નમી ગયાં.

રાજદરબારમાં ઊભેલી નારીદળની સ્ત્રીઓ તલવારને મસ્તકે લગાવી શાંત સ્થિર થઈ ગઈ. મંગલવાજિંત્રો એકીસાથે ગાજી ઊઠ્યાં. લોકોનો ધસારો થયો. જેનામાં મૂલરાજનું સાહસ હતું, ભીમદેવનું પરાક્રમ હતું, કર્ણદેવનું રૂપ હતું, અને કોઈ સોલંકીને નહિ મળેલું, એવું રાજા વિક્રમનું જીવનસ્વપ્ન જેને વર્યું હતું, એવો પાટણનો તરુણ નરપતિ જયસિંહદેવ સિદ્ધરાજ રાજદરબારમાં આવી ગયો હતો. એના આકર્ષક રમણીય પ્રતાપે લોકનજરને જાણે વશ કરી હોય તેમ પોતાના તરફ ખેંચી. હજારો આંખ એના ઉપર થંભી ગઈ હતી. ભાવિ પાટણની આશાનો એ સ્તમ્ભ હતો. એ નજરે ચડ્યો અને સેંકડો કંઠમાંથી, એકીસાથે, હર્ષઘેલો, ગગનભેદી મહાનાદ ઊઠ્યો: 'મહારાજ જયસિંહદેવ સોલંકીનો જય!'

## ૧. જયસિંહ મહારાજની પહેલી રાજસભા

તરુણ જયસિંહદેવે રાજસભામાં પ્રવેશ કર્યો: અને પ્રવેશ કરતાં જ એની વેધક દૃષ્ટિ રાજસભા આખીને વીંધીને, રાજદરબારની બહાર ચોગાનમાં માનવમેદની મળી હતી ત્યાં સુધી ચાલી ગઈ. તેણે રાજસભામાં પણ ચારે તરફ એક નજર ફેરવી લીધી. રા'ને ક્યાંય દીઠો નહિ. તેને શંકા પડી: રા' ક્યાંક છટકી ગયો હોય નહિ, એ છટકી જાય તો લોકમાં નવી શંકા જન્મે, ને આજનું ન્યાયનું કામ ખોળંભે પડે.

'રા' ક્યાં છે, મહેતા? કેમ દેખાણા નહિ?.. આંહીં સૌને ભેગાં કર્યાં છે—અંદર રાજમાતા પાસે આચાર્યજી ભાભૂદેવ, કુમારશર્માજી, શ્રેષ્ઠીજી સૌ આવી ગયા છે—અને રા' પોતે જ કેમ દેખાતા નથી? ક્યાંક ઊપડી ગયા હોય નહિ? કેમ હજી દેખાણા નહિ? આંખમાં ક્યાંક ધૂળ નાખી જાય નહિ!'

'ધૂળ તો શું નાખે, પ્રભુ! હવે આવવાની તૈયારીમાં..' મુંજાલે કહ્યું.

એટલામાં ચોગાનમાં ઘોંઘાટ થયો. 'રા' નવઘણજી!'-

ના નામનો ઘોષ લોકમાંથી સંભળાયો.

પોતાના વૃદ્ધ અટંકી શરીરને તલવારનો ટેકો આપીને પગથિયાં ચડતો રા' સૌની દૃષ્ટિએ પડ્યો.

રા' આવ્યો. નમીને એક તરફ બેઠો. મહારાજ જયસિંહદેવે એક સૂચક દૃષ્ટિ મહાઅમાત્ય સાંતૂ ઉપર ફેરવી. રાજમાતા હજી આવ્યાં ન હતાં. મુંજાલ એ જોઈ રહ્યો. ઘડીભર બધે શાંતિ થઈ ગઇ. એને આ તરુણ રાજાનું વ્યક્તિત્વ હજી પૂરેપૂરું સમજાયું ન હતું. એની સ્વેચ્છા મનોવૃત્તિ કયે વખતે કયું સ્વરૂપ લેશે, એ જાણવું મુશ્કેલ હતું. તરુણ છતાં એણે દર્શાવેલું મનોબળ ભલભલાને પાણી ભરાવે તેવું હતું. તે બોલતો—આત્મશ્રદ્ધાના રણકાથી; આજ્ઞા આપતો—ગૌરવથી; વિનય બતાવતો—અદ્‌ભુત છટાથી. એની મોહક મુખમુદ્રામાં એનું ગરુડી, ગર્વીલું, સીધું, સુંદર નાક, અને એની મોટી, સ્વચ્છ, તેજસ્વી, વ્યક્તિત્વને સંપૂર્ણરૂપે પ્રકટ કરતી બે આંખો—એનું આકર્ષણ, ગમે તેવી ડંખીલી નજરને પણ બે ઘડી ખેંચી રાખે તેવું હતું. તરુણ રાજા—અને વૃદ્ધ મહાઅમાત્ય—બેની વચ્ચે રહેલા તફાવતનું ચિત્ર મુંજાલ પોતાના મનમાં ઉપસાવી રહ્યો. એમાંથી પોતાની ભાવિ કલ્પનાસૃષ્ટિ એ ઘડી રહ્યો. એણે રાજાના ચહેરા તરફ એ હેતુથી દૃષ્ટિ કરી. એ ચહેરામાં એક પ્રકારનું અનોખું ગૌરવ જોયું. એની આંખમાં બેઠેલી સહેજ વિનોદ-વૃત્તિની છાયાથી એ રમણીય લાગતું હતું; છતાં લાખો ચહેરામાં એ ચહેરો પોતાની જુદી જ છાપ લઈને ફરતો દેખાતો. અને તરુણ રાજા તદ્દન જુદો જ આદમી બની રહેતો. એ સૌમાં ભળતો હોય—છતાં એમાંના કોઈનો એ ન હોય, ને કોઈમાં

ન હોય! એની પાસે એની પોતાની જ કહી શકાય એવી વિશિષ્ટ શૈલી હતી. મુંજાલે એ જોયું ને એ ઊંડા વિચારમાં પડ્યો. એક પળે એ સામાન્ય જણાતો લાગતો; બીજી જ પળે એની અસામાન્યતા સૌને આંજી નાખતી. એક પળે, એ અત્યંત સ્પશ્ય—હરકોઈ એનો પરિચય પામી શકે ને ક્ષોભ વિના એને મળી શકે—એવો દેખાતો; બીજી પળે એની ઉત્તુંગ ભવ્યતા સ્વપ્નદ્રષ્ટાની મોહક છટાથી પ્રકટતી, અને એને અસ્પશ્ય ને અગ્રાહ્ય બનાવી દેતી. એનું સ્વરૂપ મોહક, રમણીય, આકર્ષક, આંજી નાખે એવું, પણ સ્થિર અને શાંત નહિ, ચંચલ હતું.

મુંજાલ રાજમંત્રી ત્યાં બેઠો બેઠો આ બધું અવલોકન કરી રહ્યો હતો. એણે આ રાજસિંહાસન ઉપર કર્ણદેવને જોયા હતા. એને હરકોઈ માણસ તરત સમજી શકે. ને એ પણ પોતાની જાતને એ રીતે જ પ્રકટ કરે. એ એકદમ સીધા, સાદા, સામાન્ય મનુષ્ય હતા. આજે એ જ સિંહાસન પાસે બેઠેલો તરુણ જયદેવ—જાણે પોતાનું કોઈ જ સ્થાયી સ્વરૂપ ન હોય—એવો બેઠો હતો; સ્થિર કહી શકાય એવું કોઈ વ્યક્તિત્વ જ રાજાનું ન હતું. એનું વ્યક્તિત્વ જલપ્રવાહ જેવું હતું. પળેપળે નવું—અને પળેપળે વધુ રમણીય રૂપે વહેતું! એના એક સ્વરૂપનો પૂરો પરિચય મળે ન મળે, ત્યાં તો એનું બીજું જ સ્વરૂપ—પહેલાથી તદ્દન જુદું, તદ્દન નવું, તદ્દન અનોખું—એવું જોવાનું મળતું. એના ચહેરામાં કોમળતા હતી, આંખમાં મૃદુતા જણાતી—પણ એના દેહ ઉપર દૃષ્ટિ કરનાર ઠરી જતો. નરી લોહની વજ્જરતા એમાંથી પ્રકટતી. આ એનું ખરું સ્વરૂપ હતું. એ કોમળ

લાગતો—ને વજ્જર જેવો હતોઃ ભવ્ય હતો, ને ભયંકર હતોઃ પાર્થિવ હતો ને અપાર્થિવ પણ હતો. એટલે જ એ સમજાતો—અને ન સમજાતો.

આટલી નાની વયમાં ને આટલી થોડી મુદ્દતમાં પણ એણે પોતાના સ્વરૂપથી અનેકને આકર્ષ્યાં હતા. લોકો એને ચાહતા—અને મનમાં ધ્રૂજતા. મંત્રીઓ શોક પામતા—અને મનમાં એને વશ કરવાનો વિચાર કર્યા કરતા. રાજમાતા એને આજ્ઞા આપતાં—પણ મનમાં એ આજ્ઞા આપે, એમ ઇચ્છતાં. એ લોકપ્રિય બનતો હતો અને પોતાની દંતકથા—સરજાવી રહ્યો હતો. રા' આવીને બેઠો, ને રાજસભાના કાર્યની શરૂઆતની ઘડી પાસે આવી રહી હતી છતાં, વારંવાર આવતા, એના નામના જયઘોષથી એની લોકપ્રિયતા જણાઈ આવતી હતી.

એટલામાં પાસેનો પડદો ઊંચકાયો. ધોળાં વસ્ત્રોમાં શોભતું મીનલદેવીનું શરીર દેખાયું. એની અત્યંત સુંદર, અભિવાદન કરવા માટે, જરાક મસ્તક નમાવવાની એની પોતાની જ છટા, સૌની નજરે ચડી . . અને લોકોએ રાજમાતાનો જય પોકાર્યો. શાંત સ્થિર—પોતાની સાદાઇથી પોતાનું અનોખું તેજ પ્રકટાવતી એ ત્યાં આવીને ઊભી. તેની એક બાજુ આચાર્ય ભાભૂદેવ હતા. બીજી તરફ કુમારશર્મા હતા. નગરશ્રેષ્ઠી ધનનંદજી પાછળ આવી રહ્યા હતા. તે ધીમે પગલે સિંહાસન તરફ ગઈ. સભા આખી હડુડુ કરતી બેઠી થઈ ગઈ.

થોડીક વારમાં એક કાંકરી પડે તોપણ સંભળાય તેવી શાંતિ સ્થળેસ્થળમાં વ્યાપી ગઈ. લોકો એકદમ શાંત થઈ ગયા હતાઃ મહારાણીબા હવે શું કહે છે—એ સાંભળવા

એકકાન થઈ ગયા.

એટલામાં રા' પોતે જ ઊભો થયો.

'સાંતૂ મહેતા! અમારે એક ફરિયાદ છે,' રા' બોલ્યો: 'રાજમાતાજી છે, તમે છો, દંડનાયકજી છે, મહારાજ પોતે છે—ને સૌથી વધુ તો જુગજુગ જૂનું સોલંકીઓનું આ સિંહાસન છે. નીયા આપજો. અન્યા કરશો તો આ લાજશે . . .' રા'એ સિંહાસન તરફ અંગુલીનિર્દેશ કર્યો. 'તમે કોઈએ ક્યાંય સાંભળ્યું છે ખરું કે માણસ ઊઠીને માણસને હણી નાખે તો નહિ એનો ન્યા, નહિ ફરિયાદ, નહિ દાદ, નહિ નામ કે નહિ નિશાન? આવું અંધેર ક્યાંય દીઠું છે? આ તે બાપ! હું જોઉં છું એ તે પાટણ છે કે પાટણનું મડદું?'

'નવઘણજી! તમતારે જે વાત કહેવી હોય એ કહી નાખો ને! બીજી આડીઅવળી વાતનું અત્યારે શું કામ છે?'

સાંતૂએ રા'ને ઠેકાણાસર લાવવા માટે કહ્યું. એ રા'ની જુક્તિ કળી ગયો હતો. પાટણને નામે કે ગમે તેને નામે એને તો જબરજસ્ત એક ભેદભાવ ઊભો કરી દેવો હતો.

'આ લ્યોને, બાપ! તમે ઊઠીને માગો છો ત્યારે સીધું જ કહી નાખું. આ અમારા મદનપાલજીને કોઈએ હણી નાખ્યા છે. આ એની જ વાત છે લ્યો.'

'કોણે હણ્યા?' સાંતૂએ અજાણ્યા થઈને પૂછ્યું.

'એ તમે ગોતી કાઢો, ભા!' રા'એ પ્રત્યુત્તર વાળ્યો: 'તમારી રાજરમતુંમાં હું ડોસલો ક્યાંક ફસાઈ જાઉં! કોણે હણ્યા—તે લ્યો, હું તો કહું કે, તમે હણ્યા—તો તમે માનશો ખરા? કોણે હણ્યા એ સૌને ખબર છે. કોને ખબર

નથી ? કે પછી મારે મોઢે જ નામ પડાવવું છે ?'

'બોલો, રા'! તમતારે કહેવું હોય એ સુખેથી કહો. મદનપાલજીને કોણે હણ્યા છે ?' રાજમાતાનો અવાજ સંભળાયો.

રા' એક ક્ષણ કાંઈ બોલ્યો નહિ. કાંકરી પડે તો સંભળાય એવી શાંતિ ફરીને વ્યાપી ગઈ. રાજસભા આખી ક્ષોભ પામી ગઈ હતી. લોકો એકપગે જવાબ સાંભળવા—નામ સાંભળવા—આતુર થઈ ગયા હતા. રા'ની રાજભેદની રમતને મળતું ઉત્તેજન સાંતૂને ખૂચ્યું. પણ તે હજી શાંત રહ્યો હતો.

'મદનપાલજીને કોણે હણ્યા છે, રા' ? બોલો . . ગમે તે હોય . . તમતારે નામ આપો. આ તો રાજસિંહાસન છે. સિંહાસન ઉપર બેસનારો કોઈ પણ સિંહાસન કરતાં મોટો નથી. તમને ન્યાય મળશે જ . . . શું છે બોલો . . ! કોણે હણ્યા છે ?'

મીનલદેવીની વાણી ગંભીર હતીઃ અવાજ મક્કમ હતોઃ અડગ નિશ્ચયનો એમાં ટંકાર હતો. એક ઘડીભર તો એ સાંભળીને સભા ચિત્રવત્ સ્તબ્ધ થઈ ગઈ. બીજી ક્ષણે સાંતૂ પોતે ઊભો થયો.

'મહારાણીબા ! આ પ્રશ્ન અત્યંત નાજુક છે. આ સભા માટે એ નથી. ને આ સભાનો પણ નથી. આ સભા એટલા માટે પણ નથી !'

'હાંઉં તંઈ—મારો બાપ ! મહેતો સાચું બોલ્યા. જે કરવું નથી—ઈની વળી વાતુ શું કરવી ?'

'સાંતૂ મહેતા !' મીનલદેવી બોલી. એના અવાજમાં

એ જ મક્કમતા હતી : ' આ સભા એટલા માટે જ છે. હું એટલા માટે જ આંહીં આવીને બેઠી છું. હણનારો ગમે તે હોય—ક્યાં છે સેનાનાયક કેશવ? મુંજાલ મહેતા! કેશવને બોલાવો! અને મદનપાલજીના હણનારને આંહી હાજર કરો! ન્યાય માગનારો આવે છે ને તમે ન્યાયની ના પાડશો એમ? પછી આ સિંહાસન ક્યાં રહ્યું? હું તો આ સિંહાસનને કાં તો વિક્રમી સિંહાસન રાખીશ—અને નહિતર તમને સૌને સોંપી દઈશ. ક્યાં છે કેશવ? બોલાવો એને . . . . '

મીનલદેવીના શબ્દોની લોકમાં અજબ અસર થઈ ગઈ. અત્યારે એ સૌના કરતાં મહાન સિદ્ધ થઈ.

' હાંઉં . . મારી મા! આ ઇનું નામ તે નીયા ' આ મે'તાની ઘોડે આંટીઘૂંટીવાળું—ભૈ! અમને તલવારિયાને ઇમાં સમજણ નો પડે! નીયા! ઈ નીયા—' રા' એ પોતાની વાતને વેગ આપ્યો.

રા'એ વાતને વળે ચડાવી છે. રાજમાતા આદર્શ ઉપર દોડ્યાં છે. બન્ને વિદ્વાન આચાર્યો તો શાસ્ત્રમર્યાદા પાળવાને બંધાયેલા છે. શ્રેષ્ઠીજી—એને ન્યાય આપ્યા વિના છૂટકો જ નથી. અને સાંતૂ મહેતા વાતના આ વળાંકે જરાક વ્યગ્ર થયા છે—મુંજાલે એક ક્ષણમાં પરિસ્થિતિ માપી લીધી.

' સાંતૂ મહેતા! સેનાનાયક કેશવ નાગર ક્યાં છે—? એને બોલાવો! ' મીનલે ફરીને કહ્યું.

મુંજાલ પોતે જ ઊભો થયો. તે બે ડગલાં આગળ વધ્યો. તેણે સાંતૂ મહેતાના કાનમાં કાંઈક કહ્યું : ' અલ્યા

હા, હા, એ બરાબર,' સાંતૂએ ધીમેથી પ્રત્યુત્તર વાળ્યો. ' એને જ બોલાવો. એ બરાબર છે. ઠીક, આ સાંભર્યું.'

મુંજાલ બહાર ગયો. એક ક્ષણમાં એ પાછો આવ્યો.

' પણ કોણે માર્યા છે એ સાંતૂ મહેતાથી પોતાનાથી વળી ક્યાં અજાણ્યું છે? કીડીએ કીડીનો સંચળ પાટણ-માંથી માપી લ્યે છે. મે'તાથી કાંઈ અજાણ્યું નો'ય. આ તો, માતાજી! નૈં વહુંના ઢોંગ છે!'

' મહેતા! તમને પાકે પાયે ખબર છે? તો બોલો .. બાબૂદેવ! સાંતૂ મહેતા જે કહે તે સાંભળી લ્યો ..'

મીનલદેવીના આ શબ્દો એટલા પ્રશાંત હતા—કે એમાં રહેલી ઠંડી તાકાતનો પડઘો લોકમાં પડી ગયો. હરેકે હરેક ખૂણામાં ગૌરવભરેલી શાંતિ વ્યાપી ગઈ. સૌના પેટમાં હવે તો ધ્રાસકો પણ પડી ગયો. મારો બેટો રા' ક્યાંક કામ કાઢી જાય નહિ .. ને પાટણમાં ભાગલા પાડીને ભાગી જાય નહિ. એ ભય પાસે ન્યાયની મહત્તા પણ જાણે ઓછી થવા માંડી. પણ મીનલદેવી સામે દૃષ્ટિ માંડતાં જ, એક રેખામાત્રનો તફાવત પણ નહિ ચાલે, એ વસ્તુ—એટલું જ સિદ્ધ લાગતું હતું.

સાંતૂ મહેતા હવે શું કહેશે કે શું કરશે એ આશંકાથી લોક તળેઉપર થઈ ગયું.

એટલામાં તો હકડ઼ કરતી સભા આખી બેઠી થઈ ગઈ. તરુણ જયદેવ પોતે ઊભો થઈ ગયો હતો. એનો ઉત્તુંગ, પાતળો, કાંઈક શ્યામ, વજ્જર જેવો તેજસ્વી દેહ એકદમ આકર્ષક, સુંદર, કોઈ ભવ્ય સ્વપ્નશિલ્પીની:મનોરમ પ્રતિમા જેવો—રાજસભા વચ્ચે શોભી ઊઠ્યો. એની આંખમાં

એક પ્રકારની અનોખી તેજસ્વિતા પ્રકટી. એ બે ડગલાં આગળ વધ્યો: સિંહાસનની સામે આવીને ઊભો રહી ગયો.

'મદનપાલને તો મેં પોતે હણ્યો છે, મા..!' તેણે દૃઢતાથી. શાંતિથી કહ્યું: 'પણ તમે વિક્રમી સિંહાસનને વિક્રમી સિંહાસન જ રાખજો. મેં પોતે જ એને હણ્યો છે.'

'જયદેવ! તેં? ખરેખર? તેં પોતે કે બીજા કોઈએ? પ્રશ્ન આ છે. તેં હણ્યો છે કે હણનારને તેં દોર્યો છે?'

'મેં પોતે હણ્યો છે. કોઈને દોર્યો નથી કે કોઈએ મને દોર્યો નથી. મારી જ તલવારેથી એ કામ થયું છે.'

એક ક્ષણભર કોઈ કાંઈ બોલ્યું નહિ. મીનલદેવી ક્ષોભ પામેલી જણાઈ. પણ બીજી જ પળે એનો ચહેરો નિર્મળ થઈ ગયો. તેણે પોતાનું કપડું ધીમેથી સમાર્યું. હાથનો બેરખો બીજા હાથમાં બદલાવ્યો.

'ભાભૂદેવ! તમે છો, શર્માજી છે, શ્રેષ્ઠીજી છે—આ જયદેવનો ન્યાય કરો—એણે મદનપાલજીને હણ્યા છે, એમ એ પોતે કહે છે. મદનપાલજીનો દોષ..દોષ શો હતો, જયદેવ?'

સામે કોણ છે એ જાણતી ન હોય તેમ એ શાંતિથી, ઠંડીથી, લેશ પણ ઉતાવળ કે વ્યગ્રતા વિના બોલી.

રા'એ એક છાની ચોરનજર સભામાં ફેરવી લીધી. ત્રિભુવનપાલને એણે આકળો થતો જોયો. સાંતૂ—અરધો આગળ વધ્યો હતો. મહાદેવ અશાંત હતો. તેણે ઊંડો સંતોષ અનુભવ્યો. કોઈક જરાક પણ ઉતાવળું કે આકરું પગલું ભરશે, કે એક વેણ પણ બોલશે, તો આ પ્રશાંત

જણાતી નારી, ઘડીના છઠ્ઠા ભાગમાં એટલી તો દઢ ને આગ્રહી બનશે કે, પછી એમાંથી એને એક તસુ પણ પાછી ફેરવવી એ ત્રિલોકને ડોલાવવા જેવું થશે. મનમાં રા' એવી ઉતાવળ કોઈ કરે, એમ પ્રાર્થી રહ્યો. સાંતૂ આગળ વધ્યો હતો—તે એકદમ અટકી ગયો. મુંજાલે તેના કાનમાં કહ્યું: 'આ કેશવ આવ્યો—એને જ હવે આગળ ધકકેલોને! સામે પછી મહારાણીબા છે—ખડક ડગશે તો એ ડગશે!'

'હાં, હું પણ એ કહું છું, માતાજી!' રા' હજી બોલતો હતો. 'વાંક અનો છનો હોય તો કહી બતાવો! ઈ નીયા—બરોબર છે—!'

'એણે લીલા જેવા રાજવૈદને માર્યો..! એનું શું?' જયદેવે કહ્યું:

'હા..ઈ બરોબર..' રા'એ કાન પકડ્યો. 'સોળ વાલ ને એક રતી. લીલા વૈદરાજને એણે માર્યો. દ્રમ્મ પણ લીધા. ઈ તો અમારું રા'નું કટંબ જરાક રીંગું..પણ તો, બાપ! તમે રાજા છો. આ રાજસભા છે. એને હેડમાં કાં ન પૂર્યો? કાંઈ એ ગનો મારી નાખવાનો થયો?'

એટલામાં કેશવ આવતો દેખાયો. સમશેર નમાવીને એ શાંત ઊભો રહ્યો. એની પ્રચંડ તેજસ્વી કાયાને રા'એ એક ઈર્ષાળુ નજરથી માપી લીધી.

'કેશવ! મદનપાલજીને કોણે હણ્યા છે?' મીનલદેવીએ પૂછ્યું.

'આતતાયીને—મહારાજ વિના—બીજું કોણ હણી શકે? મદનપાલજી આતતાયી હતા—મહારાજે પોતે જ એને હણ્યા છે!'

કેશવના જવાબે સૌને આનંદ આપ્યો. મુંજાલને યોદ્ધો ગણનાયોગ્ય લાગ્યો.

'તને આ ખબર હતી?'

'હા.'

'તો તેં પોતે કેમ એ વાત રાજસિંહાસન પાસે ન આણી?'

કેશવ કાંઈ બોલ્યો નહિ. તે બે ડગલાં પાછળ હઠયો. તેણે પોતાની પાસેથી એક ભરતભરેલો કાપડનો કકડો ખેંચી કાઢયો. પછી તે આગળ આવ્યો: 'મેં વાત કેમ ન કરી તે કહું.. આ શું છે—એ એક મહારાજ જાણે છે. બીજો હું જાણું છું. ત્રીજું—થોડુંઘણું મહાઅમાત્યજી જાણે છે.' તેણે ભરતભરેલો કાપડનો મોટો કકડો ખુલ્લો કરીને બે હાથે હવામાં પકડી રાખ્યો.

'બર્બરકની પત્ની—પિંગલિકા એનું નામ—તો સાંભળ્યું છે નાં? આ એનું કંડારણ છે. એમાં ભરતકામ મદનપાલજીની પુત્રીનું છે. બન્નેનાં નામ આ રહ્યાં.. જુઓ..'

કેશવે કકડો આગળ ધર્યો: 'આમાં.. આ નવઘણજીને પોતાને સિંહનો શિકાર કરતા દેખાડયા છે. હવે હું આ કહું છું, કે જો મદનપાલજીને ત્યાં પિંગલિકા આવતી-જતી ન હોય—તો આ થયું શી રીતે? ને આવતીજતી હોય તો એ વાત અકાલે પ્રકટ કરું એવો હું ઘેલો બનું એમ? મારા ઉપર મહારાજે પાટણની પ્રજાનો રક્ષણભાર મૂકયો છે, મહારાણીબા! હું તો આટલું સમજું. મહારાજે આતતાયીને હણ્યો છે—ને હજી આતતાયીને તો એ હણશે. આ સિંહાસનને એવી કોઈ વાતનો ન્યાય આપ-

ધિકાર નથી. આથી વધુ મને ખબર નથી. વધુ
ા'ને. આ રહ્યા રા'. પૂછો એમને.'
શવ શાંત ઊભો રહ્યો. આંગળી વાઢી હોય તો
નીકળે એવો શરમિંદો રા' થઈ ગયો હતો. તે
થી કાંઈ બોલ્યો જ નહિ.

થયું છે એ વાતને પ્રકટ થઈ જતાં—એ પળ
ી નહિ. લોકોમાં કોલાહલ મચી ગયો. મીનલ-
રા'ની સામે જોયું—પણ એનામાંથી ફરિયાદનો
જાણે ઓસરી ગયો હતો. ઊલટાનો તે ઊભો
થી બે ડગલાં પાછો હટી ગયો : 'તો મારી વાત
ી પાસે રહી . . ' થોડીવાર પછી તે બોલ્યો : 'હું
ા હાર્યો . . જય સોમનાથ! મારી ફરિયાદ હવે
પાસે. આંહીં મારે કાંઈ કહેવું નથી.'
'એ આડુંઅવળું જોયા વિના સભા છોડીને
ચાલતી જ પકડી.

## ૭. જયદેવનો તોડ

૨૧ એ સભામાંથી ચાલતી પકડી, અને એને કાંઈ ન હોય તેમ સૌએ શાંતિથી જવા દીધો, ત્યારથી જ કેશવને એ વાત ખાઈ ગઈ હતી. એને બપોર સુધી ક્યાંય ચેન પડયું નહિ. એનામાં ઊછળતું લોહી હતું. ને એની નસેનસમાં યુદ્ધનો રસ હતો. બીજા બધા તો ઠીક, પણ એના મહારાજ જયદેવ જેવા પણ, એ વિષે કાંઈ જ ન બોલે, ત્યારે તો કેશવને પૃથ્વી પોતાના પગ નીચેથી સરી જતી લાગી. એને મન જયદેવ યુદ્ધનીતિ વિષે છેલ્લાંમાં છેલ્લું પ્રમાણ હતો. તે પાંજરામાં પુરાયેલા સિંહની માફક પોતાના વાડામાં અત્યારે ઘૂમી રહ્યો હતો. એટલામાં એણે કૃપાણને આવતો જોયો. અને એનું અંતર આનંદથી ડોલી ઊઠયું. જયદેવનો એ વિશ્વાસુ નોકર હતો. એનો બાપ સંગ્રામ કર્ણદેવ મહારાજ પાસે હતો. એ આવે ત્યારે કાં મહારાજ જયદેવ એને કોઈ મધરાતી મુસાફરીએ મોકલવાના હોય, કાં કોઈકને પૃથ્વીના સાતમા પડમાંથી ખોદી કાઢવાના હોય. કેશવે કૃપાણને જોયો ન જોયો, ને એ બોલી ઊઠયોઃ 'કેમ કૃપાણ— ? મહારાજ બોલાવે છે ?'

કૃપાણુ પણ હસી પડ્યો : 'હા, નાયકજી ! જલદી સંભારે છે !'

'બીજું કોઈ બેઠું છે ?'

'ના, ના, બીજું કોઈ નથી.'

કેશવ ઉતાવળે તૈયાર થઈ ગયો. એના જેવો જ અધીરો એનો ઘોડો શ્યામવર્ણ હતો. એને કેશવ વિના ચેન પડતું નહિ. કેશવને એના વિના ચેન પડતું નહિ. ને બન્નેને કાંઈ ને કાંઈ અથડામણુમાં આવ્યા વિના ચેન પડતું નહિ. ઘણા દિવસ થયાં પાટણમાં જાણે કાંઈ જીવન ન હોય એમ કેશવને લાગતું હતું. અત્યારે એને લાગ્યું કે ના, હજી પૃથ્વીમાં કાંઈક રસ રહ્યો છે. તેનો એ રસાસ્વાદ પામી ગયો હોય તેમ ઘોડો પણ એને જોતાં જ આનંદથી હણહણી ઊઠ્યો.

કેશવ મહારાજ પાસે ગયો.

રાજમહાલયના એક ગુપ્તમાં ગુપ્ત ખંડમાં અત્યારે એ એકલા બેઠા હતાઃ ધીમે ધીમે સોનેરી હીંચકાને પગની ઠેશથી જરા હલાવી રહ્યા હતા.

'કેશવ !' તેણે બહાર પગરવ સાંભળ્યો ને તરત કહ્યું : 'કૃપાણુ ! કોણ કેશવ આવ્યો ?'

'હા, પ્રભુ !' કહેતો ક ને કેશવ અંદર આવ્યો. જયદેવે એને ઇશારત કરી. તે છેક રાજાની પાસે ગયો.

'ડોશી મરવા પડી છે,' જયદેવ બોલ્યોઃ 'ને એના મરણુ સુધી આપણે રાહ જોવી પોસાય તેમ નથી. મા જાણુશે તો મને ને તને બેયને ઊભા રાખી મૂકશે. પણ આ રા' ભાગ્યો છે—સરપને છંછેડ્યો છે, એટલે એને

પાછો સાણસામાં પકડી પૂરી દેવો છે. તારી પાસે કેટલું હજાર ઘોડું છે?'

'હા, હજારેક હશે!'

'થયું. તો તું એની પાછળ પડ. આંહીંથી તો સારસ્વતમંડલનું નામ લેવાનું છે. સમજ્યો? પણ ચંદ્રચૂડ પડયો છે ભાલમાં, એને રા' મળે, તે પહેલાં જો એ જીવતો પકડાઈ જાય, તો તો રાતોરાત લાવીને—આ નીચે ભોંયરાં છે નાં, કોઈને જણાવવાનું કામ નથી. ને ન પકડાય તો એયને ઠેઠ વર્દ્ધમાનગઢ સુધી તગડીને તું સીધો વઢિયારપંથે થઈ સારસ્વતમંડલમાં આવી જા. તારા સમાચાર આવે એટલે આંહીંથી બર્બરકને ભીડવવા ઊપડશે—કાં મુંજાલ, કાં મહાદેવ!'

કેશવ નમન કરીને ઊપડયો; 'પણ જો....' જયદેવે એને પાછો બોલાવ્યો: 'કોઈને ખબર કરવાની નથી. કોઈને ખબર પાડવાની પણ નથી. રા' સભામાંથી ચાલ્યો ગયો—એટલામાં તો તને કાંઈનું કાંઈ થઈ ગયું. એ મેં જોયું. પણ ત્યાં રાજમાતા હતાં. મહાઅમાત્યજી હતા. કાકા હતા. નહિ બોલવા જેવું હોય ત્યારે જ સૌ શાંત રહ્યા હશે નાં? ગલઢી મા—મરે એની રાહ જોઈએ તો તો રા' પેધી જાય. આપણે વધુ રાહ જોવી નથી એ એક વાત. આપણે પણ રાહ જોઈએ છીએ એમ જ ભલે સૌ જાણે એ બીજી વાત. રા' ને પાછો લાવવો છે—છૂટો રહેવા દેવો નથી એ ત્રીજી વાત. ને તું સારસ્વતમંડલમાં જાય છે એ ચોથી વાત. હવે તું જા.'

કેશવ થોડીવાર પછી બહાર નીકળ્યો, ત્યારે એના મનમાં ત્રિલોકવિજેતાનાં સ્વપ્નાં રમી રહ્યાં હતાં.

## ૮. રા'નો સંકેત

રા' સમજી ગયો હતો કે રાજસભા વીખરાઈ જાય તે પહેલાં ચાલતી પકડી લેવામાં ડહાપણ હતું. તેણે રાજ-દરબારમાંથી સીધો કર્ણાવતીનો માર્ગ પકડી લીધો. થોડે સુધી તો એણે નાગવેલને ખંખેરી મૂકી. બપોરનો વખત થયો ત્યારે એક વાડીએ એણે મુકામ કર્યો.

પણ પળ બે પળ ન થઈ ત્યાં એણે કોઈ ઘોડેસવારનાં પગલાં સાંભળ્યાં.

આતુર નયને કોણ આવી રહ્યું છે એની એ પ્રતીક્ષા કરવા માંડ્યો. ઝાડના ઝુંડ પાછળથી એક સવાર આ તરફ આવતો લાગ્યો. 'આ તો પેલો ઓટીચાર—ખર્પરક લાગે છે, રાણંગ!'

'પ્રભુ! છે તો એ જ!'

એટલામાં તો ખર્પરક છેક પાસે આવી ગયો.

'અલ્યા! કેમ આવ્યો? છે કાંઈ સમાચાર? કાંઇ નવાજૂની તો થઈ નથી નાં?'

'કાંઈ નવી ને કાંઈ જૂની. પણ કુમાર ખેંગારદેવજીએ મને સમાચાર આપીને મોકલ્યો છે! એ મળ્યા નહિ..

ને રાજસભામાંથી તમે તો પરબારો પંથ પકડ્યો !'

'શું છે ? અમારે આંહીં પાછો ચંદ્રચૂડ ભરાઈ ન બેસે એટલે ઘોડો કરવાનો હતો—એને પાછો પાટણ તરફ આગળ વધતો અટકાવવાનો. એટલે અમે તો શીંધું ઘાલીને ઘોડવા માંડ્યું છે. શું કહ્યું છે બેંગારે ?'

'બર્બરકના હવે દી ભરાઈ ચૂક્યા છે. જયદેવ મહારાજે એક સહસ્રની વજ્જરસેના તૈયાર કરી છે. એટલે આપણે પાછા આપણી ગુફામાં બેસી જાવું. વળી વખત આવશે !'

'હવે વખતબખત તો ઠીક, મરદુંને વળી વેળા શું ને કવેળા શું ? આ તો અમારો જમાનો જ વીતી ગયો—એટલે આવી રાજરમતુંમાં નજર નાખવી પડે. નકર આમાં તો એક ઘા ને બે કટકાવાળી વાતું છે. બીજું કાંઈ ? પાટણવાળા ક્યાંય બહાર નીકળે છે કે પછી ઘરમાં જ બેઠા રે'શે ?'

'એક હજાર ઘોડું પાટણમાંથી આજ નીકળવાનું છે !'

'ક્યારે ?'

'એક પહોર રાત વીત્યે.'

'ક્યાં જાય છે ?'

'કે' છે—સારસ્વતમંડળમાં—બર્બરક ઉપર.'

રા' વિચાર કરી રહ્યો. 'ઠીક, બીજું કાંઈ કહેવું છે ?'

'ના.'

રા' હજી પણ વિચાર કરતો હતો. પાટણમાં પોતે આવ્યો. ચંદ્રચૂડ પણ બહુ આઘે પડ્યો નથી, અને ખેપ પોતાની ખાલી જાય એ રા'ને ગમતું ન હતું.

'અલ્યા એમ કર ને . . હવે આપણે આટલે આવ્યા,

ધક્કો ખાધો, તંઈ બેમાબેગું કાંક કરતા જાઈ. તું તારા ઘોડા ઉપર ખંખેરી મૂક. કાં નાગવેલને લઈ જા. ચંદ્રચૂડ સાબરના વાંઘામાં પડ્યો હશે. એને જઈને ખબર દે: કાં સેનને આંહીં લાવે. તો બર્બરક સામે આ સૌ જાય—ને આપણે વાંકેથી પાટણ ઉપર જ પહોંચી જાઈ. બાબરાને'ય એમાં લાભ !'

થોડીવાર પછી નાગવેલ પંથે ચડી ગઈ. રાણીંગ ને ખર્પરક ઊપડ્યા હતા. એ બન્ને ગયા એટલે રા'એ ઘોડાને પાસેના એક ઊંડા નાળામાં લઈ લીધો. એક ઠેકાણે મોટી ઓયાણુ ભેખડનો આધાર લઈ, રા' છાનોમૂનો ત્યાં બેસી ગયો.

રા' જેને દુશ્મન ગણતો એને માર્યે રહેતો. જેને મિત્ર ગણતો એને માટે મરી છૂટતો. મરવું કે મારવું એ એનો જીવનમંત્ર હતો. બર્બરક ઉપર લડાઈ જઈ રહી છે, એ સમાચાર જ્યારે ખર્પરકે એને આપ્યા, ત્યારે એનો વિચાર બદલાયો હતો. એને લાગ્યું કે હવે ભાગવું એ નરી કાયરતા છે. હવે તો જે થાવું હોય તે ભલે થાય. ખર્પરકને એણે નાણી જોયો હતો. ખેંગારે શોધી કાઢેલું એ ખરેખરું રત્ન હતું. એના જેવો ચોરવિદ્યાનો ઉપાસક તો એ વખતે બીજો કોઈ ન હતો. એ પાટણમાં રહેતો—અને રા' તથા રા'ના કુટુંબની—જે વાત સામાન્ય રીતે જાણીતી થઈ જવાનો સંભવ હોય, તે વાત પ્રકટ કરી દેતો. એને ને રા'ને કાંઈ જ સંબંધ નથી એવી હવા ફેલાવવા માટે આ કાંઈ જેવીતેવી જુક્તિ ન હતી. હજી સુધી એના વિષે કોઈને શંકા ગઈ ન હતી. એ મહા ગુપ્તચર છે એ વાત અંધારામાં હતી. એટલે રા'ને ખાતરી હતી કે ખર્પરકે

આપેલા સમાચારમાં મીનમેખ નહિ હોય. એણે પોતાનો વિચાર ફેરવ્યો. હરપળે એને ચંદ્રચૂડ આવવાના ભણકારા સંભળાતા હતા.

મધરાતે એણે માણસોની અવરજવર સાંભળી. એને લાગ્યું કે ચંદ્રચૂડ આવી પહોંચ્યો છે. એ નાળામાંથી બહાર આવ્યો: એક ભેખડ ઉપર બેસીને લાંબે સુધી દૃષ્ટિ નાખી રહ્યો. કાંઈ દેખાતું ન હતું. નિબીડ અંધકારમાં કાંઈ દેખાય તેમ ન હતું. દૂર દૂર ખેતરમાં કોઈ કોઈ રખેવાળનાં તાપણાં સળગતાં હતાં.

મધરાત ગળતી ચાલી. હજી કોઈ ક્યાંય દેખાણું નહિ. રા'ને લાગ્યું કે આજનો ખરો મોકો તો ચાલ્યો જાય છે. દેશભરમાં ડંકો વાગત કે જે દી રા' ભાગ્યો એ જ રાતે એણે પાટણ ભાંગ્યું. પણ હજી સુધી ચંદ્રચૂડના ક્યાંય સમાચાર ન હતા. ને ખેંગાર તો પાટણમાં કોણ જાણે કોને વશ થયો હતો ને કોણ જાણે ક્યાં રહેતો—પણ ડોસાની પાસે એખું જ ફરકતો. રા' બેઠો બેઠો મધરાતી અંધારામાં પોતાની જીવન-સિદ્ધિનાં થોડાંક પાનાં ફેરવી રહ્યો હતો.

એણે યુદ્ધ પારવિનાનાં કર્યાં હતાં—બધાંય હેતુ-વિનાનાં. હેતુવિનાનાં યુદ્ધ એ એના જીવનનો એક છાનો આનંદ હતો. એણે અનેક યોદ્ધાઓને હણ્યા હતા—સૌને વાતવાતમાં. સામે મોંએ દુશ્મનને હણવો, એ એના જીવનનો બીજો આનંદ હતો. એણે અનેક કોટકાંગરાનાં ખંડેર સર્જ્યાં હતાં. કોટકાંગરા રચવા એ નહિ, એનાં ખંડેર કરવાં, એ પણ એનો એક આનંદ હતો. એ મહાન ખંડેરોનો સર્જક હતો. એણે જેને જેને મિત્ર ગણ્યા—એને માટે એ ખેદાન-

મેદાન થઈ ગયો હતો. જેને જેને દુશ્મન ગણ્યા, એમને ખેદાનમેદાન કરી નાખ્યા હતા. પોતાની પાછળ ભવ્ય મહાલયો નહિ—મહાન ખંડેરો—મૂકી જવાની રા'ને તમન્ના હતી. એ પોતાના પુત્રોને વારંવાર કહેતોઃ 'પાટણના મહાલયોમાં તમને મોહ થાય છે, પણ મહાલયો બાંધનારા માત્ર કડિયા છે. મહાલયોને હતા ન હતા કરી નાખનારા જ ભગવાન મહાકાલના ખરા ઉપાસકો છે! અને એના ચારે છોકરા—રાયઘણ,* શેરઘણ, દેવગણ, ને ખેંગણ—ખેંગાર—ચારે ચાર એનો વારસો જાળવવામાં તો એક-બીજાને હંફાવે તેવા હતા. રા'ને પોતાની ફિલસૂફી હતી. અને એ ફિલસૂફીના અનુયાયીઓ પણ હતા. એ વૈરને વંશપરંપરા—એક હાથથી બીજે હાથ સોંપવામાં માનતા. બીજા રાજાઓ મરે, ત્યારે જર, જવાહિર ને રાજગાદીની સોંપણ થાતી. રા' મરતા, ત્યારે હાથોહાથ વંશપરંપરાના વૈરની સોંપણ થાતી. ને મૃત્યુશય્યા પાસે હિસાબકિતાબ ને જમે-ઉધાર—દ્રમ્મનાં નહિ, વૈર લીધાનાં ને જે વૈર હજી લેવાનાં બાકી છે—એનાં થતાં. જૂનાગઢી રા' નો ઉછેર આખો જુદી જ ભૂમિકા ઉપર સરજાયો હતો. અને રા' નવઘણે એ ઉછેરને સાંગોપાંગ જાળવી રાખ્યો હતો. રા'ની તલવારનાં પાણી ચાખનારા, પછી બીજી તલવારોને દાતરડાં લેખતા. એવા જૂનાગઢી વંશવેલાને ડોસો વર્ષોથી જાળવતો આવતો હતો. હવે થાક ચડયા હતો, પણ હજી ખેંચતો હતો. હજી તો હિસાબકિતાબમાં પણ ત્રણચાર વેર લેવાનાં બાકી પડયાં હતાં. રા'એ ઘણીવાર સુધી પોતાની આખી જીવનગાથા

* શેરસિંહ કે છત્રસાલ.

પહેલેથી છેલ્લે સુધી સંભાળી લીધી. એને સંતોષ થતો દેખાયો. એમાં ક્યાંય પોતે રણક્ષેત્રમાંથી ભાગ્યાનો દાખલો ન હતો. ક્યાંય માર ખાધાનો દાખલો ન હતો. ક્યાંય કોઈને દગોફટકો કર્યાનો દાખલો ન હતો. હવે છેલ્લી પળો જળવાઈ જાય એટલે રા'ની રાખ ભલે મૈયા સોનરેખમાં ભળી જાય. રા' વિચારમાં પડ્યો હતો.

એટલામાં એની પડખે જ—રારીડિયો થાવા માંડ્યો. થોડીવારમાં અવાજ સ્પષ્ટ થયો. કોઈ બે પક્ષની વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યું હોય તેમ લાગતું હતું. રા' ઊઠ્યો. પોતાની તલવાર સંભાળી. મોટે ઘેરે અવાજે હાકલ મારી: 'અલ્યા! કોણ મૂઈ લોંઠકીનો થયો છે?'

એના અવાજ ઉપર તરત જ આસપાસના ઝાડઝુંડ-માંથી વીસપચીસ જણા દોડી આવ્યા. રા'ને ઘેરી વળ્યા. બે પક્ષી યુદ્ધ કૃત્રિમ હોય તેમ શમી ગયું. ને આંહી રા' જ છે એ ખાતરી થતાં બીજા સૈનિકો પણ આવવા માંડ્યા. રા'એ સબ દેતીને વીજળીની જેમ સમશેર ખેંચી. અને જુવાનની ત્વરાથી તેણે એકાએક તલવારનો ચકાવો રચી દીધો. કોઈની દેન ન હતી કે રા'ના સમશેરી ચકાવામાં પગ મૂકે ને જીવતો પાછો જાય.

'જીવતા પકડવા છે અલ્યા! બાબડી પડો!'

'હવે પકડ્યા જીવતા . .' રા'ની તલવારે બે-ચાર જણાને આઘા ફેંકી દીધા હતા.

એટલામાં જેમ ગોફણનો ઘા આવે તેમ એક જુવાનડો રા'ના પગમાં આવી પડ્યો. એના બેય પગને પકડીને મરણુગાંઠ પાડીને એ ઊંધો જ પડી ગયો. રા' નીચે નમી

ગયો—ને તલવારને હવામાં ઊંચે ઉછાળી.

પણ એ તલવાર કોઇકે ઊંચકી લીધી. રા'ના ડોકમાં દોરડાનો ગાળિયો પડી ગયો હતો.

ખેંચતાણ કરવા જતાં ગાળિયો ભીંસાતો હતો. રા'-એ પોતાના બેય હાથે ગાળિયો પકડી રાખ્યો. એ જ વખતે એક મશાલ પ્રકટી. રા'ની નજર એક જણા ઉપર પડી.

'અલ્યા! છોકરા! તું આવ્યો છે?' તેણે કેશવને જોયો. 'મેં કીધું, આમ અંધારે ઘા, ભાંમણાં વિના બીજું કોણ મારે?'

'હા, કાકા! બીજું કોઈ આવે તેમ નો 'તું. શું લાવવું છે? ઘોડો કે સાંઢણી?'

'સાંઢણી જ લાવોને. દીએ મફતનો તમારો કામો દેખાઈ જાશે!'

'તમારે તો અંધારે જ રે'વું હશે નાં?' કેશવે પણ એટલી જ મર્માળી ભાષા વાપરી: 'ને દીએ અમારું કામ ને તમારું નામ બેય મફતનાં વગોવાશે!'

રા' કાંઈ બોલ્યો નહિ. પણ કેશવને એના સ્વભાવનો પરિચય હતો. રેઢો મુકાય તો રા' હવામાં ઊડી જાય. એ સાંઢણીની પાસે એવી જ ઝડપી બીજી બે સાંઢણી ઉપર હથિયારબંધ સૈનિકો રાખ્યા. પોતે રા'ની સાથે રહ્યો. ઝપાઝપીનો લેશ અવશેષ પણ ન રહે એની સંભાળ એણે પહેલેથી જ લીધી હતી.

રા'ની સાંઢણી ઊપડી ગયા પછી થોડીવારે ત્યાં સાતઆઠ સવારો આવી પહોંચ્યા. પાછળ આવી રહેલા બીજા માણસોની એ પ્રથમ હરોલ હોય એમ લાગતું હતું.

'પણ આ શું? મને મળવાનું તો આંહીં જ કહ્યું હતું. આ ભેખડ ઉપર બેસવાના હતા. કાંઈક દગો થયો લાગે છે!'

'વખતે હજી નાળામાં બેઠા હશે, ખર્પરક! જોઈ આવ તો!'

ખર્પરક ત્વરાથી નાળા તરફ ફરી વળ્યો. તે પાછો ફર્યો. એટલામાં એના પગમાં કાંઈક અથડાયું. એક છલંગે આઘો થઈ ગયો. 'ભોરંગ!' તેનાથી રાડ પડી ગઈ: 'ચંદ્રચૂડજી! આમ—આમ—'

'ક્યાં છે?'

'આ મારા પગમાં અથડાતો હતો.'

'અરે! આ તમારો ભોરંગ!' એક સૈનિકે દોરડું ઉપાડી લીધું.

ખર્પરકે એ જોયું: નક્કી કાંઈક દગો થયો છે. ચંદ્રચૂડજી! વખતે ચેતી જઈને બાપુ જૂનાગઢ ઊપડી ગયા હોય. પણ તમને જે માટે બાપુએ બોલાવ્યા હતા, તે વાત તો ઊડી ગઈ લાગે છે. ને પાછી ઝડપી કૂચ તો તમારા ઉપર લટકે છે. કોણ જાણે, કયે રસ્તે, શો ભય હશે એ હવે કહેવાય નહિ—જે રસ્તે આવ્યા તેનાથી જુદે જ માર્ગે પાછું જવું જોઇએ. હું તો પાટણ ઊપડું . . ત્યાંથી પત્તો લાગશે. તમને ગમે તેમ કરીને ખબર તો પહોંચાડી દઈશ!'

ખર્પરક એકલો પાટણ તરફ ઊપડ્યો. કેશવ તો મોંસૂઝણું થાય તે પહેલાં જ પાટણમાં પ્રવેશી ચૂક્યો હતો. રાજમહાલયના પાછળના ભાગમાં તે પહોંચી ગયો. અગાઉથી કરેલી યોજના પ્રમાણે ત્યાં તમામ તૈયારી કરી રાખી હતી.

રાજમહાલયના દેખીતા જીવનમાં બીજો કાંઈ જ ફેરફાર થયો ન હતો: માત્ર ખડી ચોકીની સંખ્યા વધી હતી, ને કેશવની આવજા વધી હતી.

થોડા દિવસ તો મુંજાલના મનમાં આ તાત્કાલિક થયેલા નજીવા ફેરફારે મોટું તોફાન મચાવી દીધું. એને કેશવે વાત તો કરી હતી. કદાચ રા' ને આંહીં રાખ્યો હોય—વાયુને બાંધવાનો એ પ્રયોગ જયદેવે કસમયે કર્યો હોય—તો રા'ના સિંહ જેવા છોકરા છૂટા હતા. એમાં ખેંગાર તો આંહીં જ હતો. બર્બરકનું ઉપર ગાજે છે. એ સમયે આ બીજું ઘર્ષણ એને પણ વધુપડતી સાહસિકતા જેવું લાગ્યું. પણ તેણે તો આ પ્રશ્નમાં જ પોતાના શ્રીગણેશ જોયા. એણે વિચાર કર્યો કે સાંતૂને આ ઘટના પસંદ નહિ પડે, રાજમાતાને પસંદ નહિ પડે. પોતે જો આ વાત અગાઉથી જાણી લે તો જયારે યુદ્ધની મંત્રણાસભા થાય, ત્યારે પોતાનો માર્ગ સ્પષ્ટ રીતે લઇ શકે. આવી રહેલી યુદ્ધની મંત્રણાસભાથી જ એણે શ્રીગણેશ માંડી દેવા જોઈએ. બર્બરકના યુદ્ધ પછી તો એમાં કામ કરનારા આગળ આવી ગયા હશે, અને એ નવાં બળ બની જશે. તે પહેલાં જ એણે પોતાનો એકડો નોંધાવી લેવાનો વિચાર કર્યો.

## ૯. મુંજાલે શ્રીગણેશ માંડયા

કોલાહલ સામે વ્યક્તિની મહત્તા કેટલી ક્ષુલ્લક છે, એ જાણવા માટે એક વખતના પાટણના મહાઅમાત્ય સાંતૂની હવેલી પાસે કોઈ આંટો મારી આવે, તો કાં એ જ્ઞાની થઈ જાય અથવા તો સંસારત્યાગી થઈ જાય. આ એ જ સ્થળ હતું—જ્યાં એક વખત મંડલેશ્વરો, માંડલિકો, સેનાપતિઓ ને દંડનાયકો આંટા મારતા, મહાઅમાત્યની ઝાંખી માટે ચોવીસે ઘડીની તપશ્ચર્યા કરતા. આજે સમય પલટાયો હતો. તરુણ જયદેવ મહાઅમાત્યનું માન રાખતો, રાજમાતા એને પૂછતાં. એ પોતે હજી મહાઅમાત્ય જ હતો. પણ એની મહત્તા ધીમેધીમે ઘટતી જતી હતી. એનું સ્થાન હજી ખાલી હતું. એ સ્થાન ઉપર કોઈ આવ્યું ન હતું, કોઈ આવવાનું પણ ન હતું. પણ સ્થાનનું પોતાનું જાણે મહત્ત્વ ઘટયું હતું.

જયદેવની મહત્ત્વાકાંક્ષાને કોઈ સીમા ન હતી. રાજમંત્રીની સાવધાનતાને પણ કોઈ સીમા ન હતી.

સોલંકી રાજાના ગૌરવને હાનિ થાય એવું કોઈ પગલું જયદેવ સાહસ કરીને ભરી ન બેસે—એટલી તકેદારી

જ અત્યારે તો સાંતૂ રાખી રહ્યો હતો. એના ખરા દિવસો તો હવે પૂરા થયા હતા. નવા આગંતુકો નવી શક્તિ ધરાવતા હતા. એક આખી પેઢી પસાર થઈ જતી હતી. સાંતૂ શાંતિથી એ ફેરફાર નિહાળી રહ્યો. એને સત્તા ચાલી જાય એનો શોક ન હતો—પણ આજ દિવસ સુધી જે પ્રણાલિકા હતી, તે પ્રમાણે એણે કોઈને સત્તા સોંપી હોત, તો એને સંતોષ થાત. પણ જયદેવનું ખમીર જુદું જ નીકળ્યું. એની સમજશક્તિ પણ અનોખી નીવડી. એનું માનસ પણ એટલું જ વિચિત્ર નીકળ્યું. એને જાળવવો એ કાંઈ જેવાતેવાનું કામ ન હતું. એક ઘડીએ એ યુદ્ધની કલ્પના કરતો હોય, બીજી પળે કોઈ મહાન ભવ્ય મંદિરની યોજના ઘડતો હોય, ત્રીજી ક્ષણે કોઈ વિદ્વાનને પ્રશ્ન પૂછતો હોય, ચોથી પળે કોઈ સામાન્યમાં સામાન્ય જન પાસે ઊભો રહીને વદ્દલક શી રીતે અને એની વાત કરતો હોય! એટલે મુંજાલને પોતાનું સ્થાન પોતાવડે જ પ્રાપ્ત થઈ શકે તેમ હતું—સાંતૂ કાંઈ સોંપી શકે નહિ, મુંજાલ કાંઈ લઈ શકે નહિ, લઈ શકે તો રાખી શકે નહિ. મહાઅમાત્યનું પદ મેળવવાનો અર્થ—અત્યારે તો જયદેવની કલ્પનાને પહોંચવું એવો થતો હતો. અને જયદેવની કલ્પનાને કોઈ સીમા જ ન હતી. એની બળવાન કલ્પનાને અવંતીનાથ થવું સહજ લાગતું હતું; રાજમંત્રીઓને એ ગાંડી ઘેલછા જણાતી. ત્રિભુવન જેવાને પણ પોતાનો બહાદુર કાકો જરાક વિચિત્ર લાગતો. રાજમાતા તો પ્રેમથી હસીને કહેતાંઃ 'અરે! આને ગાંડું લાગ્યું છે, મહેતા! અવંતીનાથ અવંતીનાથ—બસ અવંતી-નાથ! પણ થાવું એમ કાંઈ સહેલું છે, દીકરા? અવંતીમાં

તો વીરવિક્રમ જેવાનાં સિંહાસન હતાં, કે જેની એક એક પૂતળીની પ્રતિમા સરજતાં શિલ્પીઓએ વર્ષોનો હિસાબ રાખ્યો ન હતોઃ અને એ સિંહાસન ઉપર બેસનાર વિક્રમે દ્રમ્મનો હિસાબ રાખ્યો ન હતો. એ સિંહાસન તો વીરવિક્રમ સાથે ગયું. એ પરાક્રમ પણ ગયું. એ પરદુઃખભંજનપણું પણ ગયું. એ ન્યાય ગયો. એ ધર્મ ગયો. એ પ્રાણન્યોછાવરી ચાલી ગઈ—અવંતીનાથ તો ત્યારે થવાય, દીકરા!'

પણ માની આ વાણી સાંભળ્યા પછી જયદેવને ક્યાંય ચેન ન હતું. એની કલ્પનાને અત્યારે તો જે ઉત્તેજન આપે એ એનો મિત્ર થઈ જતો. એને ડાંભે એ એનો અમિત્ર થઈ રહેતો. માલવાનો નરવર્મ કવિતા કરતો એમ એણે સાંભળ્યું હતું. ભોજ પણ કવિ હતો. મુંજ કાવ્ય કરતો. પણ જયસિંહને કલ્પના થઈ—કાવ્ય રચવાની નહિ, આખી ભૂમિને કાવ્યમય કરી મૂકવાની. ગુજરાતને એક છેડેથી બીજે છેડે ઠેરઠેર મહાલયો રચીને, મહાસરોવરો બનાવીને, મહામંદિરો બનાવીને, મહાન યશઃસ્તંભો ઊભા કરીને—અર્બુદાચલથી દ્વારાવતી સુધી અને નવસારિકાથી ઠેઠ રણમાં ઊગેલા પુષ્પ જેવા *વલ્લમંડલના લુદ્રવા સુધી—એક અને અખંડ ભૂમિકા સરજવાનું એના અંતરમાં મહાસ્વપ્ન જાગ્યું: અને રાજાને રાતદિવસ એ સતાવવા માંડ્યું.

જુવાન કેશવ એની પડખે ચડી ગયો. વીરવિક્રમ, ઉજ્જેન, ભારતવર્ષ—અને એવી એવી મહાન કલ્પના મૂકનારો બીજો મહાદેવ પણ પડખે ચડ્યો. દંડનાયક તો એના પરા-

* વલ્લમંડલ એ મુલતાનની આસપાસનો પ્રદેશ. તે સમયે જેસલમીર નહિ—પણ લુદ્રવા રાજધાની હતું.

ક્રમમાં રાચતો, અને બને ત્યાં સુધી એના ગાડામાં જ પોતાનું બળ મૂકતો. આ એક નવો માણસ આવતો હતો, જગદેવ પરમાર—એ પણ કદાચ એમાં જ ચડી બેસવાનો. મુંજાલે હવે તાત્કાલિક પોતાનો માર્ગ શોધવામાં પોતાનું હિત જોયું.

સાંતૂને કાને રા' નવઘણની વાત હમણાં જ આવી હોય તેમ મુંજાલને લાગ્યું. મુંજાલે પ્રવેશ કર્યો ત્યારે મહા-અમાત્ય ચિંતામાં હતો.

'મુંજાલ—તેં તો સાંભળ્યું હશે—સાંભળ્યું છે નાં? આ રા' વિષેનું? હવે શું કરવું? એક સળગે છે ત્યાં આ બીજું!' મુંજાલને તો ખબર હતી. કેશવે એને વાત કરી હતી. પણ અત્યારે એ અજાણ્યો થઈ ગયો.

'શું છે, પ્રભુ? શાની વાત છે?'

'મહારાજે વાયુ બાંધ્યો છે—ને વાયુને બાંધવામાં કોઈ ફાવ્યું છે ખરું કે મહારાજ ફાવશે? પવનને કોઈ પૂરી શકે તો રા'ને પૂરી શકે! કેશવનાં કામ લાગે છે! તું તો જાણતો હોઈશ.' પોતે ના પાડશે તો આ માનશે નહિ, હા પાડશે તો પ્રશ્ન આવશેઃ એટલે મુંજાલે બન્ને વાતની વચ્ચેનો માર્ગ કાઢયો.

'પણ, પ્રભુ! અત્યારે તો ઉપર ગાજે છે—બર્બરકનું —ત્યાં આ ઊલળ પાણા પગ ઉપર એના જેવું થાય છે. મહારાજને કહી દોને—હજી છોડી મૂકે! આપણે એટલી ઉપાધિ આંહીં હમણાં ઓછી,' મુંજાલે કહ્યું.

'પણ, ભૈ.. આ તો જયદેવ મહારાજ.. માનશે? એ કોઈનું માને? તો અત્યારે આ મૂર્ખાઈ કરે જ શું કરવા?' મુંજાલને સાંતૂની અસહાયતાનો ધ્વનિ ખૂંચી ગયો. એક વખત આની જ વાત સંભળાતી હતી. હવે આની

આસપાસ મહાઅમાત્યનો નામનો પડછાયો પણ રહ્યા કરે એ એને પોતાને માટે તો ખોટું જ હતું. કારણ કે એથી તો બીજા ગમે તે એ પડછાયો અળગો કરવાનું મન કરે. એટલે જયદેવ સાથે સીધા ઘર્ષણમાં આવીને પણ—જો એ જાય, તો એમાં એનું હિત હતું. ઘર્ષણ જમાવવામાં એણે પોતાનો અભ્યુદય દીઠો.

'પણ, પ્રભુ! જો તમે નહિ કહો—તો કોણ અમારા જેવા કહી શકશે? અમારું એ ગજું છે? દંડનાયકજી છે—તમે છો. . . .'

'દંડનાયકની પણ બુદ્ધિ ટૂંકી છે. બહાદુરી હશે. પણ કેટલીક વખત તમારે બહાદુરીને બેસારી રાખવી પડે છે!'

'હા, પ્રભુ! કેમ નહિ? આપણે ક્યાં વર્ષો સુધી રાહ જોઈ નથી? પણ હવે જો મહારાજને સ્પષ્ટ રીતે કહેવામાં નહિ આવે, તો ગમે તે પળે પાટણને પાધર થાવાનો વખત આવશે. આ રા' નવઘણ આંહીં પુરાયો છે. ખેંગાર ક્યાંક બેઠો છે. ચંદ્રચૂડ છે. બર્બરક છે. ને લાટનું હજી તો પૂરું થાળે પડ્યું નથી, એમ દંડનાયક પોતે કહે છે—તમે અત્યારે રાજ-નીતિને નહિ દોરો—તો તો પછી થઈ રહ્યું! કહેશે કોણ મહારાજને?'

'મહારાણીબાને પણ હવે લાગ્યું છે. પહેલાં તો એમને પણ રાજકુમારની કલ્પનાનું ઘેલું લાગ્યું હતું. સૌને મન થાય—અવંતીનાથ થવાનું કોને મન ન થાય—? પણ કાંઈ મન એમ માળવે જાય એટલે માળવા આપણું? આંહીંનું શું?'

'પણ તો આપણે નિશ્ચય કરો—હવે મહારાજ યુદ્ધ-મંત્રણા માટે બોલાવે—ત્યારે તમે સ્પષ્ટ રીતે રાજનીતિની રેખા

દોરો. મહાઅમાત્યનો બોલ આવા વિષયમાં આખરી ગણાશે ! એ વાત ફરીથી નક્કી કરો.'

સાંતૂને ઉત્સાહ આવતો લાગ્યો. મુંજાલે એ જોયું. એણે એમાં પોતાનો વિજય દીઠો. પોતાની નીતિનો માર્ગ પણ એને સ્પષ્ટ થતો લાગ્યો. કાંકરી આ પહેલી ઉડાડી જ મૂકવી પડશે, પછી બીજા—ને છેલ્લે મહારાજ.

એ જ્યારે ઊઠ્યો ત્યારે મહાઅમાત્યને એણે લગભગ ખાતરી કરાવી દીધી હતી કે એ પોતાની શક્તિ વાપરે—તો હજી તંત્ર એમનું જ છે. હજી કાંઈ બગડી ગયું નથી. મનમાં એ સમજી ગયો હતો. જયદેવની કલ્પનાનો પડછાયો પણ આનાથી ઝીલી શકાવાનો નથી—અને એમાંથી જ આ પડશે.

'તો તું દંડનાયકજીને જરાક ચેતાવી દઈશ ? તું હો, હું હોઉં, દંડનાયકજી હોય, મહારાણીબા હોય—તો પછી વાત બીલે બંધાય !'

'હા, હું જાઉં. પણ મારે એમને કહેવાનું શું ?' મુંજાલે શિખાઉ ઠોઠ નિશાળિયાનો પાઠ ભજવવા માંડ્યો: 'વાત ઉપાડું શી રીતે ? દંડનાયકજીને—મહારાજ વિષે ઘણો જ ઊંચો મત છે, એ તો પ્રભુ જાણે છે !'

'દંડનાયકજીને મહારાણીબાએ બોલાવ્યા છે.. એમાં એક બીજી વાત પણ છે...'

'હા, એ તો મને ખબર છે,' મુંજાલે અજ્ઞાન ન દર્શાવવામાં પોતાનો લાભ જોયો. આને ખબર હશે જ—એમ ધારીને સાંતૂએ વિશેષ માહિતી આપી.

'લાટની કન્યા સારી છે..' સાંતૂએ સામાન્ય વાત કરતો હોય તેમ કહ્યું.

મુંજાલને આશ્ચર્ય થયું. દંડનાયક બર્બરકના પ્રશ્ન અંગે જ આંહીં આવ્યો હતો, એમ એ માનતો હતો. પણ આ તો વાત તદ્દન જુદી જ નીકળી પડી. તેણે લેશ પણ ઉતાવળ કે આશ્ચર્ય ન બતાવ્યાં. શાંતિથી વાત સાંભળી રહ્યો.

'કન્યા સારી છે.... પણ દંડનાયકજી પોતે માને તેમ નથી. ને મહારાજ પણ માને તેમ નથી!'

'પણ લાટનો સંબંધ બંધાશે તો પ્રશ્ન પતી જાશે, એનું શું? એ લાભ કાંઈ જેવોતેવો છે?' મુંજાલે અનુમાનથી કહ્યું.

'એ તું સમજે છે. હું સમજું છું. મહારાણીબા સમજે છે. પણ દંડનાયકજી સમજશે? ને મહારાજ માનશે?'

'દંડનાયકજીને શો વાંધો છે?'

'અરે! વાંધા બંધાય—જેટલા કાઢે એટલા—પણ મને તો લાગે છે એમને પોતાની સત્તા ઓછી થાય, એનો મોટો વાંધો છે. અત્યારે એ ભૃગુકચ્છના રાજા છે. સંબંધ થાય તો પછી એનો ભાવ કોણ પૂછે?'

'એ પણ બરાબર...' મુંજાલ બોલ્યો. પણ એ દંડનાયક ત્રિભુવનપાલને ઓળખતો હતો. પોતાનો ભાવ ઓછો થાય કે વધુ થાય એ વિષે એને થોડી જ દરકાર હતી. એ તો રણરંગી પુરુષ હતો. કારણ કાંઈ બીજું જ હોવું જોઈએ. એણે અનુમાન કર્યું.

'પ્રભુ! એ તો તમે પગલું ભરશો—અને બધું સમું-સુતર થઈ જાશે. દંડનાયકજીને બીજી ક્યાં ઓછી કામગીરી છે? આ બર્બરકની જ છે. લ્યો.'

'એટલા માટે તો એ—આજે જગદેવને લાવવાના

છે. આ કામ જગદેવને સોંપી દેવું એમ મહારાણીબાની પોતાની ઇચ્છા પણ છે. પરંતુ મહારાજને એમાં પણ વાંધો છે!'

'એમાં પણ? એમાં વળી શો વાંધો છે?'

'ભૈ! એ તો તું સાંભળે તો ઘેલો થઈ જાય. મહારાજ કહે છે, બર્બરકે લોકમાનસમાં એવું સ્થાન પ્રાપ્ત કર્યું છે કે એને હણનારો આ જમાનાનો સર્વોત્તમ વીર ગણાશે!'

'પણ એ તો ગણાય જ તો. એમાં શું?'

'ત્યારે એ જ વાંધો છે નાં? સર્વોત્તમ વીર કાં રાજા જ હોઈ શકે; અથવા તો રાજાએ રાજત્યાગ કરવો ઘટે! આ તો વીરવિક્રમ થાવાની વાતું છે!'

'ઘેલી કલ્પના!' મુંજાલે ટીકા કરી. પણ મનમાં એ જયદેવની કલ્પનાને સમજી ગયો. જયદેવની કલ્પનાને ન સમજનારો કોઈ પણ એની પડખે ઊભો નહિ રહી શકે એ વસ્તુ પણ એ કળી ગયો. સાંતૂ આ કલ્પનાને હજી સમજ્યો ન હતો—ને હવે સમજવાનો પણ ન હતો—એ વાત પણ સ્પષ્ટ થઈ.

'ઠીક, એ તો જોઈ લેવાશે. તું દંડનાયકજીને કહેજે કે અત્યારે રા'ને છોડવામાં ગૌરવ રહ્યું છે! બાકી, અત્યારે એને રાખશો તો માર ખાશો!'

'બરાબર છે..' મુંજાલ દંડનાયકને મળવા ઊપડ્યો.

## ૧૦. મુંજાલે દંડનાયકને શું કહ્યું ?

**દંડનાયક** ત્રિભુવનપાલની સામાન્ય લોકપ્રિયતા મુંજાલને જાણીતી હતી. એ લોકપ્રિયતાએ કેવળ જયદેવ મહારાજથી ઊતરતે આંકે એનું સ્થાન નિશ્ચિત કરી મૂક્યું હતું. લોકોને ત્રિભુવનપાલ દંડનાયકની રાજભક્તિમાં દેવ-પ્રસાદનો પડઘો દેખાતો. એની અડગ રાજભક્તિએ એને દેવ જેવો શ્રેષ્ઠ અને નરોત્તમ ગણાવ્યો હતો. એને સ્થાનભ્રષ્ટ કરવો એ કામ સહેલું ન હતું. એ રાજમંત્રીઓનો દેખીતો મિત્ર હતો—પણ અંદરખાનેથી રજપૂતી ખમારનો પરમ ઉપાસક હતો. એ જગદેવ પરમારને આંહીં લાવતો હતો—એમાં પણ એની ઇચ્છા કાંઈક આવી હતી. મુંજાલ મળવા ગયો ત્યારે દંડનાયક પોતાની સામે બેઠેલા કોઈ પુરુષ સાથે વાત કરી રહ્યો હતો. મુંજાલને આવતો જોયો એટલે એ અજાણ્યો માણસ ઊભો થઈ ગયો. તેણે દંડનાયકની રજા લીધી. ' આવજો ત્યારે—ચોક્કસ હો—મેં કેશવને તો કહી રાખ્યું છે. ને જુઓ—રજપૂતી ખમીર ખરું તો આ, કે જે કોઈનું પણ સંકટ જુએ ને પછી વિચાર કરવા ન થોભે. વિચાર કરવા થોભે—સરવાળા ગણે, બાદબાકી કરે,

આંકડા માંડે, ત્યારે સમજવું કે એ દૂધમાં ફેર ! આવજો—અમે રાહ જોશું. મહારાજને પણ વાત થઈ ગઈ છે ! ભલે તમતારે તમે કહો છો તેમ બર્બરકનું પતે એટલે જાત્રાએ પાછા નીકળી જજો. સોમનાથ જવું છે નાં ? હું પણ ભેગો આવીશ—'

ત્રિભુવનપાલ ઊંચો ખમીરવંતો ક્ષત્રિય જોતો અને તરત એમાં પોતાનો સંપૂર્ણ વિશ્વાસ મૂકી દેતો. એને ખોળે માથું મૂકવામાં પછી એ પાછું વાળી જોતો નહિ. એણે જગદ્દેવ માટે પણ એમ જ કર્યું. મુંજાલ આવી રહ્યો હતો, તેણે આ સાંભળ્યું. કોઈક દિવસ આ વિશ્વાસ એને ભારે પડી જશે, એણે વિચાર કર્યો. તે ધીમેથી આગળ વધ્યો. જગદ્દેવ જવાબ આપતો હતો.

'ન આવવાનો હોત તો તો હું તમને ના જ પાડી દેત. મારે તો જ્યાં એ ઘડી, આ મારું જીવનવ્રત નમે ત્યાં થોભવું છે—તમારું આ બર્બરકનું સાંભળ્યું ને હવે જો હું એમ ને એમ ચાલ્યો જાઉં, તો મારી ઉપાસનાને કાળી ટીલી ચોટી જાય ! એટલે મારે રહ્યા વિના છૂટકો જ નથી. પછી તો જ્યાં કંઠીરવ લઈ જાય ત્યાં જવું જ છે !' તેણે હાથ જોડ્યા ને તે આગળ વધ્યો. દંડનાયક પણ તેની સાથે સાથે બહાર આવ્યો હતો. એને અને એના ઘોડાને એ જતાં જોઈ રહ્યો.

'આ ગયો એ—મુંજાલ ! જોયો ?' દંડનાયકે મુંજાલને આવતો દીઠો ને કહ્યું: 'જો તો, એમાં કોને વખાણવા ? ઘોડાને કે સવારને ? બેયની છાતી નરી લોહવજ્જરની છે.

કંઠીરવ—તે ખરેખર કંઠીરવ* છે. ને આણે કાલીની ઉપાસનાની વાત કરી—આપણી તો છાતી બેસી જાય!'

'કોણ એ—પ્રભુ?'

'નથી ઓળખતો? એ જ જગદેવ પરમાર!'

'એમ? અદ્દ્ભુત લાગે છે. હું તો એનો ઘોડો જ જોઈ રહ્યો!'

'છે નાં ત્યારે? અસલ રજપૂતી ખમીર છે—આજ સાંજે આવવાનો છે ને મળવા. એણે વળી નવી જ વાત કરી!'

'શું?'

'મા મહાકાલીની ઉપાસના એ કાંઈ ભૂતપ્રેત માટે જ નથી: એ તો છાતીને વજ્જર જેવી બનાવવા માટે પણ છે!'

'જબરો!'

'બોલ, શીદ આવ્યો છે?'

'હું તો એમ આવ્યો છું, પ્રભુ! કે આ આપણું વાજું ઠેકાણે નથી એ તો તમે આંહીં રહ્યા ત્યાં જોયું હશે નાં? એને એમ ને એમ રાખીને તમે તો પાછા ભૃગુકચ્છ ભેગા થઈ જાશો—ને પછી આંહીં નહિ કોઈ ધણી કે કોઈ ઘોરી. સાંતૂ મહેતા મહારાજની કલ્પનાને પહોંચી શકતા નથી...'

'ત્યારે, ભૈ! હું એ જ વાત કરું છું,' દંડનાયકે પ્રેમથી એનો હાથ ઝાલ્યો. 'તું અંદર આવ—અંદર—મારી વાતને એક તું જ સમજ્યો લાગે છે. નથી મીનલદેવીબા સમજતાં, નથી આ તમારા સાંતૂ મહેતા સમજતા.'

દંડનાયકને પોતાના કાકા પ્રત્યે અનહદ માન હતું:

* કંઠીરવ એટલે સિંહ.

એ એને દેવાંશી ગણતોઃ એટલે એનું કોઈ ઘસાતું બોલે તો એ ઝીલી શકતો નહિ. મુંજાલે વાત કહી, એ એને ગમી ગઈ.

'મહારાજની કલ્પનાને પહોંચવાની કોઈનામાં શક્તિ નથી—' મુંજાલે ભૂમિકા તૈયાર કરવા માંડી. એને દંડનાયકનું મન માપવું હતું. મહાઅમાત્ય—એને ગમે તેમ પણ થાકોડો ચડયો છે. કેશવ—એ તો યોદ્ધો છે. એક આ . . મહાદેવ છે. પણ એને હજી કોઈ નો સાથ નથી. મેં તો કહ્યું મહારાજને કે, પ્રભુ ! પહેલાં મહાઅમાત્ય લાવો. પછી મહારાજ્યની કલ્પના કરો !'

'એ તો સાવ સાચી વાત . .'

'દાદાક નાગર છે . . પણ એ વૃદ્ધ રહ્યા ! મહાદેવનું જો આપણે સૌ નામ મૂકીએ, મહારાણીબા પાસે . . આજે જ મૂકીએ . . જો તમે ઉત્તેજન આપો તો . .'

'અરે ! એ તો થઈ રહેશે બધું . .' દંડનાયકે હાથથી વાતને રોળીટોળી નાખી. મુંજાલનું અંતર આનંદથી ડોલી ઊઠયું. દંડનાયકની લોકપ્રિયતા જો મહાદેવના તાજવામાં પડે તો પછી એની સામે ઊભું રહેવું ભારે પડે તેમ હતું. પાટણમાં હવે પછી મહાઅમાત્ય કાં એ પોતે હોય—ને કાં કોઈ જ ન હોય—એ એનો સંકલ્પ વધારે દૃઢ થયો.

દંડનાયકની આંખમાં હજી જગદેવની મૂર્તિ રમી રહી હતી :

'આ ગયો નહિ—જોયો નાં ? . .'

મુંજાલ પામી ગયો. દંડનાયક તો જેવો અવ્યવહારુ ગણાતો એવો જ હજી પણ રહ્યો હતો. આ એક આજે ચાલ્યો આવતો પરદેશી—પટ્ટણીઓ એને એક ઘડી પણ

મહાઅમાત્યપદે રહેવા દે કે? પણ એણે દંડનાયકને એની મનોભૂમિમાં રાચવા દીધો.

'એ..એ તો અદ્ભુત છે..'

'આવા બેચાર હોય મહારાજની પડખે, તો લાગે કે ના, સોલંકીઓનો પણ રાજા છે! મહારાજ પાસે તો આવા શોભે!'

'ને આવા જાતા વહાણને ભેખડે ભરાવે તે દી શું?' મુંજાલે મનમાં જ પ્રશ્ન કર્યો. મોટેથી એ બોલ્યો: 'પ્રભુ! તો તો હમણાં થોભી જવું એ બરાબર છે. આની પ્રતિષ્ઠા જામશે.. મહારાજ પણ એને માનશે.. પછી તો એને આવતાં શી વાર? ને ત્યાં લાટનો પ્રશ્ન પતી ગયો હોય તો પ્રભુ પોતે પણ ક્યાં નથી?' મુંજાલે વાત જ બદલી કાઢી હતી. પણ એવી કુદરતી રીતે—કે દંડનાયક એ કળી શક્યો નહિ.

'લાટનો પ્રશ્ન? અરે, ગાંડાભાઈ આંહીં હજી તમે સૌ માનો છો કે લાટનો પ્રશ્ન એમ પતી જાશે?'

'ત્રિવિક્રમ ગયા—એટલે વખતે પતી જાય. હવે તો રહ્યું કોણ? એક રાજકુમારી જ છે નાં?'

ત્રિભુવન હસ્યો: 'રાજકુમારી છે એટલે થઈ રહ્યું એમ? તમે પણ કોણ જાણે, સૌ કઈ પૃથ્વીમાં વસતા લાગો છો? સાંતૂ મહેતાને મેં કહ્યું, એને વાત ગળે ન ઊતરી. મહારાજને કહ્યું, એને કાંઈ ગળે વાત ઊતરે? આ લાટની રાજકુમારી છે નાં.. એ પેલી મરી ગઈ નાં પદ્માક્ષી—એની ભત્રીજી. ને ફોઈ પાછળ ભત્રીજી—ફોઈ જેવી જ હોય—એ તો ખબર છે નાં? આનામાં પણ એવું બળ છે.

જ્યાં એ પ્રેમ આપે—ત્યાં પ્રાણ પણ આપે. આ રાજ-કુમારી—તેં જોઈ નથી એટલે તને શો ખ્યાલ આવે?—એ આ પૃથ્વીની નથી. લાટ ઉપર એને પ્રેમ છે. એનો એ પ્રેમ જો એવો જ રહેશે—તો જયદેવ મહારાજ રાજ કરી રહ્યા ને હું દંડનાયકપણું કરી રહ્યો! ઓ હો હો! મુંજાલ! આપણો તો આ શો જમાનો છે? આ લાટની જ વાત લે ને—ત્રણ પેઢી થઈ ગઈ. કોઈ હારી બાજી લેવાની વાત નથી કરતું. આ રા'. એ પરાજય પામે, એમ? પેલો માલવરાજ .. મહારાજ જયદેવ પાસે, સારું છે કે, કલ્પના છે, નહિતર તો એમને ભેખનું ખપ્પર ધારવું પડત! ને તમને મંત્રીઓને મહારાજની કલ્પના—એ ગમતી નથી!'

'પણ ત્યારે, પ્રભુ! એવું જ કરો ને. લાટ ને પાટણ એક થાય.'

'એ બળથી નહિ થાય . . .'

'તો કળથી કરો. રાજકુમારી છે, મહારાજ છે . .'

'મેં તને શું કહ્યું? તું સમજ્યો લાગતો નથી. પેલી પદ્માક્ષીની આ ભત્રીજી. સ્વર્ગંગાનાં કમળ લાવીને અર્પનારા ઉપર પ્રાણ ન્યોછાવર કરી નાખે .. બીજી વાતમાં માલ નથી. જુઓ હવે, તમે સૌ કેમ તોડ લાવો છો તે!'

એટલામાં એક નાનકડો છોકરો દોડતો દોડતો આવીને ત્રિભુવનપાલના ખોળામાં બેસી ગયો: 'કેમ રાજમહાલય જોયો નાં? કુમારપાલ!' ત્રિભુવને એને હેતથી પૂછ્યું.

'મહારાજના સામંત થવું છે કે?' મુંજાલે પૂછ્યું.

'હોવે! કેમ નહિ? બાપુ! મહેલ તો બહુ સરસ .. મહારાજના મહેલમાં એક ધનુષ છે. મોટું બધું. ને મહા-

રાજનો હાથી..'

'કેવડો મોટો છે?'

'બહુ મોટો..આવડો બધો,' કુમારપાલે હાથથી નિશાની કરી.

'ઘોડો ફેરવો ત્યારે..આજે સવારી નથી કરી કાં? અરે! ભિલ્લુ!'

ભિલ્લુ દોડતો આવ્યો: 'કુમારને આજે સવારી નથી કરાવી કે? આજ તું હવે એની પાસે રહીશ મા. એને એકલાને જવા દે. તું પાછળ રહેજે..'

'હું તો એકલો ચડું છું!' કુમારપાલે ગર્વથી કહ્યું. મુંજાલ એની મજબૂત કાયા તરફ જોઈ રહ્યો. તેણે ઊઠીને એના બે હાથ પકડ્યા. જોરથી આંચકો મારી કુમારપાલે હાથ છોડાવી નાખ્યા, ને એ હસતો હસતો બહાર દોડી ગયો.

'પ્રભુ! પણ આ ભારે થઈ છે. રા'ને ઊઠીને મહારાજે અત્યારે બંધનમાં નાખ્યા છે..એ અત્યારે તો...'

દંડનાયક પણ વાત તો જાણતો લાગ્યો: 'તો ત્યારે, તમારે એમ કે મહારાજ એની પૂજા કરે?' મુંજાલ પામી ગયો. દંડનાયક પણ મહારાજની સાથે જ હતો.

'પણ બર્બરકનું માથે ગાજે છે એનું શું?'

'એ તો ગાજે! કોણે સાંતૂએ કહેવરાવ્યું હશે?'

'હા, પ્રભુ! મેં તો એમને કહ્યું, હવે રા' હદ કરે છે.'

'અરે! હદ કરે છે શું? તમે સાવધ નહિ રહો તો

કાલ ઊઠીને પાટણનું નાક કાપી જાશે ! ને તમે જોતા રે'શો. '

'અત્યારે એ વેર થાશે—એકસાથે . .'

'થાય એ તો. પ્રતિષ્ઠાનો સવાલ હોય ત્યારે કેટલાં એ ગણવા બેસાય? મહારાજે જે કર્યું છે તે બરાબર છે. તું શું કહે છે ?'

'હું તો આમ કહું કે આમાં મહારાજ શું કરવાના હતા ? કેશવ સેનાનાયકને ઠીક લાગ્યું તે તેણે કર્યું. એમાં મહારાજને શું ? રા'એ સભા છોડી. સેનાનાયકનું કામ સેનાનાયકે કર્યું. હવે રા'ને છૂટવું હોય તો છૂટશે. મહારાજ ન્યાય આપશે. આમાં મહારાજને શું લાગેવળગે ? મહારાજ આવી નાનકડી વાત શું કરવા માથા ઉપર જ લ્યે? લ્યો, હું તો એમ કહું !'

'તારી વાત તો અલ્યા ! મુંજાલ ! નવી જ લાગે છે. એ પણ ઠીક છે. મહારાજને શું ?' . . . દંડનાયકને આ તોડ ગૌરવભર્યો લાગ્યો.

એમાં રાજાનું ગૌરવ હતું. એને એ વાત એકદમ રુચી. મુંજાલ સમજી ગયો.

'એ તો એમ છે, પ્રભુ ! મહારાજ એ તો મહારાજ. અમારા તમારા જેવા ક્યાં નથી તે મહારાજ આવું બધુંય માથા ઉપર લેતા ફરે ?'

દંડનાયકને મહારાજના ગૌરવની આ વાત ગળે ઊતરી ગઇ. મુંજાલને એમાં પોતાનો વિજય દેખાયો. એક વખત તરુણ રાજા આ જાણશે, એટલે પછી પોતાનો માર્ગ સરળ થઈ રહેશે. તેણે પોતાની વાત ધીમેથી શરૂ કરી દીધી હતી.

એ સાંજે રાજમહાલયમાં જતા પહેલાં, સાંતૂ મુંજાલની રાહ જોતો ઊભો હતો:

તેણે મુંજાલ આવ્યો ને તરત કહ્યું:

'મુંજાલ! દંડનાયકજી સાથે તારે વાત થઈ ગઈ? શું કહ્યું એમણે?'

'પ્રભુ! દંડનાયકજીને મારી વાત તો ગમી છે!' મુંજાલે દ્વિઅર્થી ઉત્તર વાળ્યો. વધારે કાંઈ એ બોલ્યો નહિ.

'એમ? ગમી?'

'હા, પ્રભુ!'

'થયું ત્યારે—આપણું અરધું કામ થઈ ગયું. ચાલો ત્યારે, સાંતૂએ ઉતાવળે પ્રત્યુત્તર વાળ્યો. મુંજાલ તેની સાથે રાજમહાલયમાં જવા ઊપડ્યો.

## ૧૧. જગદેવ જયદેવને મળે છે.

**થોડીવાર** પછી આગળ કેશવ ને પાછળ જગદેવ એમ રાજમહાલયના અંદરના ભાગમાં આવતા બન્ને દેખાયા. જ્યાં એ જઈ રહ્યા હતા એ એ જ મંત્રણા ખંડ હતો—જ્યાં મૂલરાજ સોલંકીના સમયથી અનેક વખત અનેક યુદ્ધો અને સંધિઓની મંત્રણા થઈ હતી. રાજમહાલયના વિશાળ અંગેઅંગને પોતાનું વાતાવરણ હતું. જગદેવ ચારે તરફ નજર ફેરવી રહ્યો હતો. કેશવ આગળ ચાલીને થોડી માહિતી આપતો જતો હતો.

'પેલો ખંડ છે નાં—સામે દેખાય,' કેશવે હાથથી બતાવ્યું, ત્યાં જગદેવે જોયું.

'ત્યાં એક વખત વાચિનીદેવી રહેતાં હતાં.'

'એમણે તો ચામુંડરાજને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યા હતા, કાં?' જગદેવને આ ઇતિહાસ જાણીતો લાગ્યો.

'હા. એ તો અમારું પટ્ટણીઓનું એ બાબતમાં ભલું પૂછવું! જરાક ન્યાયમાં વાંકું પડે તો ઘડીના છઠ્ઠા ભાગમાં ગમે તેવાને ધૂળમાં રગદોળી મૂકે! પટ્ટણીઓ પાટણને પૃથ્વીનું કેન્દ્ર ગણે ને ન્યાયને પાટણનું કેન્દ્ર માને!'

'મહારાજ જયદેવ—એ પણ—એમ માને ખરા કે?'

'ત્યારે નહિ? હજી તો પૂરા બે દી પણ થયા નથી. તમે સાંભળ્યું નહિ હોય? રા'ને ન્યાય આપવા ખુદ મહારાણીબાને પોતાને રાજસિંહાસને આવીને બેસવું પડયું હતું!' જગદેવે એ સાંભળ્યું હતું.

'મહારાજ ભીમદેવના પુત્રે રાજસંન્યસ્ત લીધું . .'

'આ સામે દેખાય—પેલી સ્તમ્ભાવલિ—એ ખંડમાં. કહે છે કે એ વખતે પટ્ટણીઓ ત્યાં ઘેરઘેરથી આવેલા. મહારાજ ક્ષેમરાજદેવે પોતે જ વાત પ્રકટ કરી—અને ત્યાર પછી જ—કર્ણદેવ ગાદી ઉપર આવ્યા! નહિતર આજે ત્રિભુવનપાલજી રાજગાદી ઉપર હોય!'

'મહારાજને અને ત્રિભુવનપાલજીને. .'

'પ્રાણન્યોછાવરીનો સંબંધ. મહારાજ ભત્રીજાને પૂછીને પાણી પીએ. ભત્રીજાને કાકામાં દેવનાં દર્શન મળે. દંડનાયકજી છે—તો લાટ હલી શકતું નથી! એમના જેવો વીરપુરુષ અત્યારે બીજો કોઈ ન મળે!'

'ચૌલાદેવી ક્યાં રહેતાં?' જગદેવે અચાનક પૂછ્યું.

'આની પાછળ—આપણે જે રસ્તેથી આવ્યા નાં—ત્યાં એક વિશાળ રાજમહાલય છે. . .'

'એમની કોઈ પ્રતિમા છે કે?'

'હા, છે ને! મહારાણીબા મીનલદેવી હજી દર પૂનેમે ત્યાં જાય છે.'

એટલામાં આગળ જતાં ગવાક્ષમાંથી બહાર નજર ગઈ. કેશવે જગદેવને એક સુંદર વિશાળ મહાલયનો ઝરૂખો બતાવ્યોઃ

'પેલો દેખાય એ ઝરૂખો જોયો? મહારાણી ચૌલાદેવી ત્યાં બેસતાં—'

જગદેવ ઝરૂખા તરફ જોઈ રહ્યો. જાણે ચૌલાદેવીનું સૌન્દર્ય પોતે જોયું છે એની સ્મૃતિમાં હોય, તેમ ઝરૂખો એક મનોહારી ધ્યાનસ્થ સુંદર શિલ્પાકૃતિ જેવો શોભી રહ્યો હતો. એ ઝરૂખાને પોતાનું વ્યક્તિત્વ લાગ્યું. જગદેવે બે હાથ જોડીને એ દિશા તરફ અભિવાદન કર્યું. પછી તે આગળ વધ્યો. કેશવ એના આભિજાત્યની આ સંજ્ઞાથી મુગ્ધ થઈ ગયો. એણે જગદેવને જોયો ત્યારથી જ એની વીરશ્રીમાં રહેલું અમુક પ્રકારનું વાતાવરણ તો એને સ્પર્શી જ ગયું હતું. પણ અત્યારે એ વાતાવરણનો ભેદ એને મળ્યો. હરેક પ્રકારની મહત્તામાં એ દૈવી અંશ જોતો હોય તેમ લાગ્યું. જડ પૃથ્વીમાં આટલું બધું ચૈતન્ય જોવાની કલા—એણે સાંભળ્યું હતું કે વીરવિક્રમને એ સાધ્ય હતી. ને કોઈને ન સંભળાય એવું પૃથ્વીનું રુદન એને સંભળાતું. આ જગદેવ પણ એવી કોઈ વીર પ્રણાલિકાનો ઉપાસક એને જણાયો. અત્યાર સુધીમાં એણે પાટણની આ કે તે એવી નાની વાતમાં લેશ પણ રસ બતાવ્યો ન હતો. કેશવને એના પ્રત્યે માન હતું તે વધ્યું.

'જગદેવજી!' કેશવ આગળ ચાલી રહ્યો હતો તે અચાનક બોલ્યો: 'કહો ન કહો—પણ તમે આંહીં વખાના માર્યા આવ્યા છો!'

'વખાનો માર્યો? હું? હું તો વખાને:શોધું છું. આપણે આવી પહોંચ્યા કે શું?'

'હા, આ સામે દેખાય એ ખંડમાં જ, મહારાજ બેઠા

છે. તમે એક ક્ષણ થોભો. હું આ આવ્યો !'

કેશવ ત્વરાથી અંદર ગયો. થોડીવાર પછી કેશવ પાછો આવ્યો. એણે જગદેવને ઇશારત કરી. જગદેવ એની પાછળ પાછળ રાજભવનના મુખ્ય ખંડમાં પેઠો.

આખો ખંડ સોનેરી રૂપેરી દીપિકાઓના પ્રકાશમાં નાહી રહ્યો હતો. ચારે તરફની ભીંતે અનેક પ્રકારનાં જૂનાં-નવાં શસ્ત્રો લટકતાં હતાં અને સોલંકીઓની રણગાથા કહેતાં હતાં. મહારાજ મૂલરાજદેવના ધનુષથી માંડીને ભીમદેવ મહારાજની કૃપાણ સુધીનાં સઘળાં પ્રખ્યાત અસ્ત્રશસ્ત્ર ત્યાં હતાં. ખંડમાં વચ્ચે એક સોનેરી રૂપેરી હીંચકો હતો. અત્યારે એ ખાલી હતો. પણ હીંચકા પાસે—નીચે સ્ફટિક જેવી ભોં ઉપર, જરીજરિયાનવાળી ગાદીતકિયાની જરા ઊંચી બેઠક હતી. એની પશ્ચાદ્ભૂમિમાં મણિમૌક્તિકખચિત પટ્ટ-વસ્ત્ર શોભી રહ્યું હતું. ત્યાં ગાદીતકિયાની ઉપર, બરાબર વચ્ચોવચ્ચ, એક રૂપાળો, તેજસ્વી, આકર્ષક, કાંતિમાન જુવાન બેઠેલો જગદેવની નજરે ચડ્યો. તે જાણી ગયો કે એ જ જુવાન જયદેવ હતો. વયના પ્રમાણમાં એ કાંઈક મોટો દેખાતો હતો. એણે પોતાના બન્ને હાથ પાછળ તકિયાને અઢેલીને લંબાવ્યા હતા. ગાદી ઉપર લંબાવેલા એના એક પગમાં સોનેરી તોડો શોભી રહ્યો હતો. એની જમણી બાજુ, એની પડખે તલવાર પડી હતી. ડાબી તરફ શુભ્ર શંખ હતો. જગદેવ કેશવની પાછળ પાછળ આગળ વધ્યો. જગદેવને જે જુવાન છેટેથી આકર્ષક લાગ્યો હતો, તે પાસે આવતાં વધુ આકર્ષક જણાયો. એનો ચહેરો રૂપાળો હતો. એની અણિશુદ્ધ, ગૌરવભરેલી, નિષ્કલંકી, અભંગી નાકદાંડી—અને કજ્જલ-

ઘેરી, વિશાળ, સુંદર આંખ — આખા ચહેરાને એ રૂપથી મઢી લેતાં હતાં. ચહેરામાં વસી રહેલી અદ્ભુત સપ્રમાણતા સામાના મનમાં એકદમ વસી જાય તેવી હતી. એને લીધે એ રૂપ જેમ વધારે જોવાતું, તેમ વધારે રૂપાળું લાગતું. પણ આ રૂપ ને પ્રમાણ કરતાં એ ચહેરાનું ખરું આકર્ષણ તદ્દન જુદું જ હતું. એક પ્રકારનો દુર્ધર્ષ પ્રતાપ એ ચહેરામાંથી જાણે હરક્ષણે પ્રકટ થતો હતો. બહાર આવવા માટે લખલખી રહેલું તેજ એમાં ભંડારી રાખ્યું હોય, એટલો બધો તેજસ્વી એ ચહેરો હતો. એના આકર્ષણનું ખરું કારણ આ હતું. છેટેથી ગૌર જણાતો એનો રંગ, પાસે આવતાં, જગદેવને સહેજ શ્યામ લાગ્યો—ઘઉં-વર્ણો કરતાં એકએ અંશ વધારે. પણ એ રંગને લીધે એની મુખમુદ્રામાં એક પ્રકારની મોહકતા છવાઈ ગઈ હતી. મોહકતા અને પ્રતાપ, એકીસાથે એટલાં નિકટવર્તી થઈને ત્યાં વસ્યાં હતાં, કે એક પૂરું જોવાય ન જોવાય, ત્યાં બીજું ડોકિયું કરતું દેખાય! એટલે એ ચહેરો અનંત રૂપની પરંપરા દર્શાવે. હરેક પળે નવીન હોય. હરેક ક્ષણે વધુ અર્થવાહી હોય. લાખો ચહેરામાંથી એ એકદમ જુદો પડી આવે. જગદેવ થોડી ક્ષણ તેના તરફ જોઈ રહ્યો. પણ દરેક ક્ષણ જેમ જેમ જતી ગઈ, તેમ તેમ એનો દુર્ધર્ષ પ્રતાપ વધુ ને વધુ સ્પષ્ટ થતો ગયો. એના અંતરમાં એક છાની શોકરેખા ઊગી નીકળી. મિત્ર તરીકે તો ઠીક, આ માણસ દુશ્મન તરીકે ખરેખર અજોડ હતો. જીવનમાં યુદ્ધનો એની સાથે એક લહાવો માણવા જેવો હતો. પણ હવે તો એ સમય ગયો. હવે એ વાત પણ ગઈ.

કાંઈક કરી નાખવાની અધીરાઈ હોય એમ એ જરાક અસ્થિર બેઠો હતો. એની આંખમાંથી પ્રકટતી વીજળી સચોટ અને વેધક હતી. પોતાની આસપાસના વાતાવરણમાં પણ એ વેગ અને આકર્ષણ જમાવવાની એનામાં શક્તિ દેખાઈ. જગદેવ એની પ્રતિભા પામી ગયો. એને જરાક વધારે ધ્યાનથી નિહાળતાં એનું અંતર ફુલ્લ પ્રફુલ્લ બનીને ડોલી ઊઠ્યું. અત્યાર સુધી એ માત્ર પ્રતાપી જુવાન જોદ્ધારૂપે જ જણાતો હતો; પણ એનું એક બીજું રૂપ પણ હતું: અને એના એ સ્વરૂપનું ભાન થતાં જગદેવ ડોલી ઊઠ્યો.

એ માત્ર પ્રતાપી યોદ્ધો ન હતો: સ્વર્ગંગાનાં કમલોની પદ્મવાટિકા સરજનારા, ઘેલા કવિઓની ગાંડી કલ્પનાનો પણ એ વારસદાર જણાયો. એની આંખમાં એ જ દ્રાક્ષાસવ હતો, એ જ સૌન્દર્યપિપાસા હતી. પાટણના કોટકાંગરાની પેલી મેર, ધારા અને અવંતીથી પણ દૂર—આખા ભારતવર્ષને એકચક્રે છાઈ દેવાની ઘેલી મહત્ત્વાકાંક્ષા એણે ક્યાં સેવી ન હતી કે એવા જ મહત્તાપંથના સમાનધર્મી ઉપાસકને એ તરત ઓળખી ન કાઢે? એને આનંદ થયો. આંહીં પણ સ્વપ્ન હતું, ઘેલછા હતી, મહત્ત્વાકાંક્ષા હતી, સૌન્દર્યપિપાસા હતી. કાંઈક ઉદયમાન તેજસ્વી ભવ્ય દશ્ય જોયું હોય ને જે આનંદ થાય એવા આનંદથી એ ડોલી ઊઠ્યો.

એણે એને ધાર્યો હતો, એના કરતાં એ વધારે પ્રતાપી અને તેજસ્વી નીકળ્યો.

તેની પાસે—પણ થોડે દૂર એક સુંદર સાંગામાંચી ઉપર પ્રૌઢ વયની એક સાદી બાઈ બેઠી હતી. જગદેવને લાગ્યું કે એ જ મહારાણી મીનલદેવી હોવાં જોઈએ. એ

પોતાની સાદાઈને લીધે વધારે પ્રતાપી જણાતી હતી. દીકરાને જાણે પોતે માત્ર દોરવણી જ આપવાની હોય, ને પોતાના સ્થાનને વધુ ને વધુ ગૌણ કરી નાખવા માગતી હોય, તેમ એ કાંઈક સંકોચાઈને જરાક પડછાયામાં ને પાછળ બેઠી હતી. પણ કાર્યમાં સીધો ભાગ લેતી ન હોય છતાં, હરેક કાર્યનું જાણે એ જ કેન્દ્ર હોય એમ જણાઈ આવતું હતું. કેટલાક આજ્ઞા આપ્યા વિના આજ્ઞા કરી શકે છે, એવું કાંઈક મીનલદેવીમાં હતું. પણ એની એકદમ દેખાઈ આવે એવી સાદાઈથી એ અપ્રકટ જ રહેતું. જાણનારા જાણતા કે મહારાણીબા આજ્ઞા આપતાં નથી; અનિવાર્ય હોય ત્યારે જ માત્ર બોલે છે: અને એનો એ બોલ એ આજ્ઞા થઈ રહે છે.

મહારાણીબાની જમણી બાજુ, તરુણ રાજાની નજીક, દંડનાયક ત્રિભુવનપાલ બેઠો હતો. જગદેવ એને તો મળ્યો હતો. સામેની બીજી બાજુ મહાઅમાત્ય સાંતૂ મહેતા બેઠા હતા. એના ચહેરા ઉપર થાકનાં સ્પષ્ટ ચિહ્ન દેખાતાં હતાં. જુવાનોની કલ્પના સાથે ઊડતાં એની પાંખ જરાક ઝોકા લેતી હતી. પાસે જ બેઠેલો મુંજાલ એ કલ્પનામાં રસ લેતો હતો. પણ એથી વધુ રસ, એ કલ્પનાને પોતાના માર્ગમાં વાળી લેવામાં લેતો. અત્યારે એ શાંત ચિત્તે બેઠો હતો. જગદેવને એ સમર્થ લાગ્યો. રાહ જોવાની એનામાં અદ્‌ભુત શક્તિ જણાઈ આવી.

એટલામાં રાજાની બરાબર સામે બેઠેલા એક આકર્ષક ગૌર રૂપાળા જુવાને એનું ધ્યાન ખેંચ્યું. કોઈ ક્ષુલ્લક વસ્તુ જાણે પોતાને સ્પર્શે નહિ, એવી એની અનોખી ઢબ એણે

જોઈ. જગદેવને એમાં સૌના કરતાં જુદી જ શક્તિ લાગી. તેણે કેશવને ધીમેથી પૂછ્યું: 'પેલું કોણ? મહારાજ સામે બેઠેલ છે તે..?'

'એ મહાદેવ છે,' કેશવે ધીમેથી કહ્યું. 'કચ્છના દંડનાયક નાગરદાદાકનો પુત્ર છે. મહારાજ પાસે એનું માન છે.' એટલામાં ત્રિભુવનપાલનો સત્કાર કરતો અવાજ એને કાને આવ્યો ને એ સચેત થયો:

'આવો! પરમાર! જગદેવજી! આમ આવો... આંહીં..'

ત્રિભુવનપાલે પોતાની પાસે હાથ લાંબો કરીને એને બોલાવ્યો.

જગદેવે તરત બે હાથ જોડીને જયદેવને અભિવાદન કર્યું. તે ત્રિભુવન તરફ આગળ ગયો.

## ૧૨. જગદ્દેવ પરમાર પોતાની વાત કહે છે

**જગદ્દેવ** તરફ જયસિંહદેવે એક દૃષ્ટિ કરી. એનામાં રહેલી અદ્દ્ભુત વીરતાની વાત ત્રિભુવનપાલે એને કરી હતી. એને જોતાં જ એ એને સાચી લાગી. મીનલદેવીએ એની ઊંચા પ્રકારની રજપૂતીનો ખ્યાલ મેળવી લીધો. અત્યારે જ્યારે પાટણમાં બર્બરક જેવાની વાત માથા ઉપર ગાજી રહી હતી ત્યારે એના જેવા માણસની જ જરૂર હતી. પણ એ પરમાર હતો—ને કોઈ પ્રકારનો વિશ્વાસઘાત થઈ ન જાય એ પણ જોવાનું હતું. તેણે ત્રિભુવન તરફ જોઈને પૂછ્યું: 'ત્રિભુવન! પરમારજી ક્યાંના? અવંતીના છે? નીકળ્યા છે કોઈ મનદુઃખથી કે કોઈ કારણથી? આમ ક્યાં સોમનાથ જાય છે?'

જગદ્દેવે બે હાથ જોડ્યા: 'માતાજી! હું તો બાર જ્યોતિર્લિંગધામનો જાત્રાળુ છું. મનદુઃખથી કે કોઈ કારણથી નીકળ્યો નથી!'

'તમે અવંતીના કાં?'

'એક રીતે ગણો તો અવંતીનો છું. એક રીતે ગણો તો અવંતીનો નથી. ક્યાંયનો નથી!'

'કેમ એમ?' જયદેવ બોલ્યો: 'તમે શું પરમાર નથી?'

'મહારાજ! છું તો પરમાર. અવંતીનો જ છું. પણ આમ બાર જ્યોતિર્લિંગની જાત્રાએ નીકળ્યો છું ને જાત્રા કરતો ચાલ્યો આવું છું—આમ મલ્લિકાર્જુન, ભીમાશંકર, ત્ર્યંબક, વૈદ્યનાથ* બધે જઈ આવ્યો. સોમનાથ ને કેદારેશ બે રહ્યા છે. એ બે થઈ જાય એટલે પછી હિમાચળ—હિમાળો! હવે હું તો જાત્રાળુ ઠર્યો. એટલે હું ક્યાં કોઇનો રહ્યો? અવંતીનો ગણો તો ગણાય, ન ગણો તો ન ગણાય—' જગદેવ બોલ્યો. એની વાણી સ્પષ્ટ હતી. મુખમુદ્રા સ્વચ્છ હતી. જયદેવને એની વાત કરવાની ઢબમાં રહેલો સ્વચ્છતાનો રણકો કાનમાં રમી રહ્યો.

'હિમાચળ—હિમાળો—ત્યાં જવું છે?'

'નીકળ્યો તો છું! ભગવાન સોમનાથે ધાર્યું હશે તો એ પણ થાશે. રજપૂત માત્રનું છેલ્લું સ્વપ્નું તો, મહારાજ! હિમાચળ જ છે નાં? ધર્મરાજાના વખતથી ચાલ્યું આવે છે!'

'સોમનાથ જવાના છો ત્યારે તો અમારી સાથે જ જાત્રામાં આવજો. હું જવાની છું—થોડા વખત પછી—આ બર્બરકનું પત્યે. તમને ત્રિભુવને વાત તો કરી હશે નાં?' મીનલે કહ્યું.

'દંડનાયકજી ત્યાં ભૃગુકચ્છમાં મળ્યા. એમણે કહ્યું કે આમ નીકળ્યા છો ત્યારે સિદ્ધપુરનો પણ ફેરો લ્યો.

* મલ્લિકાર્જુન—તેલંગણમાં શ્રી શૈલમ. ઉજ્જેનમાં મહાકાલ. બંગમાં વૈદ્યનાથ. ભીમાશંકર, ત્ર્યંબક, ગોતમેશ, વિશ્વેશ્વર, કેદારેશ એ બધાં પ્રખ્યાત ધામ છે.

પાટણનગરી પણ જોવાશે ! આ બર્બરકનું પણ સાંભળ્યું હતું. મારી ઉપાસના જ એવી કે સાંભળ્યું એટલે થોભવું તો રહ્યું.'

'જોઈ નગરી ? કેવીક લાગી ? દુર્લભસરોવર જોયું ?'

'નગરી તો જોયા પછી લાગ્યું કે જો ન આવ્યો હોત તો જીવનનો એક અમૂલખ અવસર રહી જાત. અદ્ભુત છે—ને મહારાજ અદ્ભુત સરજી રહ્યા છે.'

'તો પછી હમણાં આંહીં રહી જાઓ. મહારાજ આમંત્રણ આપે છે,' ત્રિભુવનપાલ બોલ્યો.

'હું તો રજપૂત છું. રજપૂતીધર્મને વર્યો છું. ભગવાન સોમનાથનો જાત્રાળુ પણ છું. સોમનાથની આજ્ઞા—ને આંહીંનાં અન્નજળ—રજપૂતી જીવનવ્રત જળવાય, તો બે ઘડી આંહીં ગાળવાની છે તે ગાળી લઈએ. મને જાત્રાળુને તો વડની છાયા જાણે મળી ગઈ.'

જયદેવ સાંભળી રહ્યો. એણે જે ઉપાસનાથી મેળવ્યું છે તે શી રીતે મેળવ્યું હશે, એ જાણવાની જિજ્ઞાસા એના ચહેરા ઉપર સ્પષ્ટ દેખાતી હતી. જે સાધના એણે કરી એ બીજો કોઈ ન કરી શકે, એમ ? એ પોતે પણ કેમ એ ન કરી શકે—? એવી ઉત્કૃષ્ટ ઇચ્છા ત્યાં જન્મ લેતી હતી. મીનલદેવીના અંતરમાં એક પ્રકારનો છાનો આનંદ ફેલાઈ ગયો અને ભયસંચાર પણ થયો. તેણે હજી વાતને જરા વધારે આગળ ખેંચવાની જરૂરિયાત જોઈ: 'તમે જાત્રા તો ઘણી કરી છે. મલ્લિકાર્જુન સુધી જઈ આવ્યા કાં ?' રાજમાતા જાત્રામાં રસ લઈ રહ્યાં છે એ દૃષ્ટિએ જ સૌ શાંત બનીને સાંભળી રહ્યાં હતાં. મુંજાલને એમાં જાત્રારસ કરતાં કાંઈક વિશેષ લાગ્યું. તે દરેક શબ્દને મનમાં તોળી રહ્યો.

'ત્યારે તો મહારાજ વિક્રમાંકદેવનું કલ્યાણ જોયું હશે?'

'હા, મહાદેવી! કલ્યાણ જોયું છે. એમનું બીજું નગર વિજયપુર પણ જોયું છે. કાંચીપુરમ્, × જનનાથ-નગરી, વિક્રમપુર—'

'ગોપકપટ્ટન? એ જોયું?'

'ગોપકપટ્ટનથી તો હું સીધો ચાલ્યો આવું છું. મહારાજ વિક્રમાંકદેવ જેવાનો યશઃસ્તમ્ભ તો ગોપકપટ્ટન છે. નગર તો સુંદર છે જ. પણ મહાસામંતરાજ અદ્‌ભુત છે!'

'ત્યારે તો વિષ્ણુવર્ધનના દ્વારસમુદ્રને પણ નિહાળ્યું હશે? સાંભળ્યું છે કે ત્યાં ત્રિલોકમાં ન હોય એવાં મંદિર બેઠાં થાય છે. એ સાચું? એક સ્તમ્ભ જુએ ને બીજો ભૂલે એવી સ્તમ્ભાવલિઓ પ્રકટે છે! તમે જોયું કાંઈ?'

જગદ્દેવ દ્વારસમુદ્રના નામે જરાક અચકાયો. એને શંકા પડી. રાજમાતા એને ઊંડાં પાણીમાં ઉતારે છે કે શું? પણ તરત એને સાંભર્યું. મહારાણી પોતે જ ગોપક-પટ્ટનનાં છે. દ્વારસમુદ્રની વાત સહજ જ કરી રહ્યાં લાગે છે. તે બે પળમાં જ સ્વસ્થ થઈ ગયો.

'ઓ હો હો! માતાજી! દ્વારસમુદ્રનાં એ મંદિરોમાં એક એક સ્તમ્ભ ઉપર શિલ્પીઓએ જે આભરણ મૂકચાં છે, સ્વર્ગની અપ્સરાઓ—એ જુએ તો પછી સ્વર્ગમાં જવાનું મન ન કરે! એની દર્પણકન્યાઓ, નૃત્યાંગનાઓ, ધનુષધારિણીઓ—એક જગ્યાએ એક કર્ણપુષ્પ છે! શું વાત કરું?'

× રાજમહેન્દ્રી.

'કર્ણપુષ્પ?' જયસિંહે પૂછ્યું. એને વાતમાં નવીન રસ પડચો.

'હા, પ્રભુ! એક નારીના કાનમાં એક કુંડલ પહેરાવ્યું છે—પણ દેશવિદેશના શિલ્પીઓ આવે છે, જુએ છે ને મોંમાં આંગળાં નાખી જાય છે. આ કુંડલ સરજનારે એને સરજ્યું શી રીતે? પહેલી નારીને સરજી ને પછી કુંડલ સરજ્યું? કે કુંડલ સરજીને પછી નારી સરજી? એ સરજ્યું શી રીતે?'

'કેમ સરજ્યું શી રીતે?' જયસિંહે પૃચ્છા કરી.

'પાતળી રેખા જેવું, ફરી શકે તેવું, ગોળ કુંડળ નારીના કાનમાં સરજતાં—શિલ્પીએ પોતાનાં ટાંકણા, આંગળી અને મન એ ત્રણે વચ્ચે જે એકાકાર વૃત્તિની સાધના કરી હશે—એનું મનમાં પણ સ્મરણ થાય છે ને શિલ્પીને મસ્તક નમી પડે છે. મંત્રસાધના વિના એવું મંદિર સરજાય નહિ. દ્વારસમુદ્ર એ તો દ્વારસમુદ્ર પણ—અદ્ભુત છે!

'મા! તમે સાંભળ્યું?' જયદેવ બોલ્યો: 'લક્ષ્મીધર પણ...'

જયસિંહ આગળની વાત ગળી ગયો. લક્ષ્મીધર માલવાનો શિલ્પી હતો. થોડીવાર પછી તેણે કહ્યું: એનો અવાજ અધીર હતો: 'અને આપણને આંહીં ગુજરાતમાં—કોઈ મળતું જ નથી! ગુજરાતમાં શું કોઈ શિલ્પી પણ નથી?'

'એ ય થાશે—જયદેવ! વિમળ જેવાએ પથ્થરમાં મહાકાવ્યો આંહીં જ કર્યાં છે ને? દાદીમાની વાવ જ જો ને.

* દ્વારસમુદ્ર—હલે-બે-બીડનું આ વિખ્યાત મંદિર હજી છે. હોયસલ વિષ્ણુવર્ધને એને બાંધેલું.

શિલ્પી પણ એને સમયે આવી પહોંચશે—પરમાર જગદેવજી બોલ્યા એ તેં સાંભળ્યું નહિ? આંગળી, ટાંકણું ને મન ત્રણે એકાકાર થયાં હશે! એવા શિલ્પી કાંઈ રેઢા પડ્યા છે? આવશે, એ ય આવશે! વિમલ મંત્રીએ તો સોનાની રજ વેરી'તી.'

'આપણે, મહેતા! ગામડે ગામડે કહેવરાવો કે રુદ્ર-મહાલયનું પુનરંચિત મંદિરસર્જન... કરવું છે. એ જે શિલ્પી કરે.. આપણે રત્નની રજ વેરીશું!'

'મહારાજ! આ ઠીક સાંભર્યું. શિલ્પી તો આપણે આંગણે જ છે..' મુંજાલે વાતને સ્થિર કરવાની તક પકડી લીધી. શબ્દમાં કાંઈક ઊંડો અર્થ હતો. એકદમ એ પકડાયો નહિ. સૌ એની સામે જોઈ રહ્યા.

'કોણ? કોણ છે?' જયસિંહે પૂછ્યું.

'શિલ્પી તો બેઠો છે આંહીં—આંહીં પાટણમાં જ છે, પ્રભુ!'

'પાટણમાં જ છે? તો તો એને બોલાવો. કોણ છે, મુંજાલ?' જયદેવ ઉત્સાહમાં આવી ગયો હતો.

'પણ, પ્રભુ! હમણાં સિદ્ધપુર તરફ પગ માંડવાની પણ એનામાં હામ નથી..!' મુંજાલે બે હાથ જોડ્યા.

'કેમ?' જયદેવે પ્રશ્ન તો કર્યો, પણ પ્રશ્ન કરતાંની સાથે જ એની અયોગ્યતા પણ એ કળી ગયો. પોતાની ઉતાવળ એ સમજી ગયો. મુંજાલે હવે, પ્રત્યુત્તર ન આપવામાં પ્રત્યુત્તર જોયો. તે સહેજ માથું નમાવીને હતો તેમ શાંત બેઠો રહ્યો. એની એ કુશળતા જયદેવને ગમી લાગી.

* નરવર્મદેવને સ્થાપત્યમાં ઘણો રસ હતો. લક્ષ્મીધર એનો શિલ્પી.

સાંતૂ કાંઇક અસ્વસ્થ જણાયો. જયદેવને મુંજાલની રીત આકર્ષક લાગી હતી. મીનલદેવીએ તરત કુશળતાથી વાતને મૂળ સ્વરૂપ તરફ આણી: 'ત્યારે, મહેતા ! આપણે જગદેવજીને બોલાવ્યા છે જ એટલા માટે. એમના જેવા પરમારવંશી આટલે સુધી આવ્યા—ઉપાસનાસિદ્ધિ એમને તો ભૂમિમાંથી મળેલી છે. એમની તો ચોસઠ જોગણીની ભૂમિ. તો આપણે બર્બરકના પ્રશ્નનો ઉકેલ મેળવી લઇએ. તમે પરમારવંશી કે પરમારના કુટુંબી, જગદેવજી?'

'હું પરમારવંશી!'

'રાજકુટુંબના નિકટ સંબંધી પણ હશો ?'

'ના, મહાદેવી! નિકટ સંબંધી તો નહિ, પણ એક રીતે પરમારમાત્ર મહારાજ અવંતીનાથના નિકટ સંબંધી, એટલે નિકટ સંબંધી નથી એમ પણ કેમ કહું? એટલે તો મેં એક જીવનવ્રત સ્વીકાર્યું છે!'

'હાં, એ શું—એ કહોને. ત્રિભુવને કહ્યું કે એમનું જીવનવ્રત એ નથી લોપતા. તમારું વ્રત જાણ્યું હોય તો એનું ગૌરવ જળવાય.'

'મહાદેવી!' જગદેવે શાંતિથી કહ્યું: 'હું રહ્યો પરમારવંશી. ગમે તેમ પણ પરમારમાત્ર મારા કુટુંબી. આતતાયી ન હોય—એવા કોઈ પરમાર સામે હું કદાપિ પણ શસ્ત્ર ન ઉગામું. ગમે ત્યાં હોઉં ને ગમે તે સ્થિતિમાં હોઉં. મારું આ અચલ જીવનવ્રત તો હું પાળું જ. આ મારું પહેલું જીવનવ્રત!'

'તમારું આ જીવનવ્રત મહારાજ પાળશે. કેમ જયદેવ ?' જયદેવે ડોકું ધુણાવ્યું. તેને તો આ માણસની

ઉપાસનાસિદ્ધિ વિષેની લગની હવે લાગી હતી. એણે એ મેળવી શી રીતે?

'પરમાર, પરમાર સામે શસ્ત્ર ઉગામે એ તો અમે પણ નથી ઇચ્છતા. અમે પણ રજપૂતીને ઓળખીએ છીએ,' ત્રિભુવન બોલ્યો: 'હવે તમારું બીજું જીવનવ્રત શું છે એ કહો—એટલે મહારાજ તમને અધિકાર સોંપે. તમારે માટે તો આ જાત્રાનો વિસામો છે. રાજમાતા સોમનાથ જવાનાં છે ત્યારે સાથે જાત્રા તો થાવાની જ છે. તમારી ઉપાસનાને કસોટીનો રંગ મળી જાય—એટલો તમને લાભ ગણો તો લાભ ને ધર્મ ગણો તો ધર્મ!'

'બીજું વ્રત તો આટલું જ છે, પ્રભુ! હું હવે દેશ, ગ્રામ કે એના હેતુ માટે જુદ્ધ કરતો નથી!'

ત્રિભુવન સાંભળીને સડક થઈ ગયો. જગદેવે અત્યાર સુધી પોતાની મશ્કરી કરી કે શું? તે જરાક વ્યગ્ર બની ગયો. સૌને આશ્ચર્ય થયું. સાંતૂને તક આવતી લાગી. તેણે એક શંકાભરેલી દૃષ્ટિએ જગદેવ તરફ જોયું: 'જગદેવજી! ત્યારે અમે તો તમને રણરંગી પુરુષ ધારીને બોલાવ્યા છે. જુદ્ધ તો અમારે અનેક કારણે ત્યાં નિત્યનાં થયાં.'

'જગદેવજી!' ત્રિભુવને એની વાત સમજવાનો યત્ન કર્યો: 'તમે જાત્રાપંથે છો એટલે કદાચ જુદ્ધ નહિ કરતા હો—પણ તો તો પછી અમારે તો આ બર્બરકયુદ્ધ જ આવી રહ્યું છે. મહારાજ પોતે સેન લઈને ચડવાના છે. એનું શું?'

'હું કહું, પ્રભુ! આ બર્બરકનું જોર છે—મેલી સાધના વિના આટલું જોર ન હોય!'

'મેલી સાધના હોય કે ગમે તે હોય—યુદ્ધ આપવું છે ત્યાં વળી મેલી સાધનાની વાત શી? મેલી સાધનાને જુદ્ધમાં શું?' જગદેવે સાંતૂની આશંકાની સહેજ મોં મલકાવીને ઉપેક્ષા કરી: એ કાંઈ બોલ્યો નહિ. પણ જયદેવને વાતમાં રસ પડયો હતો. તે જરાક આગળ આવ્યો.

'કેમ બોલ્યા નહિ, પરમાર?' ત્રિભુવને પૂછ્યું.

'પ્રભુ! મહામંત્રી મહાઅનુભવી છે. હું તો એમની પાસે બાળક ગણાઉં. આ પ્રશ્નની ચર્ચા ન હોય. અમારે પણ આસપાસ કૂંડાળું દોરીને એ રેખામાં રમવાનું હોય છે, મહારાજ!'

'તો ભલે એ પ્રશ્ન એમ ને એમ રહ્યો. પણ તમારા જેવા રણજંગી પુરુષ આંહીં અમારે આંગણે હોય—ને અમારે તો તમારા જેવા રણજંગી પુરુષનો ખપ પણ છે—ને જુદ્ધ થવાનું છે, તેનું શું? એ જુદ્ધ તો તમે જ દોરો. એ દોરી જ મહારાજ તમારા હાથમાં સોંપી દે!'

'મહાઅમાત્યજી! હું તો આંહીંથી નીકળ્યો—મહારાજની પ્રીતિ દીઠી, દંડનાયકજીનો આગ્રહ હતો, એટલે બે ઘડી આ છાયા જોઈને રહી જવાનું મન થયું. એમ ને એમ ચાલ્યો જાઉં તો તો મારી ઉપાસના પણ લાજે. આંહીંની વાત જાણી—આ બર્બરક વિષે જાણ્યું—હવે તો એનો તાગ લેવાનો રહ્યો. આંહીંથી હું એમ ને એમ ખસી શકું નહિ. ખસું તો મારી ઉપાસનાને કલંક લાગે!'

'થયું ત્યારે—'

'પણ પ્રભુ! જુદ્ધ તો હું કરતો નથી. હું તો ક્ષત્રિય છું. મેં ક્ષત્રિયનું અસલી વ્રત ધાર્યું છે. એટલે રજપૂતી સ્વાંગ

હવે જીવનમાં નભી જાય એટલે બસ. હું મહારાજના પાટણનો ચોવીસે ઘડીનો પ્રતિહાર. મહારાજને સારુ મારું માથું મૂકું, એ મારી પ્રતિજ્ઞા. મહારાજ તો રાજા છે—એ ભલે જુદ્ધે ચડે. જુદ્ધ એમને શોભે. હું તો રજપૂત. વિપત્તિમાં વહારે ચડવાનો અને રક્ષણ કરવાનો એ મારો અસલી રજપૂતી ધર્મ. એને હું ન તજું, એ મને ન તજે. દયા, દાન ને જુદ્ધ એ ત્રણ રજપૂતી ધર્મ. પણ સેન લીધું છે—ને, ગામ ગરાસ માટે હું જુદ્ધે ચડું છું, ને સેંકડો યોદ્ધા રણમાં પડે છે ને—એ બધું હવે મને ન શોભે! હા, આ મારી તલવાર—એનો હજી હું જીવનસાથી રહ્યો છું, એટલે એ હાથમાં હોય ત્યાં સુધી જ્યાં જ્યાં વિપત્તિ નિહાળું—ત્યાં ત્યાં હું ખડે પગે ઊભો રહું. હિસાબ માંડવા ન થોભું. જ્યાં જ્યાં રક્ષણનો પ્રશ્ન હોય—ત્યાં ત્યાં હું ઊભો રહું. મહારાજનો વાળ વાંકો થાય—તો માથું મારું ડૂલ કરું. એટલે મેં કહ્યું કે હું યુદ્ધ કરતો નથી!'

'પણ બર્બરક સામે મહારાજ તો જુદ્ધે ચડવાના છે—એનું શું?' ત્રિભુવન બોલ્યો. 'એ તો મહારાજનો નિશ્ચય છે.'

'મહારાજ તો રાજા છે, પ્રભુ! એમને જુદ્ધ શોભે. હું મારો રજપૂતી કોલ આપું. આ જુદ્ધમાં જો મહારાજનો વાળ વાંકો થાય, અને જગદેવ માથું ડૂલ ન કરે, તો એની રજપૂતીમાં ધૂળ પડે. હું તો રજપૂતીને વર્યો છું—તમે કહો છો તેવા યુદ્ધને વર્યો નથી. મારો આ રજપૂતી કોલ, પ્રભુ! મહારાજ મારું જીવનવ્રત જાળવે, હું આ કોલ જાળવું! મારે તો બે ઘડી પંથમાં વિસામો થઈ જાય!'

'જગદેવજી!' જયદેવે આશ્ચર્યથી પૂછ્યું : 'તમે કોઈ મંત્ર સાધ્યો છે?'

'પ્રભુ! મંત્ર તો શું..? પણ સાધનાનો એક અચલ નિયમ છે—સાધનાનો અર્થ જ અતિશય ગુપ્તતા. નહિતર એ સાધના ન રહે!'

જયદેવ સમજ્યો. પણ એની નજર સમક્ષ કોઈક અચિંત્ય શક્તિની સાધનાનું સ્વપ્ન રમી ગયું. તે બે પળ સામેની ભીંત તરફ જોઈ રહ્યો. પછી દિવાસ્વપ્નમાંથી જાગતો હોય તેમ મનમાં બોલ્યો : 'કાંઈ પણ અસાધ્ય નથી—' 'જગદેવજી!' તેણે મોટેથી કહ્યું: 'તમે જે સાધ્યું છે, તે બીજા ન સાધી શકે?'

'એવું કાંઈ નથી, પ્રભુ!'

'થયું ત્યારે, ત્રિભુવન!' મીનલે વાત ટૂંકાવી નાખી: 'આપણને એમનો રજપૂતી કોલ મળ્યો તે બસ છે. રાજમહાલયમાં—જગદેવજી! તમે મહારાજ પાસે જ હમણાં તો રહો. કનસડા દરવાજા પાસેની રાજગઢી—ત્રિભુવન! એમનો ઉતારો ત્યાં જ રાખો. કેશવને બોલાવો. સાથે જઈને બધો બંદોબસ્ત કરી આપે.'

કેશવ આવ્યો. બે ઘડી પછી જગદેવે રજા લીધી.

જગદેવ ગયો, એટલે તરત સાંતૂએ બર્બરકનો પ્રશ્ન મૂક્યો.

## ૧૩. રા'નું શું કરવું?

રા'ને જયસિંહદેવે જતો રોકયો હતો ને હમણાં એને દેખરેખમાં રાખ્યો હતો એ વાતની સાંતૂને જાણ થઈ હતી ને એને એ અતિ સાહસિક લાગી હતી. મુંજાલના કહેવાનો ભાવાર્થ એ એવી રીતે સમજ્યો હતો કે, દંડનાયક પણ આ નીતિનો તો વિરોધી છે જ અને એ સાંતૂની વાતને સમર્થન આપે છે. રાજમાતા તો અત્યારે રા'ને છંછેડવાની વિરુદ્ધ જ હતાં. જગદેવ ગયો, એટલે સાંતૂએ પોતાની રાજનીતિની રેખા પ્રકટ કરવાની તક લીધી: 'હવે પાછું, મહારાણીબા! આના વિષે પણ સંભાળવું તો પડશે જ. ગમે તેમ પણ એ પરમાર છે. આના કરતાં તો રા' જેવાને સાધ્યા હોય તો ખપ લાગે!'

'પણ રા'—રા' કાંઈ માને? એ તો તરત ઊપડી ગયા. તમે ન જોયું?'

'ઊપડી ક્યાં જાશે? ઊપડી કાંઈ નથી ગયા!'

'ત્યારે?'

સાંતૂએ એક દૃષ્ટિ જયદેવ તરફ કરી: 'મહારાજને ખબર છે. કેશવ રા'ને પાછા લાવ્યો છે!'

'આંહીં છે? હેં જયદેવ?' મીનલને આશ્ચર્ય થયું. 'તેં વળી ક્યાં એને પાછો આણ્યો? અત્યારે એ ક્યાં કર્યું!'

'છે તો આંહીં!' જયદેવે કહ્યું.

'પણ તેં હવાને બાંધવાનું તો નથી, કર્યું નાં? તો પછી એ તો રા' છે. આ ગાજે છે ઉપર બર્બરકનું, ત્યાં સુધી તો એને શાંત રહેવા દીધો હોત!'

'હવાને બાંધવામાં કાંઈ વાંધો નથી.' સાંતૂ બોલ્યો: 'પણ અત્યારે સમો જુદો છે. હજી ક્યાં બગડી ગયું છે? કાંઈક નિમિત્ત બતાવીને છોડી મૂકવો. કેમ, દંડનાયકજી?'

સાંતૂના પ્રત્યુત્તરમાં ત્રિભુવને સંમતિ કે અસંમતિ કાંઈ દર્શાવ્યું નહિ.

સાંતૂને શંકા પડી. મુંજાલે એને ખોટું તો નહિ કહ્યું હોય? પણ હવે તો તેણે વાત શરૂ કરી દીધી હતી: એનો છેડો લાવ્યા વિના અધ્ધર પણ મુકાય તેમ ન હતી.

'પણ, જયદેવ! રા' એ તો હવા છે. હવા કાંઈ બાંધી બંધાય? સાંતૂ મહેતા કહે છે તે બરાબર છે. જવા દે એને. ચંદ્રચૂડને બોલાવવાનું નિમિત્ત કાઢીને એને અત્યારે તો જવા દો. મફતનું બર્બરકનું ગાજે છે એમાં આ નાયકણામાં કુદકણું થાશે!'

મુંજાલ સાંભળી રહ્યો. પોતે સૂચવ્યો હતો એ માર્ગ હવે નકામો હતો. હવે તો મહારાજ પોતે જે જવાબ આપે તે સાંભળવાનો સમય હતો. તેણે એક છાની દૃષ્ટિ દંડનાયક ઉપર કરી. દંડનાયકને જયદેવના પ્રત્યુત્તરમાં શ્રદ્ધા હોય તેમ એ તો શાંત બેઠો હતો.

'મા!' થોડીવાર પછી જયદેવ બોલ્યો. એનો

અવાજ દૃઢ હતો : 'રા'ને કેશવે પાછો પકડી આણ્યો છે. મારા કહેવાથી એણે એ કર્યું છે. હવે રા' નહિ છૂટે. એણે પાટણની રાજસભાની અવગણના કરી છે !'

'પણ જયદેવ ! . . આ તો રા'. નાક કાપી જાશે ને પાછો છૂટી પણ જાશે !'

'તો જૂનાગઢના કોટકિલ્લાનો એક પણ પથ્થર હવે નહિ રહે. હવે પાટણને અવગણીને કોઈ જીવી નહિ શકે—પછી એ રા' હોય, લાટ હોય કે ખુદ માલવા હોય ! મેં રાજનીતિની આ રેખા ઘડી છે. ને એના ઉપર તમારો આશીર્વાદ હોય એટલે બસ !'

થોડીવાર કોઈ કાંઈ બોલ્યું નહિ. મહારાજનો નિશ્ચય અફર હતો. સાંતૂ મહેતાનો અવાજ વધારે ગંભીર થયો.

'મહારાજ ! રાજનીતિ વિના ક્યાંય રાજ સરજાતાં નથી. આપણી પાસે કોઇક તો રાજનીતિ હોવી જોઇએ. અત્યારે બર્બરકનું ઉપર ગાજે છે. આ દંડનાયકજી રહ્યા—એમને પૂછો, તો એ કહેશે કે લાટમાં શાંતિ દેખાય છે ખરી. પણ શાંતિ છે નહિ. એમાં પાછું રા'નું વધારવું એમ ? એ રાજનીતિ ક્યાંની ?'

'ત્યારે આપણને એ ભલે અવગણે. એને નમતું ભજતું રહેવું, એમ ? એક વખત જરાક નમતું જોખનારો વધારે જોખમ ખેડે છે કે બિલકુલ નમતું ન આપનારો વધારે જોખમ ખેડે છે ? આ રા— આપણને આજે આટલું અવગણશે તો કાલે પાટણ ઉપર દોડશે.'

'પણ એ કેટલા દી ? બર્બરક ન હોય, લાટનું થાળે પડે, પછી એને ક્યાં માપી ભરાતો નથી ?'

'એક પછી એક સૌને માપવા જશું તો સૌ ટપલી મારતા રહેશે. મહારાજ કર્ણદેવે જેમને જેમને મંડળેશ્વર ગણ્યા હોય, માંડલિક માન્યા હોય, દંડનાયક, સામંત કે જે કાંઈ અધિકાર સોંપ્યા હોય—એ અધિકાર પ્રમાણે પાટણના સિંહાસન પ્રત્યે એમણે વર્તવું જોઈએ. રા'એ પાટણની સભાને અવગણી છે. હવે એ નહિ છૂટે. હમણાં એ આંહીં જ રહેશે. બર્બરકનો વિજય થાશે—ત્યારે જોઈ લેવાશે.'

સાંતૂને પોતાનો તેજોભંગ થતો લાગ્યો. મહારાણી એ કળી ગયાં. એટલામાં મુંજાલ બોલ્યો. પોતાનો અભ્યુદય કરવાની સોનેરી પળ એ જવા દેવા માગતો ન હતો.

'એમ કરીએ તો, મહારાજ! રા'ને હમણાં છોડવો નહિ—પણ આપણે દાણો તો દાબીએ. વખત છે, ને બર્બરક વિષેની કાંઈક નવીન ઉપયોગી માહિતી એની પાસેથી મળી આવે તો? કોને ખબર છે? એને પૂછી તો જોઈએ—ચંદ્રચૂડ વિષે પૂછી જોઈએ—એ રીતે એનો દાણો તો દાબીએ! આપણને લાગે કે રા' ઉપયોગી થાય તેમ છે, તો છોડી મૂકીએ. નહિતર શું કરવા હમણાં છોડીએ?'

'હા—જયદેવ! એ ઠીક લાગે છે....' મીનલે કહ્યું.

'જુઓ, મા! તમે બોલશો એટલે તરત રા'ને હું તો છોડી દઈશ. હમણાં જ છોડી દઈશ. આ સાંતૂ મહેતા એમ કહે છે કે, આપણે બે દુશ્મન કરીએ છીએ. હું કહું છું કે આપણે બે દુશ્મનને ભેગા થતા અટકાવીએ છીએ. આને તમે રાજનીતિ નથી ગણતા, મહેતા?'

જયસિંહનો પ્રશ્ન એકદમ ઉત્તર આપી શકાય તેવો ન હતો. એક ક્ષણ મૌન વ્યાપી ગયું.

'હા, હા, ભલા માણસ! એ ય રાજનીતિ—કેમ નહિ? બે દુશ્મન ભેગા થાય તેના કરતાં એકને પૂરી રાખ્યો—એમાં ખોટું શું છે, મહેતા?' ત્રિભુવનપાલ બોલ્યો.

'પણ, ત્રિભુવનપાલજી! આ તમને અકાલે નથી લાગતું?'

'અરે! બધું અકાળે જ છે, ભલા માણસ! હવે પૂર્યો છે, ત્યારે હમણાં બે દી વધુ પૂરી રાખ્યો! ત્યાં બર્બરકનું પતી જાશે!'

'રા' જૂનોગઢનો—વહેલોમોડો ઘા મારી જાશે!' સાંતૂએ કહ્યું.

'ઘા મારી જાશે તો એને પહોંચવાવાળી આ ભુજા ક્યાં નથી?' ત્રિભુવને જયદેવની સામે જોઈને કહ્યું.

'રા'ને મોડો છોડવો—તો વહેલો છોડીને સાથમાં કાં ન લેવો? તમે કહેતા હતા લાટમાં પણ અશાંતિ છે.. એનું શું?'

'અરે! અશાંતિ દેશ આખામાં છે. પણ એટલા માટે કાંઈ વાણિયાશાહી કામ આવશે?'

સાંતૂને લાગ્યું કે હવે તો હદ થાય છે. મુંજાલ એ જોઈ રહ્યો. તેણે એમાં પોતાનો ભવિષ્યનો માર્ગ પણ રૂંધાતો જોયો. આજે મહાઅમાત્યની અવગણના થાય છે, આવતી કાલે એની થાશે. એણે તો સાંતૂને કાઢવો રહ્યો ને દંડનાયકને પણ વશ રાખવો રહ્યો. તેણે બે હાથ જોડયા: 'જુઓ, મહારાણીબા! મહારાજે જે કર્યું—તે હવે નહિ

કર્યું નહિ થાય. કેશવ ને હું દાણો દાબીએ રા'નો—તે પછી ખબર પડે કે રા'ને છોડવો કે રાખવો . . .'

માનલદેવી મુંજાલનું દૃષ્ટિબિંદુ કળી ગઈ. રા' છૂટે તો એ રીતે જયદેવને હાથે છૂટે ને મહાઅમાત્યનું માન પણ રહી જાય. વિષ્ટિકાર તરીકે પોતે આગળ આવે. એ મુંજાલનું પોતાનું દૃષ્ટિબિંદુ તો અકળ જ રહ્યું હતું. આવતી કાલનો બુદ્ધિમાન પુરુષ આ છે—એ વાત મહારાણીને સમજાઈ ગઈ. તેણે વાતમાં પોતાનો ટેકો પુરાવ્યો.

'હા, જયદેવ ! મુંજાલની વાત ખોટી નથી. એમ ને એમ છોડીશું તો, મહેતા ! આ તો રા' છે. ઉપકાર જાણવો તો એક બાજુ ઉપર રહ્યો—હવાની સાથે પણ વાતો કરશે કે રા'ને રાખનારો કોઈ જાણ્યો નથી. એની અણનમ વૃત્તિ તમને ક્યાં અજાણી છે ?'

'એ વૃત્તિ જાણીને જ મેં કહ્યું હતું, મહારાણીબા ! કે અત્યારે એને છંછેડવો સારો નથી. જુઓ હવે, મોકલો કેશવને, મુંજાલને—મહારાજ આજ્ઞા આપે !'

'પણ તમે મુંજાલ મહેતા ! ત્યાં જઈને શું કહેશો ?' ત્રિભુવને કહ્યું.

'મહારાજ જે આજ્ઞા આપશે તે !' મુંજાલ બોલ્યો. બોલીને એ જયદેવ સામે જોઈ રહ્યો : 'એની પાસે, પ્રભુ ! વખતે બર્બરકની કાંઇક પણ માહિતી મળી જાય. એ પણ જમાનાનો ખાધેલ માણસ છે. બર્બરક જીવે કે મરે—એમાં એને થોડું સનાનસૂતક છે ? એને તો પોતાનો ગજ જે રીતે વાગે એટલું જ કરવાનું છે. બર્બરકવાળી વાતમાં નિષ્ફળતા મળવાની છે એમ એણે જાણી લીધું હોય

ને એને ખાતરી થઈ ગઈ હોય કે ના, આ પડ તો હજી જાગતું છે—તો એ તો પાઘડી ફેરવી બેસે. આપણે દાણો તો દાબી લઈએ !'

'કેશવ ક્યાં છે? એને બોલાવો ! પણ એ વાતમાં માલ નથી,' જયદેવે કહ્યું.

'પણ આપણે જુઓ તો ખરા,' મુંજાલે કહ્યું.

મહારાણીએ સમાધાનપંથને વધારે યોગ્ય બતાવવા પ્રયત્ન કર્યો : 'તમને કેમ લાગે છે, સાંતૂ મહેતા ! રા' માનશે ?'

'માને—ન માને—તો પણ અત્યારે તો આપણે જ આ સમાધાન સિદ્ધ કરી બતાવવું. ચંદ્રચૂડ ત્રણ તીરવા ભાલમાં પડ્યો છે. ને આંહીં આપણે બર્બરકનું તો માથે ગાજે છે જ.'

જયદેવના ચહેરા ઉપર સહેજ કંટાળો દેખાયો. મુંજાલ કળી ગયો. શિથિલ રાજનીતિની કોઈ વાત જુવાન રાજાને ગમતી ન હતી. તેણે સાંતૂનું આવી રહેલું પતન જોયું. પોતાનું સ્થાન કુદરતી રીતે જ ત્યાં છે એવી છાપ પ્રકટ કરવાની દરેકે દરેક તક ઝડપી લેવામાં એણે પોતાનો અભ્યુદય દીઠો.

એટલામાં કેશવ આવ્યો.

થોડીવાર પછી કેશવ ને મુંજાલ બન્ને રા'ને મળવા ઊપડ્યા.

## ૧૪. રા'એ શો જવાબ આપ્યો ?

રા' નહિ માને એ વાત કાંઈ મુંજાલથી પોતાથી અજાણી ન હતી. પણ પોતાને વિષ્ટિકારનું માન મળતું હતું એ એક વાત હતી—ને કેશવને પોતાનો બનાવીને, એની મારફત જ, મહાદેવને, મહારાજથી જુદો પાડવાની યોજના આમાંથી જ કરવી એ બીજી વાત હતી. એ રીતે આ યોદ્ધો એને સાધવા જેવો લાગ્યો હતો. મહારાજની મહત્તા વિષેની વાત કહેવા એ ચોવીસે ઘડી તૈયાર હતો. મહારાજના અંતરમાં રમી રહેલી મહેચ્છાઓ જાણવા માટે પણ મુંજાલને એ શ્રેષ્ઠ સાધન જણાયું.

'રા' માનશે—કેશવ નાયકજી ? તમે શું ધારો છો ?' મુંજાલે જતાં જતાં રસ્તામાં કહ્યું.

'વખતે માને. સમો પલટયો છે ને એને બર્બરક વિષે એવું શું પેટમાં બળતું હોય ?'

મુંજાલને યોદ્ધો વધુ પડતો આશાવાદી લાગ્યો. એ મનમાં જ બોલ્યો : 'આને ભૈરવી ખડકનો અનુભવ લાગતો નથી !' મોટેથી એણે કહ્યું : 'રા' માને તો તો એનો યશ તમને મળે. તમે જુદ્ધ પણ કરી દેખાડયું ને વિષ્ટિ પણ કરી બતાવી !

સેનાપતિ ને સાંધિવિગ્રહિક બન્નેના કામમાં તમને યશ. ચંદ્રચૂડ તો ત્યાં ભાલમાં જ પડ્યો છે ને ?'

'હજી સુધી તો ત્યાં છે !'

'તો તો ખરી રીતે રા'ના આવવાના ત્રણે ત્રણ માર્ગ ઉપર આપણી નજર હમેશને માટે હોય એવું થાય તો સારું. બીજું કાંઈ નહિ, વખત છે ને ઘા મારી જાય, તો પાટણના સેનાનાયકનું નાક કપાઈ જાય. મેં તો સાંભળ્યું હતું કે રા'-એ તો પ્રતિજ્ઞા પણ લીધી છે !'

'શાની ?'

'તમને નથી ખબર ? રા'એ પાટણનો દરવાજો તોડવાની પ્રતિજ્ઞા લીધી છે !'

'તોડચા હવે—એ શું તોડતો'તો !' કેશવે તિરસ્કાર-પૂર્વક કહ્યું.

'તમે પાટણના સેનાનાયક છો ત્યાં સુધી તો એ ભલે ફીફાં ખાંડે. બાકી તો એક ખરેખરું મજબૂત દળ હવે કર્ણાવતીમાં હમેશને માટે મૂકી દેવું જોઈએ. જેમ સ્તંભતીર્થ છે નાં—તેમ. તો પછી રા' ભલે આંટા મારે. કર્ણાવતી તો ગુજરાતનું નાક—પાટણથી બીજું મહત્ત્વનું સ્થાન એનું. ત્યાં તો દંડનાયક પણ એવા જ કોઈક જોઈએ—આ તમારા મિત્ર મહાદેવ જેવા.—લાટથી સૌરાષ્ટ્ર સુધી ને કચ્છમંડલ સુધી જેની અસર પડે !' મુંજાલે કહ્યું.

'વહેલેમોડે મહારાજે એમ જ કરવું પડશે !'

'એમ થાય તો તમારો પાટણનો ભય ટળી જાય—' કેશવ ઉપર વાતની અસર થઈ છે એ મુંજાલે જોયું. એટ-લામાં બન્ને રા'ના સ્થાન ઉપર આવી પહોંચ્યા.

રા'ને નીચે ભોંયરામાં રાખ્યો હતો. બન્ને જણા થોડે સુધી ભોંયરામાં ઊતર્યાં. થોડી વાર ચાલ્યા પછી એક અજવાળિયું આવ્યું. સામેના ખંડનું લોખંડનું મજબૂત દ્વાર રક્ષતો એક સશસ્ત્ર સૈનિક ત્યાં ઊભો હતો.

'કેમ સીંધણ! બધું બરાબર છે નાં?' કેશવે પૂછ્યું.

'હા, પ્રભુ!' સીંધણે જવાબ વાળ્યો.

રા'એ અંદરથી અવાજ પારખ્યો. તે દંશભરેલું મોટું હાસ્ય હસ્યો: 'આવો, ભા! આવો. જોવા આવ્યા હશો? આવો! આવો!' તે ધીમે ધીમે દ્વાર પાસે આવ્યો.

'અમે તો, નવઘણજી! મહારાજનો સંદેશો લાવ્યા છીએ. સગા સગામાં આ વેરઝેર શાં?' મુંજાલ બોલ્યો: 'મહારાજે કહેવરાવ્યું છે કે રા' તો આપણા છે—ને આપણા થઈને રહે તો આપણે તો એના જ છીએ! તમને તો તેડાવ્યા હતા જ એટલા માટે. ચંદ્રચૂડજીનું—'

'હા, ભા, હા! તમને આંઇવાળાને ભગવાને જીભ એ'ક મોટી આપી છે તો! અમારા થઈ જતાંય તમને આવડે—ને આળસી જતાં'ય આવડે. આ પંથકનું પાણી કાંક મોળું ખરું નાં? એમાં એકનો એક રંગ ન મળે!'

'રા' નવઘણજી! આપ હવે વૃદ્ધ થયા છો. અનુભવી છો. સમયે સમયના જાણકાર છો. હવે તમને ગલઢે ગઢપણ આ વેર મૂકી જવું ન છાજે!' કેશવે કહ્યું: 'હવે તો વેરઝેર ટાળી નાખવાનો સમો આવ્યો કહેવાય!'

એક જબરજસ્ત અટ્ટહાસ્યથી રા'નો ખંડ આખો ભરાઈ ગયો: 'અરે! આ તમે આજકાલનાં છોકરાં! રા' તો, સાત સાત પેઢીથી, મૂડીમતામાં વેર જ સોંપતા આવ્યા

છે, કેશવ નાયક! રા'નાં વેર પૂરાં થાય નહિ, ને પૂરાં થાય તે દી રા' રહે નહિ. વેર બેરનું તો ઠીક હવે—કેમ મહારાજને ઊંઘ તો આવે છે નાં? બાબરો રીડિયારીડ ઓછી કરતો હોય તો! ઓટીવારનો એટલું ય ન સમજે કે મહારાજ નાના પડયા, એટલે પરભાતે તો મલૂડિયાં ને ગભરુ ઊંઘની લેરખી-એ ચડે! પાછો હમણાં તો લીલો મળે નહિ—નકર તો ઊંઘની ગોળી પણ આપે!'

રા'ના શબ્દમાં દંશ હતો. રણકામાં ઠંડી મશ્કરી હતી. રીતમાં ભયંકર વૈરની આગાહી હતી.

એની બડછી વાણીમાં ક્યાંય એક શબ્દ પણ નર-માશનો ન હતો. મુંજાલને તો ખાતરી હતી જ. કેશવ પામી ગયો કે રા' કાંઈ માને તેમ નથી. તેણે એક છેલ્લો પ્રયત્ન કર્યો:

'નવઘણજી! તમારી નાગવેલ બહાર ખડી છે.. ને તમને જૂનાગઢ જવા દેવાના છે..'

'નાગવેલ બહાર હોય નહિ, ભા!' રા'એ કહ્યું: 'નાગનાં બચ્ચાં એમ જાળવવાં સહેલાં નથી તો. એનો ખપ પડશે તે દી ઈ તો આવીને ઊભી રહેશે, ભા!'

'એનો ખપ પડશે! હવે ક્યારે ખપ પડશે?'

'એનો ય ખપ જાગશે, ભા! ઈ તમને ખબર નો પડે. હજી તો રા' જીવતો છે. હજી તો પાટણનો દરવાજો અખંડ છે, ભા! રા'ને જીવતું મોત—જીવતું મોત નો'ય!'

'તમે! નવઘણજી! હાથે કરીને આ જીવતું મોત વહોરી રહ્યા છો. તમારે ને બર્બરકને હવે શું છે? તમને માહિતી છે એની રજેરજ—બોલી દ્યો, એ ક્યાં સંતાઈ રહે છેઃ ને તમે છુટ્ટા! તમે તો અમારા જ છો!' કેશવે કહ્યું.

રા' ધીમું, ઠંડું, ગાત્રમાત્રને થંભાવી દે તેવું, દંશભરેલું સહેજ ટેકડિયાત હાસ્ય હસ્યો: 'છોકરાવ ! હજી તમે ઊભાં ઊભાં તાંસળી લેને દૂધ માગીને પીઓ દૂધ, બાપલા ! હજી તમે દૂધના ઘરાક ગણાઓ ! તમે જૂનાગઢના રા'ને જોયા છે, જાણ્યા નથી. હજી તો કેશવ નાયક ! હોઠ ઉપર માનું થાનેલું લાગ્યું છે ! જૂનાગઢના કોઈ રા'ને એ રંગ રાખતો કોઈ દી જાણ્યો છે ? ઘેર જાઓ, ભા ! ઘેર જાઓ. તમારી વાત સાંભળી લીધી. રા' આજ ગલઢે ગઢપણ ભેરુની ભાળ આપશે, એમ ? કોઈ નહિ ને જૂનાગઢનો રા' ઊઠીને સોડનો ઘા મારશે, એમ ? ખોટી થાઓ મા, ભા ! આંહીં મારે મજો છે !'

થોડીવાર પછી મુંજાલ ને કેશવ પાછા ફરી ગયા. કેશવ વિચારમગ્ન હતો. મુંજાલને તો રા'ના અણનમપણાની ખાતરી જ હતી.

'રા' જબરો છે,' કેશવ રહી રહીને બોલ્યો: 'હજી ચંદ્રચૂડ છૂટો છે. ખેંગાર પણ આટલામાં જ છે. તમે કહ્યું તે બરાબર છે. પાટણનો ખરો દરવાજો તો કર્ણાવતી છે. ત્યાં કોક મહાદેવ જેવા વિચક્ષણ નરની જરૂર છે !'

'હું તો એ કયારનો જાણી ગયો છું—કે મહાદેવ જેવા કર્ણાવતીમાં હોય, તો તમતારે પાટણને ખુલ્લું મૂકીને જ્યાં ફરવું હોય ત્યાં ફરો ને ! પીઠ તો પહેલાં સંભાળવી, કેશવ નાયક !' કેશવ નાયકને મુંજાલે આપેલી શિખામણ બરાબર ફળી હતી. મોડી રાતે એણે એક ભટ્ટને કનસડે દરવાજે ઉતાવળે ઉતાવળે જતો જોયો.

'પૃથ્વીભટ્ટ ! કેમ કોઈ ઊપડે છે કે શું ?'

'ખબર નથી, પ્રભુ? મહાદેવ મહેતા કર્ણાવતી જાય છે. રા'નો છોકરો ભાલમાંથી કર્ણાવતી ઉપર ધા કરી જાય નહિ. એમને સૈન્ય સહિત જવા દેવાનો સંદેશો આપવા દોડયો જાઉં છું!'

'કોણે મહારાજે આજ્ઞા આપી હશે?'

'આજકાલ આજ્ઞા તો ત્યાંથી જ આવે છે નાં?' પૃથ્વીભટ્ટ જવાબ આપીને ઉતાવળે ઊપડી ગયો.

મુંજાલ થોડીવાર અંધારામાં વિચાર કરતો ઊભો રહ્યો. એક ઘડી પછી એના મોં ઉપર નિશ્ચયાત્મક રેખા પ્રકટી. અંધારામાં એ વંચાય તેમ ન હતી—પણ વંચાય તો તેમાં સ્પષ્ટ અક્ષરે લખેલું મળી આવે કે મુંજાલે હવે મહાઅમાત્યપદ લેવાનો નિશ્ચય કર્યો છે. તેના પહેલા પગથિયા લેખે મહારાજ એની સલાહ લેતા થાય એ જરૂરનું છે. મહાદેવ હમણાં દૂર થયો. કેશવ યોદ્ધો છે. જગદેવ નવો છે. દંડનાયકજી લાટમાં છે. સાંતૂનું સ્થાન ડગે છે. મુંજાલે પોતાનું સ્થાન પોતે ઝડપી લેવું જોઈએ—અતિ મોડું થાય તે પહેલાં—બીજો એ સ્થાન ઉપાડી લે તે પહેલાં.

## ૧૫. ખર્પરક પોતાની યોજના ઘડે છે.

કોઈ કે વિજયાને ભગવાન શંકરની સખી માની છે. ભગવાન શંકરની તો એ સખી હો કે ન હો, પણ ખર્પરકની તો એ પ્રિયતમા હતી. જ્યારે જ્યારે દુનિયાને વિસ્મય પમાડે તેવાં પરાક્રમ કરવાની ખર્પરકને ઇચ્છા થઈ આવતી--અને એવી ઇચ્છા એને વારંવાર થતી—ત્યારે ત્યારે ભગવાન શંકરની આ સખીની એ આરાધના કરતો. એ રા'નો ગુપ્તચર હતો—એ તો અકસ્માત. બાકી કોઠાવિદ્યા તો મહાચોરની હતી. હમણાં એવો પરાક્રમ કરવાનો સમય આવ્યો હતો. એટલે ખર્પરકે વિજયાનું વધારે આરાધન શરૂ કર્યું. રા'ને તે દિવસે એણે જોયા નહિ, ને પોતાને પાટણ પાછું ફરવું પડ્યું, ત્યાર પછી એણે વિજયાની માત્રા વધારી દીધી. એમાંથી એને સ્વપ્ન આવ્યું કે કહો ન કહો પણ રા' નવઘણ તો હજી પાટણમાં જ છે—જયસિંહદેવના અતિથિ છે. રાજમહાલયની પાસે ભમતાં ભમતાં એને સૂઝી આવ્યું કે રા' નવઘણ આટલામાં જ છે.

આ બધું તો એને મળ્યું. પણ રા'ને એમાંથી છોડાવવો એ તો સિંહના મોંમાંથી શિકાર ઝડપવા જેવું હતું.

પરંતુ નાની ચોરી ખર્પરક કરતો નહિ, અને મોટી ચોરી મૂકતો નહિ. એણે મનથી નિશ્ચય કર્યો કે રા' નવઘણને જો એની નજરકેદમાંથી છોડાવું તો જ હું ખર્પરક સાચો.

જયસિંહદેવ હવે એને ક્યાંક છોડી મૂકે નહિ એની ચિંતા ખુદ પાટણના તંત્રવાહકો કરતાં પણ ખર્પરકને વધારે થવા માંડી. દુનિયા આખી, આંગળી મોંમાં નાખીને, એનાં પરાક્રમ સંભારે, એવો આ મોકો હતો. જૂના વખતમાં જ્યારે એના બાલમિત્ર કપર્દક સાથે રહીને ઉજ્જૈનના મહાકાલમંદિરમાં એ જુગારની અઠંગ ઉપાસના કરતો હતો, ત્યારથી એક વરસોણ ત્યાંની બાંધી આવ્યો હતો. આખા વરસમાં એકબે પરાક્રમ એવાં કરવાં કે લોકો સંભાર્યા કરે ને હસ્યા કરે. પોતે ગમે ત્યાં હોય પણ ત્યાંથી દિવાળીને દિવસે મહાકાલના મંદિરમાં પહોંચીને એ પરાક્રમ ત્યાં ભવાની માને ચરણે મૂકી આવે,—ભગવાન શંકરને ચરણે નહિ; મા ભવાનીને ચરણે. એ ઉપાસક મા ભવાનીનો. એમ થાય તો જ વરસ સુધરે. ખર્પરક ને કપર્દક એ ચિંતામાં હતા. દિવાળી તો ઉપર આવી રહી હતી. હજી કોઈ એવું પરાક્રમ થયું ન હતું. વરસ ખાલી જવાનો ભય ઉત્પન્ન થયો હતો. એટલામાં આ પરાક્રમ કરવાની તક આવી તેથી બન્નેનાં અંતર આનંદી ઊઠ્યાં. રાજાના પરાક્રમની તો કવિઓ પ્રશસ્તિ ગાયા કરશે. પણ લોકો ઘેરઘેર એ ઘડી ગમ્મત પણ કરે, ને ચોરી ચોરી વચ્ચે રહેલા મહાન ભેદનું જ્ઞાન પણ મેળવે, ને આનંદ-વિનોદ સાથે * ખાપરા કોડિયાને સંભાર્યા કરે, એ એમને

* ખર્પરક અને કપર્દક એ બન્ને ખાપરા કોડિયાના મૂળ શબ્દો. કોડિયો—કોડો—એ શબ્દ કપર્દક ઉપરથી છે.

મોટી વાત હતી. એટલે તો એ રા' ખેંગારના અકસ્માતી-
ન પૂરતા ગુપ્તચર ખરા, છતાં કાંઈ ને કાંઈ પરાક્રમ તો ખાપરા
યાને નામે આખા વરસમાં ચડાવી લેતા. લોકોના મનમાં
એ અજાણ્યા મહાચોર તરીકે ખાપરા ને કોડિયાનાં નામ
રહ્યાં હતાં. લોકો માનતા કે એ બન્ને તો ઉજ્જેનના
કાલમંદિરના ચોગાનમાં બેઠા બેઠા માની સામે આખો
ચોપટ ખેલતા. મા મહાકાલીને નામે પરાક્રમ કરવાનું
થાય ત્યારે જ એ ઊઠતા. આ ખાપરા કોડિયાને મહાકાલ-
રમાં ચોપટ ખેલતા જોનારાઓનો પાટણમાં તોટો ન હતો.
ને કોઈ પરાક્રમ દર વર્ષે ખાપરો કોડિયો કરી જવાના.
વર્ષે પણ કરવાના. ક્યારે કરવાના એ નક્કી નહિ, પણ
ાના એ ચોક્કસ. ગયે વર્ષે જ, ખાપરા કોડિયાએ
કચ્છની લાટની રાજકુમારીની મૌક્તિકમાલા, કોણ જાણે
ઉપાડી, પણ જાતી ઉજ્જેનના મહાકાલમંદિરમાં મા
નીની ડોકમાં એ દેખાણી, ત્યારે જ સૌને ખબર પડી
તો ખાપરા કોડિયાનાં કામ.

આ ખાપરા કોડિયાને નામે આ વખતે જબરજસ્ત
મ ચડાવવાનું ખર્પરક કપર્દકને મન હતું. એટલામાં
સેંદદેવને ખુદને હાથતાળી દેવાનો આ પ્રસંગ આવ્યો.
રક પોતાની બાલસખી વિજયાનું પાન કરી રહ્યો હતો.
ગે એ કપર્દકના આવવાની રાહ જોતો હતો. એણે એમનું
ાનું સંકેતસ્થાન પણ એવું જ ગોઠવ્યું હતું. હિંગળાજ
રના ઓવારાની પાછળ, મહાન શ્મશાની મેદાનની પેલી
સરસ્વતીનાં ઘેરાં ગંભીર પાણી વહેતાં હતાં. લોકોની
ાએ આ નીરને અનેક રંગ આપ્યા હતા. ખર્પરક

કપર્દક ત્યાં મળતા. ત્યાંથી નદીપારનું ઘોર જંગલ શરૂ થતું. એટલે સંતાવું હોય તોપણ ત્યાં ફાવતું. ખર્પરક પાટણમાં રોજ રખડતો ને બેકાર તરીકે બે દ્રમ્મ મેળવી લેતો. કપર્દક ભાગ્યે જ દેખાતો. પણ એ પાટણમાં જ પડ્યો પાથર્યો રહેતો. કોઈક મોટું પરાક્રમ કરીને પાટણનું નાક કાપવાની કુમાર એંગારની ઘેલી ઇચ્છાનાં આ પણ બે પ્યાદાં હતાં.

કપર્દક આવ્યો. ખર્પરકે તેની સામે ભાંગ ધરી: 'અલ્યા પી, થોડી પી, મદ્ય પીનારા મંદબુદ્ધિ થાય છે, પણ આને સેવનારા તો ત્રિલોકનાં સ્વપ્નાં નીરખે છે. પી, પી, સરસ્વતીનાં જળ એમાં પણ ભળ્યાં છે!'

પણ કપર્દક ચિંતામાં હતો. ખર્પરક હસી પડ્યો: 'અલ્યા, તારો આ સોગિયો સ્વભાવ આળસ્યો જ નહિ.'

'દિવાળી આ માથા ઉપર ગાજે છે—ને માને ચરણે ધરવાનું હજી તો કોઈ આભૂષણ પણ મળ્યું નથી . . . હવે તે લેવું પણ શું? અમૂલખ વસ્તુ ક્યાં રહી છે?'

'એ બધું હવે થઈ રહેશે. પહેલાં તું આ પી લે—એટલે તારી બુદ્ધિ કામ કરવા માંડશે!'

કપર્દકે ભાંગની લોટી ઉઠાવી. બેચાર છાંટણાં મા મહાકાલીને નામે પૃથ્વી ઉપર છાંટયાં. પછી આખી લોટી એ ઉડાવી ગયો.

'જો, હવે સાંભળી લે,' ખર્પરક બોલ્યો: 'રા' નવઘણ જયસિંહદેવની નજરકેદમાં છે, એને છોડાવવા છે!'

'અલ્યા, તેં ભાંગબાંગ પીધી છે કે શું?'

'ભાંગ તો આપણે બન્નેએ પીધી છે, ત્યારે તો આ સૂઝયું છે.'

'પણ એને છોડાવવા સહેલા છે? તને ખબર છે, એ ક્યાં છે? રાજમહાલય પાસે ભોંયરામાં ખડી ચોકી હોય છે. એક પળ પણ એ ચોકી રેઢી રે'તી નથી. ત્યાંથી છોડાવવા એ કાંઈ છોકરાના ખેલ છે?'

'રમતાં આવડે તો, કપર્દક! દુનિયા આખી એક પ્રકારની ખેલબાજી છે. સેનાનાયક કેશવ સારસ્વતમંડલમાં જાય છે એ સમાચારે રા'ને થોભાવ્યા. અને એમાં એ સપડાણા. એ એક પ્રકારનો ખેલ હતો. હવે આપણે રા'ને છોડાવીએ, એ બીજા પ્રકારનો ખેલ થયો.'

'એ તો બરાબર, એ ખેલ તો થયો. પણ એ રમવો શી રીતે? અને હવે તો આંહીં જગદેવ પરમાર જેવાની કિલ્લેદારી છે એનું શું?'

'પરમાર જગદેવ આવતી ચૌદશની રાત્રિએ, ઘણું કરીને સ્મશાનમાં જ હશે. બરાબર એ તક સાધીને રા'ને નાગવેલ ઉપર જ રવાના કરી દેવા. નાગવેલ ઉપર રા' હોય, પછી ભાર નથી કોઈનો કે રા'ને પકડી પાડે. પાટણવાળાની શંકા ટળી જાય, માટે ચંદ્રચૂડજી પાછા ભાલ માર્ગે જૂનાગઢ પહોંચી જાય એમ નક્કી થયું છે. ખેંગારજી પણ હમણાં સરકી ગયા છે. નાગવેલ તો આવી ગઈ છે. માત્ર આપણે ગોઠવવું બાકી છે!'

'અરે! ત્યારે, આ તો જાન આવી ગઈ ને વર બાકી છે, એના જેવી વાત થઈ!'

'એ પણ ગોઠવ્યું છે. કપર્દક! એમ તો આપણે પણ પડખાં માલવા જેવાનાં સેવ્યાં છે—કંસારાની મીંદડી કાંઈ ઠમકારાથી ભડકશે?' કપર્દક સાંભળી રહ્યો. યોજના

ઘડવાનું કામ સાધારણ રીતે ખર્પરક કરતો. એને પાર ઉતારવાનું કપર્દક રાખતો.

'ચૌદશની રાત્રિએ જ્યારે જગદેવ હિંગળાજ ચાચરના આરા તરફ ઊપડે ત્યારે આપણે એક પાલખી ત્યાં તૈયાર રાખવી. એ પાલખીમાં આપણે માતાને અર્પવાનો બલિ લઈ જઈએ છીએ એમ ફેલાવવું !'

પાલખીમાં બલિ ?'

'સમજ્યો નહિ ? જગદેવ પરમારને હું ભૂખ જેવો ઓળખતો થયો છું. પહેલે દિવસે જ અમે મળ્યા હતા. એને કહેવાનું કે પરમાર ! આ ન હોય ઉજ્જેન નગરી—આ તો પાટણ છે. આંહીં તો મા ભવાનીને પણ મદ્યમાંસ ધરાવ્યાં તો નગરી આખી હાલકડોલક થઈ જાશે. ને નહિ ધરાવો તો તમારી ઉપાસના અફળ થાશે. માટે પાલખીમાં બકરાને પધરાવીને બહાર લઈ જાઓ !'

'એ તો બરાબર—પણ બકરો બહાર જાય કે અંદર રહે, એમાં આપણું શું ?'

'અરે ! મારા ભાઈ ! પાલખીમાં ત્યાં બકરો તો હોય પણ—ત્યાં રા' પણ બેઠા હોય. પછી તો નાગવેલ હશે, કચ્છનું રણ હશે, ને રાત જેવું ધાર્યું હશે.'

'પણ આમાં ગોરિયાને ગમાણ લાવવાનું તો રહી ગયું એનું શું ? રા' ના ચોકીદારનું શું ? એ ગોરિયો ગમાણ શી રીતે આવશે ? એના વિના કાંઈ વાત થાળે પડશે ?'

'એય થાશે . . . હવે તું રોતો રોતો મુંજાલ મહેતા પાસે જા. તારું પાળેલું પશુ જાણે જગદેવે માંગ્યું છે. એને બચાવવું હોય તો રાજમહાલયમાં ક્યાંક બંધાવી દેવાનું કરો.

એ પશુ રાજમહાલયમાં જશે ને હું કેશવ પાસે જઈશ. કેશવને જગદેવ પ્રત્યે ઠીક ભાવ લાગે છે. બર્બરક માટે એનો એને ખપ પણ છે. એટલે એને હું કહીશ કે જે વખતે મા કાલી સ્વમુખે શોણિત માગશે ને ત્યાં કોઇ નહિ હોય તો જગદેવ આડું અવળું જુએ એવો નથી—એની ઉપાસના બગડશે તો તમારું કામ બગડશે. એટલે કેશવ આ પશુને બહાર લઈ જવાની આજ્ઞા આપશે. એમાંથી આપણે આપણો મેળ ગોઠવી લેવાનો છે. તું પાછો મને મળજે. ત્યાં રા'ના ચોકીદારનું ઠેકાણું પડી જાશે. એ ય માણસ છે. કાં એને મોં હશે ને કાં પેટ હશે. મોં હશે તો એની છાની વાત બહાર આવશે. પેટ હશે તો આપણી વાત છાની રહેશે. આપણને એમાંથી માર્ગ મળી રહેશે.'

થોડીવાર પછી કપર્દક ને ખર્પરક ત્યાંથી પાછા પાટણમાં અદૃશ્ય થઈ ગયા.

## ૧૬. મુંજાલને છેતરનારા

'ક્યાં છે, મહેતા? શું તમે એનું નામ કહ્યું? એનું નામ પણ કાંઈક વિચિત્ર છે! જગદેવ એનું પાળેલું પશુ માગે છે, એમ? આપણે પરમારને જ પૂછીએ!'

'આ આવ્યો—મહારાણીબા! અલ્યા કપર્દક!'

કપર્દક મીનલદેવી પાસે આવ્યો. ખર્પરકના કહેવા પ્રમાણે તે મુંજાલને મળ્યો હતો. મુંજાલને એમાં કાંઈ કપટની ગંધ આવી નહિ. તેણે વાત કરી. મુંજાલે એમાં જગદેવની ઊગતી સત્તાને ડાંભવાનો લાભ દીઠો. એણે મહારાણીબા પાસે જ વાત મૂકવામાં ડહાપણ જોયું.

'તારું પાળેલું પશુ છે? જગદેવ પરમાર પોતે માગે છે, એમ તેં કહ્યું? એ સિવાય બીજું જોઈતું નથી, એમ કહ્યું? પણ તને મૂલ્ય તો આપે છે નાં?'

'મૂલ્યની વાત નથી, દેવી! આ તો પાળેલું પશુ છે. એ પશુ નથી—એ તો મારો પુત્ર છે! મેં એનું નામ પણ પાડ્યું છે. ધિજ્જટ!'

'ધિજ્જટ?'

'હા, માતાજી! એ મારો પુત્ર હતો. લાટના યુદ્ધમાં

દંડનાયકજી ત્રિભુવનપાલ પાસે એણે યુદ્ધ કર્યું હતું. એ રણમાં પડ્યો. મેં આ પશુ એને નામે પાળ્યું. એના ઉપર હું મારું આયુષ ગાળું છું !' કપર્દકની આંખ ભીની થઇ ગઇ.

'આપણે પરમારને બોલાવો—મહેતા! વાત શી છે એ ખબર પડે! બીજું પશુ કામ ન આવે એવું કાંઈ છે? ને આંહીં પાટણમાં આવી શોણિતઉપાસના જ શું કરવા!'

'ઠીક તું જા—' મુંજાલે કપર્દકને કહ્યું: 'તું ક્યાં દેવડીના વાડામાં રહે છે નાં? ત્યાં તને રાજસેવક કહી જાશે. જા.'

'હા, પ્રભુ!'

કપર્દક ગયો, એટલે મુંજાલ બોલ્યો: 'મહારાણીબા! મહારાજ જયસિંહદેવને અમાનુષી પરાક્રમ કરવાં છે. આપણે નાહકના પરમારને અત્યારે બોલાવીએ—એમાંથી ઘર્ષણ ઉત્પન્ન થાય. પરમાર આવ્યા છે નવાસવા—આંહીંની રીત નહિ જાણતા હોય. કપર્દકે કહ્યું એ સાચું કે મારું તો પશુ બચી જાય એટલે બસ. આપણે એના ધિજજટને રાજ-મહાલયને તબેલે રખાવી દો. પછી વાત થાળે પડશે ત્યારે પરમારને કહેવાશે! હમણાં ક્યાં નવા નવા પરમારને મોળા પાડીએ!'

કપર્દકનો ધિજજટ આ પ્રમાણે ભાગ્યશાળી નીવડ્યો. જ્યાં મહાન અશ્વો બંધાતા ત્યાં ધિજજટને પણ સ્થાન મળ્યું.

ત્યાર પછી આ ધિજજટનું ભાગ્ય ફળ્યું. કોઈ નહિ ને પાટણનો સેનાનાયક કેશવ એને નિહાળી રહ્યો હતો. કેશવ સાથે કોઈક બીજો વિચક્ષણ માનવી પણ હતો. એ ધિજજટને ઓળખતો લાગ્યો. એણે ધિજજટની કાવ્યમય

પ્રશંસા શરૂ કરી હતી :

'મને તો એને જોતાં જ લાગ્યું હતું કે આ મહાકાલીનો મહાઉપાસક હોવો જોઈએ,' ખર્પરક લળી લળીને બોલતો હતો: 'તે વિના પ્રભુ! આવું તેજ ન હોય! પણ મહાકાલીની ઉપાસના એ જેવા તેવાનું કામ નથી. જુઓને, એ આવ્યો ત્યારથી બર્બરકનો અવાજ આવે છે?'

'આ સિવાય બીજું પશુ ન ચાલે એમ? એમ શું પરમારે પોતે કહ્યું છે?'

'અરે! ચાલે તો બધું, પ્રભુ! પરમાર પોતે તો, મેં સાંભળ્યું છે કે હાજરાહજૂર કાળીને પ્રત્યક્ષ નિહાળે છે!' ખર્પરક બોલ્યો: 'એને તો પશુયજ્ઞની જરૂર જ પડતી નથી. મંત્રથી મહાદેવી પ્રકટ થાય છે. પણ આ તો મહાકાલીની ઉપાસના રહી. એનાં જોખમ જાણનારા જાણે છે. વખત છે ને, જે વખતે મા સ્વમુખે શોણિત માગે—તે વખતે, પરમાર તો મહાપરાક્રમી છે, એ તો કાંઈ પશુ નથી લઈ જવાનો, પણ તે વખતે માને ના નહિ પડાય!'

'ત્યારે?'

'અમે પણ! થોડું થોડું મુંડાવ્યું છે મહાકાલમાં, ને આ માલવાના પરમાર છે એ જાણ્યું, એટલે પેટમાં બળ્યું ને તમને મળ્યો. એની ખ્યાતિ કેટલી છે! પણ પ્રભુ! મા ભવાની જો એમ શોણિત માગશે તો પરમાર પોતાનું માથું ઉતારી દેશે. એટલે આવું કોઈક પશુ ત્યાં હાજર રાખો. વખત છે ને, મા માગે! આ ખિજ્જટને એકે વાળ ધોળો નથી. આખું શરીર જોઈ વળો. છે? એક વાળ ધોળો નથી. આવો યોગ્ય બલિ બીજો નહિ મળે. પછી તો

પરમાર પોતે શીર્ષ ઉતારી દે, એ તમને ગમતું હોય તો સવાલ જુદો છે! આ તો બર્બરકને વશ કરવા આવો ઉપાસની આવ્યો છે એટલે તમને કહું છું!'

કેશવે બેત્રણ ચોકીદારને બોલાવ્યા. ધિજ્જટને શી રીતે ગુપચુપ લઈ જાવો એ નક્કી થયું. બર્બરકને સગવડ આપવી એ સૂચના થઇ.

રા' નવઘણને શી રીતે એ પાલખીમાં ગોઠવી દેવા એની ખટપટમાં બર્બરક પડ્યો.

## ૧૭. રા'ને નસાડે છે.

રા'ને સવારસાંજ રાજમહાલયના ભોંયરાના એક ગુપ્તદ્વારમાંથી બહાર કાઢતા ને પાસેના શિવમંદિર સુધી દેવદર્શને લઈ જતા. ખર્પરકને એટલી માહિતી મળી. એ શિવમંદિર ખરી રીતે રાજમહાલયની વિશાળ ભીંતના એક ભાગમાં જ હતું. ખર્પરકે એ મંદિર તરફ આંટો માર્યો. પણ એને કોઈ પ્રકારે રા'ને ચેતાવવાનો વખત મળ્યો નહિ. અંતે એણે એક યુક્તિ કરી. રાજમહાલયની વિશાળ ભીંત ઉપર એક વૃક્ષને ટેકે ટેકે એ આવી પહોંચ્યો. ત્યાંથી શિવમંદિરના ઘુમ્મટ પાછળ આવ્યો. રા' જ્યાં શિવમંદિરને પ્રદક્ષિણા કરતો જળાધારી પાસેથી જળ લઈ પાછો ફરતો હતો, ત્યાં એણે એક વિચિત્ર અવાજ સાંભળ્યો. એ સમજી ગયો. પણ ઊંચે જોવા જતાં પહેરેગીરની દૃષ્ટિ પડવાનો ભય હતો. તે જળાધારી પાસે ફરીવાર આવ્યો ત્યારે જરાક વધારે થોભ્યો. ઉપરથી ખર્પરકનો અવાજ આવ્યો : 'પ્રભુ ! કાલે આંહીં આ વખતે એક પાલખી આવશે. એમાં ઝડપથી બેસી જવાનું છે !'

'પણ . . આ પહેરેગીર—એનું શું ?'

'એનું થઈ રહેશે . . . કાલે જરા મોડા નીકળજો. મોં સૂઝે નહિ એવે વખતે.'

બીજે દિવસે સાંજે, જ્યારે રા' દર્શન કરવા નીકળ્યો ત્યારે એણે ચારે તરફ દૃષ્ટિ રાખી. પણ કોઈ ક્યાંય દેખાણું નહિ. રા'ને શંકા પડી. વખતે ખર્પરકના અવાજે એને છેતરવાનો કોઈએ પ્રયોગ કર્યો હોય. પણ શિવમંદિર પાસે એ પહોંચ્યો, એટલામાં ઝડપથી આવતી પાલખી બરાબર એની પાસે જ, જાણે કયો રસ્તો લેવો, એ પૂછવા થોભતી હોય તેમ નીચે થોભી. ને ભોઈઓ ઊભા રહ્યા. રા'એ આડુંઅવળું જોયા વિના જ અંદર પ્રવેશ કર્યો. પણ અંદર એક બકરો બેઠો હતો. રા'ના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પણ એટલામાં ખર્પરકનો અવાજ આવ્યો: 'અલ્યા, કેમ ઊભા છો? શિવમંદિર પાસેથી સીધે રસ્તે બહાર નીકળી જાઓ. કનસડે પૃથ્વીભટ્ટને કહી રાખ્યું છે. અલ્યા! શું છે?'

ખર્પરક પોતે આશ્ચર્યચકિત થયો હોય તેમ પહેરેગીર પાસે પહોંચ્યો. પહેરેગીર ત્યાં ધૂળમાં પડેલી એક સોનામહોર ઉપાડીને ઊભો હતો. ખર્પરક ત્યાં પાસે પહોંચ્યો. 'સારું થયું નાં? આપણે વખતસર ધિજજટને રવાના કરી દીધો—ભોઈઓ પણ એટલા માટે આપણા વિશ્વાસુ જ રોકયા છે—શું છે?'

પહેરેગીરે સોનામહોર સામે ધરી. ખર્પરક બે પગલાં પાછળ ચાલ્યો. ને ધૂળને જરાક પગથી ફંફોળી. બીજી સોનામહોર શોધી કાઢી. જરાક પાછળ ચાલ્યો. પહેરેગીર પણ એની પાછળ ચાલ્યો. એણે ખર્પરકને કેશવ નાયક

સાથે આવતો બેત્રણ વખત જોયો હતો. એટલે ખર્પરક ઉપર એને એકદમ અવિશ્વાસ આવ્યો નહિ.

ખર્પરક આગળ વધતો ગયો. પહેરેગીર પાછળ ચાલ્યો. એમની આશ્ચર્યપરંપરા વધતી ચાલી—સોનામહોરો મળતી જતી હતી. 'આ શું ?' ખર્પરક બોલતો હતો. એ પોતાના મનમાં તો સમયની ગણના કરી રહ્યો હતો. કનસડા બહાર ડાબી બાજુ ઝાંખરામાં નાગવેલને રાખીને કદર્પક ઊભો રહેવાનો હતો.

સોનામહોરોનું આશ્ચર્ય વધતું ચાલ્યું. પહેરેગીર છેક રાજમહાલયના ભોંયરા સુધી પાછો ફર્યો.

'સીંધણુ ! આ શું ? કાંઈ દગો થયો છે કે શું ? તમે દોડો દોડો—વખતે રા' ધા કરી જાય નહિ !'

સીંધણુને હવે સાંભરી આવ્યું કે સોનામહોરને પગલે એ પાછો ફર્યો હતો, પણ રા' એકલો શિવમંદિર પાસે ઊભો હતો.

તે એકલો એકદમ દોડ્યો.

એને જતો જોયો. એટલે ખર્પરક પણ દોડ્યો. રાજમહાલયના દ્વાર પાસે એને રોક્યો : 'અરે ! મને જવા દો—પેલો ધિજ્જટ ગયો છે એ બીજે રસ્તે ચડી જાય નહિ !'

ધિજ્જટનું વિચિત્ર નામ ને એક બકરાની આટલી કાળજી એ હમણાં વાતનો વિષય થઈ પડ્યો હતો. ખર્પરકને કેશવ નાયક સાથે આંહીં આવેલો જોયો હતો. એટલે કોઈએ વધુ રોકટોક કરી નહિ.

ખર્પરક પાછો પાટણમાંથી અદૃશ્ય થઈ ગયો.

## ૧૮. હિંગળાજ ચાચરનો આરો

**ખરી** કમદશા તો બિચારા સીંધણની થઈ. એ શિવમંદિરે ગયો તો ખરો—પણ ત્યાં રા' કેવો? એનાં તો હાંજાં જ ગગડી ગયાં. કોને કહેવું એની એને પહેલાં તો સમજણ જ પડી નહિ. રાજમહાલયના ભોંયરામાં રા' રહેતો—એટલે વધુ ચોકીપહેરો રાખવાની કોઈને જરૂર લાગી ન હતી. મુખ્યદ્વાર ઉપરના પહેરેગીરો તપાસ્યા વિના કોઈને બહાર જવા જ દે નહિ, એ આશ્વાસન લઈને એ એકીશ્વાસે ખર્પરકને ખબર કરવા દોડચો. પણ ખર્પરક જ મળે નહિ. એને હવે સાંભર્યું કે એ પળ માટે પાલખી થોભી તો હતી. તે રાજમહાલયના મુખ્ય દ્વાર પાસે પહોંચ્યો. ખબર મળ્યા કે એક પાલખી બહાર ગઈ, પણ એમાં તો ધિજજટ હતો ને એને તો કેશવ નાયકની આજ્ઞાથી બહાર જવા દેવાનો હતો.

કેશવ નાયક એક સહસ્ત્રીદળ સાથે કિલ્લા બહાર નીકળી ગયો હતો. કોને ખબર કરવા—એની ચિંતામાં જ સીંધણ પડી ગયો લાગ્યો. મહારાજ પાસે જવાની તો એની હિમ્મત જ ક્યાંથી ચાલે? અંતે તેણે પ્રભાતની રાહ જોવાનો

નિશ્ચય કર્યો. એટલામાં તો એને ખબર પણ પડી કે મહારાજ રાજમહાલયમાં જ નથી—એ સમાચારે એને થોડો પ્રાણ આપ્યો. એને લાગ્યું કે એ મહારાજને કહેવા ગયો ને મહારાજ મળ્યા નહિ એટલે પાછો ફર્યો. બીજાને કહેવાની તો એ હિમ્મત જ રાખી શકયો નહિ. એટલામાં એને અચાનક સાંભર્યું કે એની પાસે સોનામહોરો હતી. હવે જખ મારે છે—કદાચ કાલે કોઈ કાઢી મૂકશે તો પોતાની પાસે સોનામહોરો તો છે! એ સોનામહોરો ગણવામાં પડી ગયો. કાંઈ ઓછી ને અદકી સોનામહોરો પણ ખાસ્સી ત્રણસો ને સાઠ હતી—થયું ત્યારે—હમેશની એક એક સોનામહોરનો તો એ રાજા હતો. હવે એ સોનામહોરો સાચવીને ગુપચુપ બેસી જ ગયો. પ્રભાતની વાત પ્રભાતે. આવી ઉપેક્ષાવૃત્તિએ એને હિમ્મત આપી લાગી. અને નહિતર પણ આજે અત્યારે—ચૌદશની આવી ભયંકર રાત્રિએ—સીંધણુ બહાર જવા તૈયાર થાય એ બને નહિ. અને આજે તો હવે એને જિંદગી વધારે વહાલી બની ગઈ હતી. એની પાસે ત્રણસો સાઠ મહોરો હતી—અત્યારે એ કોઈને ખબર કરે ને કનસડે દરવાજેથી બહાર હિંગળાજ ચાચરને આરે રા'ની કે કોઈની તપાસ કરવા એને પોતાને જ દોડવું પડે—એ કલ્પનાથી જ એ ધ્રુજી ઊઠયો.

પણ જ્યારે આ પ્રમાણે સીંધણુ હિંગળાજ ચાચરની કલ્પનાથી ધ્રૂજતો હતો ત્યારે એ કલ્પનાથી ઉત્તેજિત થઇ કનસડા દરવાજાની બહારની ગઢીમાં જગદેવ ત્યાં જવાની તૈયારી કરતો હતો. એણે પણ પાટણમાં આવીને હિંગળાજ ચાચરના આરાની કીર્તિ સાંભળી હતી.

પાટણના નાગરિકોની કલ્પનામાં હિંગળાજ ચાચ-

રનો આરો એની ભયાનકતા વડે જીવતો હતો. એ માત્ર પાટણનું મુડદાં બાળવાનું મસાણ રહ્યું ન હતું—અનેકવિધ દંતકથાઓએ સજીવન રાખેલું શ્મશાની ઉપાસકોનું મેદાન બની ગયું હતું. ત્યાં ધોળે દિવસે ચૂડેલની ચૂડીઓના ખણ-ખણાટ સંભળાતા. દિવસે પણ ત્યાં એકલદોકલ નીકળનારો આખું ભયંકર મેદાન વીંધીને સામે પાર જવાની ભાગ્યે જ હિમ્મત કરતો. હવામાંથી નજરે ન ચડે એવું, એની ભયંકર ઠેકડી કરતું, અટ્ટહાસ્ય એને કાને પડતું, અને એ અધવચાળેથી જ મૂઠીઓ વાળીને પાછા ભાગી જવામાં સહીસલામતી જોતો. ત્યાં આગળ સરસ્વતીનાં નીર ઘેરાં ગંભીર કાળાં ભમ્મર બની રહેતાં. એ નીર અદ્દભુત મનાતાં. એ રડતાં. હસતાં. ભવિષ્યની આગાહી આપતાં. ગંભીર બની જતાં. મહાશોક પ્રકટ કરતાં. ગર્જનકના ભયસમયે એ પાણીમાંથી દિવસો સુધી શોકઘેરા અવાજ નીકળ્યા હતા, એમ લોકવાયકા હતી. એને કાંઠે ઊભા રહીને કાળીચૌદશની રાતે એ પાણીમાં જોનારો કોઈ બહાદુર હજી સુધી તો પાટણે જોયો ન હતો. એ કાળાં ભમ્મર પાણીમાં, ચૌદશની રાતે, મોટો કોલાહલ થતો—ને મહાભારત મંડાતું. પાણીમાંથી અચાનક ડબક ડબક ડબક ડોકાં બહાર નીકળવા માંડતાં. રાત્રે એમાંથી કરુણરુદન સંભળાતાં. ભયંકર ખડખડખડખડ હસતાં અટ્ટહાસ્યો કાને આવતાં. એમાંથી મારમાર કરતી યુદ્ધની ગર્જનાઓ ઊઠતી. ચૂડીઓ ખખડાવતી ચૂડેલો નીકળી પડતી. હિંગળાજ ચાચરના મેદાનને એક અનોખા પ્રકારની ભયાનકતા વરી હતી—એ ભયાનકતા એની પોતાની હતી—એના કરતાં વધારે લોકકલ્પનાની હતી. પણ એ છતાં આજે ચૌદશની રાત્રિએ ત્રણ જણાને કયાંય આરામ ન હતો. એક

તો જયસિંહ સિદ્ધરાજ. બીજો જગદેવ પરમાર. ત્રીજો દંડનાયક મહારાજ ત્રિભુવનપાલ. મહારાજ સિદ્ધપુર ગયા છે—ને કેશવ એક સહસ્ત્રીદળ લઈ રાત્રે ઊપડવાનો છે એવી વાત નગરમાં પ્રકટ થઈ ગઈ હતી. પણ દંડનાયક ત્રિભુવનપાલને એમાં વિશ્વાસ ન હતો. જગદેવ પાસે, જે પૃચ્છા મહારાજે કરી હતી તે પછી એ જયસિંહદેવ ઘરઆંગણે બેઠો રહે—કે સિદ્ધપુર જાય—તે વાત એને અશક્ય લાગી. જયસિંહદેવની માટીમાં જ એ ન હતું. એટલે હિંગળાજ ચાચરને આરે, ગુજરાત આખાનો જેના ઉપર આધાર છે એવો જયદેવ એકલો જાય—ને તે પણ રાતે—એ કલ્પના જ એને તો અસહ્ય થઈ પડી. તે વિચારમાં પડી ગયો. કાકાના સ્વભાવનો તો એને પૂરેપૂરો પરિચય મળ્યો હતો. ત્યાં જતાં હવે એને રોકવા—એની ભયાનકતાનું વર્ણન કરીને—એ ધુમાડામાં બાચકા ભરવા જેવું હતું. ‘એ તાંત્રિક વિદ્યાનો વિષય છે, જગદેવને આપણે મોકલીએ છીએ જ એટલા માટે, આપણે એનું શું કામ છે?’ એ દલીલ એની સામે ધૂળમાં લીટા કરવા જેવી હતી. ‘એ વિદ્યા હું પણ હાથ કરીશ, હું પણ રાજા છું, હું જો આ ન કરું તો મારો રાજપદે અધિકાર શો?’ એ જવાબ એ જયદેવ આપવાનો. રાજમાતાને વાત કરીને ઘર્ષણ જન્માવવાનો હવે કોઈ જ અર્થ ન હતો. જયદેવ ત્યાં જવાનો ચોક્કસ. અને આ જગદેવ, દેખાય છે તો સારો, પણ કોને ખબર છે; એમાંથી શું નીકળી પડે—? એટલે ત્રિભુવનપાલે પોતે જ રાજાની સાથે સાથે એ ન જાણે તેમ જવાનો નિશ્ચય કર્યો. કનસડા દરવાજાની બહાર જગદેવની ગઢી પાસે એ પણ સાંજથી જ છુપાઈ રહ્યો હતો.

મધરાત થઈ. પહેરેગીરોએ આપેલા અવાજના પડઘા કોટકાંગરા ઉપર થઈને મેદાનમાં શમી ગયા. માનવનો સંચાર બંધ થઈ ગયો. પંખી સૂઈ ગયાં. જળ ઝંપી ગયાં. રેતી પોઢી ગઈ. સ્થળેસ્થળમાં અવાજવિનાની બોલતી નિઃસ્તબ્ધતા વ્યાપી ગઈ. એ વખતે કનસડા દરવાજાની બહારની ગઢીના પશ્ચિમ દ્વારમાંથી એક કાળો પડછાયો નીકળતો ત્રિભુવને જોયો. તે તૈયાર થઈ ગયો. પોતાની ઢાલતલવાર તેણે સંભાળી લીધાં. 'જય! મા કાલી! તારી રખવાલી,' કહીને દંડનાયક અત્યંત સાવચેત પગલે પડછાયાનું પગલે પગલું દબાવવા પોતાના સ્થાનમાંથી આગળ વધ્યો.

જેમ જેમ કાળો પડછાયો આગળ વધતો ગયો, તેમ તેમ સ્થળની અને સમયની ભયંકરતા વધતી ચાલી. થોડી વાર તો બન્ને એમ ને એમ ચાલ્યા. હિંગળાજ ચાચરના શ્મશાની ઓવારા તરફ પડછાયાનાં પગલાં મંડાયાં અને દંડનાયકને આખે શરીરે એક પ્રકારનો ઝીણો કંપ થઈ આવ્યો. તે હવે પડછાયાની વધુ નજીક ચાલવા માંડચો.

એ પળ વીતી ને હિંગળાજ ચાચરનું શ્મશાની મેદાન દેખાયું. વજ્જર છાતીનું પણ પાણી કરી નાખે એવી એક પ્રકારની ભયંકરતા અત્યારે ત્યાં વ્યાપી ગઈ હતી. ક્યાંય કોઈ દેખાતું ન હતું. પણ મેદાન આખું જાણે અવાજથી ઊભરાતું હોય તેમ લાગતું હતું. અસંખ્ય છાનીછાની ધુસપુસ વાતો થતી હોય, તેમ હરપળે એમાંથી અવાજના પડઘા ઊઠતા હતા. એના કાળા ધબ્બ અંધારઘેરા રેતીપટમાંથી એક પળે અચાનક છાનું તીવ્ર દબાયેલું રુદન સંભળાતું, તો બીજી જ ક્ષણે ખડખડખડખડ મોટું હાસ્ય ઊગી નીકળતું.

અંધારામાંથી અચાનક પ્રકટે તેમ ક્ષણે ક્ષણે ઝબકીને ઠરી જતો હાડકાંનો અગ્નિ, એક પળભર મેદાન આખાને સળગાવી દેતો, તો બીજી પળે એવો જ નિબીડ અંધકાર પાછો તરત વ્યાપી જતો. પાછું વળી અંધારું સળગતું, તો દૂર દૂર ઊભેલાં ઠૂંઠાં, માથા વિનાનાં ખવીસ જેવાં, નજરે પડતાં.

એ અંધારામાં કોણ જાણે કોણ ક્યાં ઊભું હશે એવી શંકા જન્મતી! દંડનાયક પડછાયાની પછવાડે પછવાડે આગળ વધતો ગયો. થોડે દૂર જઈને પેલા પડછાયાએ એક જરા જેટલી હળવી તાળી પાડી—ને એના જવાબમાં રેતીમાંથી નીકળ્યો હોય એવો કોઈ માણસ સામે આવીને ઊભો રહ્યો. દંડનાયક એકદેકડે એક આકડાના ઠૂંઠા પાછળ આવી ગયો. એમની વચ્ચે થતી વાતચીત સાંભળી શકાતી હતી.

'પૃથ્વીભટ્ટ! ગયો છે? તેં પોતે જોયો?' ત્રિભુવનપાલ સડક થઈ ગયો. અવાજ જયદેવનો જ હતો. સામે કનસડાનો દ્વારપાલ પૃથ્વીભટ્ટ પોતે ઊભો હતો.

'હા, પ્રભુ!' પૃથ્વીભટ્ટ વધુ કાંઈ બોલી શક્યો હોય તેમ લાગ્યું નહિ.

'કઈ બાજુ?' જયદેવે પ્રશ્ન કર્યો.

પૃથ્વીભટ્ટે મેદાન તરફ દૃષ્ટિ કરી લાગી: 'સામે—પેલી વનઝાડી છે, ને આ કાંઠે ઘેરાં પાણી છે—પ્રભુ! ત્યાં જુઓ, કાંઈક સ્થિર અગ્નિ પ્રકટ્યો છે ત્યાં.'

'જગદેવ એકલો જ છે—કે બીજું કોઈ સાથે છે?'

'એકલા જ છે, પ્રભુ!'

'ઠીક, ગઢીબહાર પેલું આમલીનું ઝાડ છે રસ્તા ઉપર, ત્યાં તું ઊભો રહેજે. હું હમણાં પાછો ફરું છું!'

પૃથ્વીભટ્ટને ધ્રુજારી આવી ગઈ હોય તેમ લાગ્યું. એનો અવાજ જરા મંદ પડ્યો.

'પ્રભુ! કેશવ નાયકની મને આજ્ઞા છે.. મારે સાથે આવવાનું છે!'

'તારે સાથે આવવાનું છે? કોણે કેશવે કહ્યું? એમાં કોઈનું કામ નથી. તું તારે મેં કહ્યું ત્યાં ઊભો રહેજે... કેશવ તો સિદ્ધપુર પહોંચી ગયો નાં?'

'હા, પ્રભુ!... પણ.. મને કેશવ નાયકની આજ્ઞા છે. રાતનો સમય છે. કોઈને વાતની ખબર નથી.'

'ધ્રૂજે છે શું એમાં? મેં કહ્યું ત્યાં ઊભો રહેજે. ચાલ, સમય થોડો છે. હવે તું જા. આંહીં ઊભવાની પણ જરૂર નથી! મારી આજ્ઞા છે ને?'

'પણ નાયક, મહારાજ!–સેનાનાયકની આજ્ઞા..'

'સેનાનાયકની આજ્ઞા છે એમ તારે કહેવું છે નાં? હવે હું તને આજ્ઞા આપું છું. મેં તને કહ્યું ત્યાં તું ઊભો રહેજે. જા. એક પળ હવે ગુમાવવી પોસાય તેમ નથી. આંહીં ઊભા રહેવાનું પણ કામ નથી. જા!'

પૃથ્વીભટ્ટ અંધારામાં પાછો ફરી જતો જણાયો. જયદેવ આગળ વધ્યો. તરત જ ત્રિભુવનપાલે એનો પીછો પકડ્યો.

જેમ જેમ તે આગળ ગયો, તેમ તેમ કાળું અંધારું વધારે કાળું થતું ગયું. એક હાથ શું એક વેંત છેટે પણ કોણ ઊભું હશે ને કોણ ઊભું નહિ હોય એ કહેવાય તેવું ન રહ્યું. ગુપચુપ જયદેવ આગળ વધતો રહ્યો. દંડનાયક પોતે પકડાઈ ન જાય એટલું છેટું રાખતો એનું પગલે પગલું દબાવતો પાછળ ચાલ્યો. એણે પોતાના હાથમાં ખુલ્લી

તલવાર રાખી હતી. હરપળે કોઈ પણ અકસ્માત માટે તૈયાર હોય તેમ પોતાના અંગેઅંગને જાગ્રત રાખ્યાં હતાં. એક વખત એ પકડાઈ જતો સહેજમાં બચી ગયો. આગળ ચાલી રહેલો જયદેવ એક કૂદકો મારીને બે હાથ આઘે ઊડી પડ્યો હોય એમ દંડનાયકને લાગ્યું. તે તરત સાવધ થઈ ગયો. ઝબ દઈને સમશેર તૈયાર કરી. પણ કાંઈ ન બન્યું હોય તેમ જયદેવ તો પાછો આગળ વધી રહ્યો હતો. બે ક્ષણ વીતી. ત્રિભુવનપાલ ભડકીને ઊંચે ઊછળ્યો. એક બાજુ ઉપર એ કૂદી પડ્યો. ભયંકર સુસવાટો કરતો એક નાગ એના પગ પાસેથી ચાલ્યો ગયો હતો. એના કૂદકાનો અવાજ જયદેવે પકડી લીધો લાગ્યો. 'કોણ?' તેણે અંધારામાં પ્રશ્ન કર્યો. દંડનાયક એકદમ જમીન સરસો લાંબો થઈ ગયો. જયદેવ જરા થોભીને આગળ વધ્યો.

થોડીવાર પછી પેલો સ્થિર અગ્નિ એમની દૃષ્ટિએ પડ્યો.

નાની સરખી રચેલી એક વેદિકાની આગળ બેઠેલો જગદેવ નજરે ચડ્યો.

જયદેવે પોતાની ચાલ બદલી. જગદેવની પાછળના ભાગમાં એક આમલીનું ઝાડ નજરે પડતું હતું. જયદેવ એની તરફ વળી ગયો.

જગદેવની પાછળ આવીને આમલીના થડ પાસે તે શાંત ઊભો રહ્યો. દંડનાયક પણ ગુપચુપ બીજી બાજુ ઉપર આવી ગયો. તેણે હાથ વડે ઝાડના થડને ખંખોળ્યું. પગનો અંગૂઠો મુકાય એટલી બખોલ શોધતાં એને વાર ન લાગી. તેણે થડને બથ ભરી. બીજી ક્ષણે એ થડ ઉપર જઈને ગુપચુપ બેસી ગયો.

## જયસિંહદેવ અદ્ભુત દશ્યો જુએ છે

**જગદેવ** યોગાસન લગાવીને ત્યાં બેઠો હતો. તેની
ાગળ હોમવાનાં દ્રવ્યોનો ઢગલો પડ્યો હતો. એક બાજુ
ાર લાલ ધોળાં કરેણુનાં ફૂલનો ગંજ ખડક્યો હતો.
ાસવ, તિલ, જવ, લીંબુ, વગેરે જુદાજુદા હવન માટેના
ાર્થો આસપાસ પડ્યા હતા. જગદેવની નજર કુંડના
ાગ્નિ ઉપર સ્થિર થઈ ગઈ હતી. આગળ, પાછળ, પાસે
ક્યાંય તે જોતો ન હતો. કોણ આવે છે, જાય છે, એની
શું એને પડી ન હોય તેમ એ પોતાનાં હોમદ્રવ્યોમાં
ાર પરોવીને કુંડ ઉપર જ દૃષ્ટિ રાખીને બેઠો હતો.
ાસિંહદેવ નિશ્ચિંત થયો. જગદેવે એને જોયો ન હતો. અત્યારે
ે ક્યાંય એનું ધ્યાન જાય તેમ ન હતું. તે આમલીના
ને અઢેલીને એક બાજુ છુપાઇને ઊભો રહ્યોઃ જગદેવ શું
છે તે જોવા લાગ્યો. જગદેવે પોતાની તલવાર લીધી.
ૈ તરફ કુંડને ફરતું એક કૂંડાળું દોર્યું. પછી તે કૂંડા-
ની અંદર બેસી ગયો. થોડીવાર પછી તેણે મંત્રોચ્ચાર
કર્યાં. ધીમે ધીમે અગ્નિમાં દ્રવ્યો હોમવા માંડ્યા.

થોડા સમય સુધી એ ક્રિયા એમ ને એમ શાંત રીતે

ચાલી. પણ પછી ધીમે ધીમે શ્મશાની મેદાન તરફથી ચિત્રવિચિત્ર અવાજો આવવા માંડ્યા. પાસે શિયાળિયાં રોતાં સંભળાયાં. દૂરના ઠૂંઠા ઉપર ચીબરી ને ઘુવડ ડરામણું બોલવા માંડ્યાં. અંધારામાંથી ચાલ્યું આવતું કોઈ બાળકનું અત્યંત કરુણ રુદન કાને પડયું. રહી રહીને આવતો કોઈ સ્ત્રીનો હૃદયભેદી વિલાપ સંભળાયો. હરક્ષણે શંકા, આશ્ચર્ય, ભય ઉત્પન્ન થાય તેવા કાંઈ ને કાંઈ નવા નવા અવાજો ઊઠવા માંડ્યા.

પણ પોતાને જાણે કાન જ ન હોય, જોવા માટે આંખ ન હોય, કોઈ વસ્તુ માટે લેશ પણ આશ્ચર્ય ન હોય, તેમ જગદેવ તો કુંડમાં દ્રવ્યો જ હોમતો ગયો: એક ક્ષણ પણ અટક્યા વિના એ શાંતિથી પોતાનું કામ કરતો રહ્યો. એની નજર પ્રદીપ્ત અગ્નિશિખા ઉપર સ્થિર મંડાઈ ગઈ હતી.

અગ્નિની જ્વાલા ધીમે ધીમે ઊંચે જવા માંડી. પળ બે પળ વીતી. જગદેવે મોટેથી મંત્રોચ્ચાર શરૂ કર્યો: ॐ क्रीँ क्रीँ क्रीँ हूँ हूँ ह्रीँ ह्रीँ दक्षिणे कालिके क्रीँ क्रीँ क्रीँ हूँ हूँ ह्रीँ ह्रीँ स्वाहा ॥ મા કાલિકાના બાવીશ અક્ષરી મંત્રની એણે એક ધૂન જગાવી. હ્રીં હ્રીં ને સ્વાહાથી વાતાવરણ સભર ભરાઈ ગયું. થોડીવારમાં મેદાન સજીવ બન્યું હોય તેમ સળવળવા માંડ્યું. અવાજ વધવા લાગ્યા. પાસેથી જ ઊઠતી હોય એવી સિંહની ડણક આવતી સંભળાઈ. વાઘના, વરુના, તરસના, જરખના, રીંછના એમ જુદાજુદા ડરામણા ભેદી અવાજો અંધારું વીંધી વીંધીને આવવા માંડ્યા. ભયંકર

રો જાણે કુંડમાં પડવા માટે દોડતા હોય તેમ અંધાર-છાયામાં કાળા કજ્જલ જેવા આકારો નજરે ચડ્યા. ાથે ઘોર અંધારાને કોઈએ સળગાવ્યું હોય, તેમ ી ગોળ, ઝેરીલી, ભયંકર, પીળી, ડરામણી આંખો ા આખાને સળગાવતી ઠેરઠેર પ્રકટી નીકળી. નાં પોલાં માળખાં મેદાનમાં દોડતાં હોય, તેમ લાંબા, ા, બિહામણા, કાળા આકારો અંધારામાં ખડખડ ડ દોડતા દેખાયા. હવાના અણુએ અણુમાં જાણે આવ્યો હોય તેમ ચૂડેલની ચૂડીઓનો ખણખણાટ દીદિશાએથી આવવા માંડ્યો. અવાજ, આકાર, યા, શબ્દો,—એ સઘળાંથી મેદાન આખું જાણે ગયેલું લાગ્યું.

પણ જગદેવ પોતાના આસન ઉપર સ્થિર બેઠો રહ્યો. મંત્રોચ્ચાર વધારે સ્પષ્ટ, વધારે ઊંચો, વધારે શુદ્ધ, નિર્ભય બન્યો. એક ક્ષણ પણ એ અટક્યો નહિ. જેમ જેમ મંત્રોચ્ચાર આગળ વધતો ગયો, તેમ તેમ ં, જે અત્યાર સુધી માત્ર સળવળતું હતું તે, જાણે વિચિત્ર પ્રકારની ધ્રુજારી પ્રકટાવવા માંડ્યું.

ધરતીના પેટાળમાંથી ઊઠ્યો હોય તેવો, મહાભયં-અવાજ ઊઠ્યો. પશુ, પંખી, ઝાડપાન, જળ, રેતી, ન, ચેતન અને અચેતન તમામે તમામ જાણે એ જથી થરથરી ઊઠ્યાં હોય તેમ એક ક્ષણ તો એકી-સફાળાં જાગી ઊઠ્યાં. ચીબરીઓ બોલવા માંડી. ઘૂઘૂઘૂ શરૂ કર્યું. કાગડા કાકાકા કરવા માંડ્યા. નિદ્રા-ઊઠેલા મોર ગળકી ઊઠ્યા. ડુંગરાઓએ પડઘા

પાડ્યા; નદીનાં પાણી ખળભળ્યાં; ઝાડવાં પણ ખર્ખર ખર્ખર અવાજે બોલી ઊઠ્યાં. ભયંકર વિષધરોના સુસવાટા પવનમાં સંભળાયા. સૃષ્ટિ આખી કોઈ શક્તિની શેહમાં આવી ગઈ હોય, તેમ ક્ષોભ પામીને એ ક્ષણ પછી પાછી જડ જેવી થઈ ગઈ. અને પાછી એવી તો શૂન્યતા ફેલાઈ ગઈ, કે જાણે એક રેતીનો કણ પણ ક્યાંય હાલતો નથી.

પણ ભયંકર અવાજ સાંભળતાં જ દંડનાયક ત્રિભુવનપાલ તો રહી શક્યો ન હતો. તે તરત જયસિંહદેવને પડખે આવી જવા માટે બહુ જ ધીમેથી નીચે ઊતર્યો અને સફાળો તેની પછવાડે આવીને ઊભો રહ્યો. કાંઈક સ્પર્શ જેવું જણાતાં જયસિંહદેવ જરાક પાછો ફર્યો : પણ એટલામાં ત્રિભુવનપાલે એનો હાથ હાથમાં પકડી લીધો ને ત્વરાથી પણ બહુ જ ધીમે અવાજે કહ્યું : 'કાકા! એ તો હું—હું ત્રિભુવનપાલ છું. બોલતા નહિ!'

જયસિંહદેવે અવાજ ઓળખ્યો. તેને આશ્ચર્ય થયું. 'અરે! ત્રિભુવન તું? તું આંહીં ક્યાંથી?'

ત્રિભુવનપાલે તેના નાક ઉપર આંગળી મૂકી. જયદેવ સમજી ગયો. એક ઘડી બન્ને જણ મૂક બની ગયા. એટલામાં સમગ્ર, વ્યાપક નિઃસ્તબ્ધતાને હલમલાવી મૂકે તેવો કારમો અવાજ થયો અને અધ્ધર અંધારામાંથી હાડકાં પડવા માંડ્યાં. રુધિરનાં છાંટણાં થવા માંડ્યાં. જગદેવની આસપાસ ચારે તરફ અસ્થિ, માંસ, મજ્જા, રુધિર વરસવા શરૂ થયાં. પોતાના અચલ આસનથી, એક વાળ પણ આમ કે તેમ ડગ્યા વિના, પરમાર જગદેવ તો, હતો તેમ જ શાંત રહ્યો. જયસિંહદેવ ને ત્રિભુવનપાલ સ્તબ્ધ બનીને જોઈ રહ્યા. જગદેવ હજી મંત્રોચ્ચાર કરી રહ્યો હતોઃ કુંડમાં દ્રવ્યો

હોમી રહ્યો હતો.

બે પળ બીજી વીતી. અચાનક કુંડના અગ્નિમાંથી પ્રકટયું હોય તેવું એક ભયંકર નગ્ન નારીરૂપ એમની નજરે ચડયું. એના ભયાનક સ્વરૂપનો ક્રુદ્ધ અગ્નિ જાણે એમને બાળી નાખશે એમ એ બન્ને જણા એક ક્ષણ તો આંખો મીંચી ગયા. આવું ભયંકર રૂપ એમણે સ્વપ્નમ પણ જોયું ન હતું. મહાન વશીકરણથી જડાઈ ગયા હોય તેમ બન્ને જણા અચેત જેવા પોતાના સ્થાન સાથે જડાઈ ગયા. મહાભયંકર કાલીના એક હાથમાં માનવખોપરીનું ખપ્પર હતું. પોલી તુંબડીમાં કાંકરા ખડખડે તેમ એ ખોપરી ભયંકર, ખોટું, પોલું, ગાત્રમાત્રને થંભાવી દે તેવું, કૃત્રિમ હાસ્ય હસી રહી હતી. એ હાસ્ય સાંભળતાં જ પરસેવે રેબઝેબ થતા ત્રિભુવનના હાથે રાજાનો હાથ વધારે જોરથી પકડી લીધો. માની ડોકમાં શોણિતભીની નરમુંડની માળા લટકી રહી હતી. ગળામાં ઘડીએ ઘડીએ અગ્નિજીભ કાઢતો સર્પ બેઠો હતો. હાથકંકણને સ્થાને બે નીલાકાચ વિષધર ફૂંફાડા મારી રહ્યા હતા. માથાના રાતા ભૂખરા પિંગળ કાળા વિચિત્ર કેશ, આડીઅવળી લટમાં, અનેક નાગ લટકયા હોય તેમ, ચારે તરફ શરીર ઉપર વીંખરાયેલા પડ્યા હતા. એના બીજા હાથમાં ભયંકર હાડકાંનું લોહીનીગળતું શસ્ત્ર હતું. એના પગ પાસે ચર્મનો, માંસનો, લોહીવાળાં અસ્થિનો ઢગલો પડ્યો હતો. એ ઢગલા ઉપર એક પગ સહજ નમાવીને મા કાલી, એવી રીતે આલીઢા આસને ઊભાં હતાં, કે જાણે હમણાં પેલું ભયંકર શસ્ત્ર એમના હાથમાંથી છૂટશે ને ત્રિલોકને સંહારશે. ગમે તેવા વજ્જર માનવની

પણ છાતી બેસી જાય એવું કાલિકાનું રૂપ હતું. એની પાસે વેંતિયાં દોઢવેંતિયાં આકારો નાચી કૂદીને કાખલી વગાડતાં, ખોખરું, ખોટું, પોલું, હાસ્ય હસતાં હતાં. ભલ-ભલાને ધ્રુજાવે તેવું એ દૃશ્ય હતું.

'હ્રીઁ હ્રીઁ હ્રીઁ' તું કોણ છે અલ્યા ? માંસ ક્યાં છે ? મદિરા ક્યાં છે ? શોણિત ક્યાં છે ? મારો બલિ ક્યાં છે ?.. બલિ લાવ .. બલિ લાવ .. બલિ ક્યાં છે ? મને કેમ બોલાવી છે તેં ? તું કોણ છે ?'

'મા !' જગદેવના અવાજનો નિર્ભયતાનો રણકો સાંભળીને જયદેવ છક્ક થઈ ગયો : 'મા ! હું પરમાર જગદેવ. મેં તમને બોલાવ્યાં છે !'

'શું કરવા ?'

'સિદ્ધપુરનું ક્ષેત્ર બાબરો અપવિત્ર કરે છે. મેં એ સાંભળ્યું. સાંભળ્યા પછી ચાલ્યો જાઉં તો મારી વિદ્યા લાજે. મારે એને વશ કરવો છે.'

'બાબરાને ? તારે . . .'

જગદેવે ડોકું ધુણાવ્યું.

જવાબમાં પેલું હાડકાનું વજ્ર મહાકાલીએ જોરથી ફેરવ્યું. તેનો ભયંકર સુસવાટ સંભળાયો—હજારો વિષધરો ફૂંફાડા મારતા હોય તેવો. ત્રિભુવનપાલનો હાથ જરાક ધ્રૂજી ઊઠચો. 'ત્રિભુવન !' જયદેવે અત્યંત ધીમેથી કહ્યું : 'હવે આંહીં ધ્રૂજ્યા તો મર્યા પડચા છીએ. જોઈ શકાતું ન હોય તો આંખો મીંચીને પાછલે પગલે ચાલવા માંડો. મેં સાંભળ્યું છે કે એવી રીતે બચી જવાય. જપ જપતા જાજો !'

ત્રિભુવને એનો હાથ છોડી દીધો : 'અરે ! મહારાજ !

ું બોલ્યા? હું દીકરો દેવપ્રસાદનો . . પણ આમાં
વનું શીર્ષ ક્યાંક ઊડી જાય નહિ!'

'માંસના બલિ વિના?' કાલીએ જવાબ દીધો:
શોણિત વિના? અલ્યા તું એને વશ કરશે? રાજા
વ આંહીં છે. એ બત્રીસલક્ષણો છે—એનો બલિ
દે—હું તને ભારતવર્ષનું એકચક્રી રાજ આપીશ!
વિક્રમ જેવો બનાવીશ!'

'આંહીં છે' એ શબ્દનો અર્થ 'પાટણમાં' એમ
દેવ સમજ્યો લાગ્યો.

પણ ત્રિભુવનપાલ તો એ સાંભળતાં ધ્રૂજી ઊઠયો
. એનો હાથ પોતાની સમશેર ઉપર જ ગયો. જયદેવે
જોયું. તેણે તેના હાથ ઉપર હાથ મૂક્યો. એટલામાં
દેવનો પ્રત્યુત્તર સંભળાયો: 'મા! ભારતવર્ષનું
-ત્રિલોકનું રાજ—તો મારા ચરણમાં છે. હું રાજને શું
? હું તો ક્ષત્રિય છું. આપત્તિમાં ઊભું રહેવું એટલો
ધર્મ છે. તમારે નરમાંસનો ખપ છે, તો ઉપાડો,
પરમાં નરમાંસ આપું!'

'લાવ, ક્યાં છે?'

જયદેવે પાસે પડેલી સમશેર ઉપાડી. તે ઊભો થઈ
. સબ કરતોકને એણે પોતાના જ ગળા ઉપર એવા
જોરથી ભયાનક ઘા કર્યો કે જો એનું શીર્ષ ઊડે તો એ
ને લાગલું માના ખપ્પરમાં જ પડે.

ત્રિભુવનપાલ ને જયસિંહદેવ તો સ્તબ્ધ થઈ ગયા. જડ
હોય તેમ બન્ને પૃથ્વી સાથે જકડાઈ જ ગયા. એમનાં
ધડકવા લાગ્યાં. હાથ શિથિલ થઈ ગયા. એક પળ-

ભર આંખો મીંચાઈ ગઈ. એમના મોંમાંથી દબાયેલો અવાજ નીકળતો નીકળતો રહી ગયો.

પણ એક ક્ષણમાં જગદેવનો હાથ જાણે અધ્ધર જ રહી ગયેલો એમણે જોયો. સમશેર એના હાથમાં જ રહી ગઈ હતી. આકાશમાંથી ઊગી નીકળ્યો હોય તેવો, કોઈ ત્રિલોકમોહિનીનો કંકણભૂષિત હાથ એના હાથને પકડી લેતો, એક પળ માત્ર દેખાયો, ન દેખાયો: અને ત્યાં કાંઈ જ ન હતું. ખપ્પર ન હતું. મહાકાલી ન હતાં. હાડકાં, ચર્મ, અસ્થિનો ઢગલો ન હતો. પેલા વેંતિયા આકારો પણ અદૃશ્ય થઈ ગયા હતા. માત્ર માતાની કંકણની સોનેરી ઘુઘરીઓમાંથી ઊઠતા, મંદ, મધુર, સુંદર, ઠનન ઠનન સ્વરો હજી પણ હવામાંથી આવી રહ્યા હતા. જગદેવ પરમારના અધર રહી ગયેલા જમણા હાથમાં ચંદ્રબીજ જેવી એક ચૂડી શોભી રહી હતી. એક ઘડીભર તો શું થયું, શું ન થયું, એ કાંઈ જગદેવ સમજી શક્યો નહિ. આકાશમાં હવે દૂર ને દૂર ચાલ્યાં જતાં હોય તેવાં કોઈનાં પગલાં સંભળાયાં. ઘુઘરીઓનો ઝંકાર મંદ પડતો ગયો: વચ્ચે બે ચાર શબ્દો માત્ર જગદેવને કાને પડ્યા:

'પરમાર! જગદેવ! જા, હવે જા. તને અજિતાસિદ્ધિનું કંકણ પહેરાવ્યું છે. તું બર્બરકને વશ કરી શકીશ—તું ને તારા જેવો નિર્ભય કોઇ રહ્યો હોય તો તે પણ દ્વંદ્વયુદ્ધથી બર્બરકને વશ કરી શકશે. . . જા! બીજી કોઈ રીતે નહિ . . હવે તું જા!'

પરમાર આતુર બનીને સાંભળી રહ્યો: 'મા! બીજી કોઈ રીતે નહિ?'

'ના . . . બીજી કોઈ રીતે નહિ. પણ પરમાર! તું ન, આ દશ્યો બીજા માટે નથી!'

એક ઘડીમાં તો વાતાવરણ કાંઈ ન હોય તેમ શાંત યું. પ્રભાતની ઘડીનો સૂચક કૂકડાનો અવાજ સંભળાયો. ર આંખો મીંચીને ઉત્થાનમંત્ર ભણવા માંડ્યો. એના ઉપરનું અજિતકંકણ પણ ધીમે ધીમે લુપ્ત થઈ ગયું. હદેવ એ જોઈ રહ્યો. તેણે ત્રિભુવનપાલનો હાથ યો. જગદેવને એમના વિષે કાંઈ જાણ હોય તેમ નહિ.

એ તો ધીમે ધીમે બધું સંકેલી રહ્યો હતો. તેણે પોતાની ર સંભાળી. વેદીને છાંટી. એને ફરતી પાણીની ધારા કરેણનાં ફૂલ ચડાવ્યાં. તેની ભસ્મ પોતાને કાને ને લગાવી. બે હાથ જોડી એણે પ્રણામ કર્યાં.

પછી બગલમાં પોતાની તલવાર મારીને તે કનસડા પાછો ફર્યો. પોતાને કોઈએ જોયેલ છે એવી શંકા એના મનમાં થઈ ન હતી.

## ૨૦. કેશવને પાછા ખર્પરકે શા માટે સમાચાર આપ્યા?

**જગદ્દેવ** ગયો કે તરત જયસિંહદેવ ત્રિભુવનપાલ તરફ ફર્યો: એમાંથી એક ઘડીભર તો કોઈ કાંઈ બોલી શક્યું નહિ: એમણે જે જોયું તે માનતા ન હોય તેમ એ ઘડીભર બન્ને સ્તબ્ધ બની ગયા. અંતે જયદેવ બોલ્યો: ' અદ્ભુત! અદ્ભુત! પણ ત્રિભુવન! તું આંહીં ક્યાંથી આવી ચડ્યો? કોઈએ તને વાત કરી હતી? કોણે કેશવે કહ્યું હતું? એ તો સિદ્ધપુર ગયો છે!'

' કહે તો કોણ, મહારાજ? પણ જગદેવને બોલાવ્યો મેં. વખત છે ને કાંઈ આડુંઅવળું થાય તો કાળી ટીલી મને ચડે. મને નિંદર આવી નહિ. એટલે હું પણ આંહીં હાલ્યો આવ્યો! પણ હવે આ વાત આંહીં જ દાટજો, પ્રભુ!'

' એ તો એમ જ. આપણે પણ હવે આંહીંથી નીકળી જઈએ.'

બન્ને જણા ગુપચુપ ત્યાંથી નીકળી પડ્યા. રસ્તે આખે કોઈ કાંઈ બોલ્યું નહિ. બોલી શકાય તેવો અનુભવ જ ન હતો. પણ જયદેવ જે શબ્દો સંભળાયા હતા, તેના વિચારમાં

ન હતો. નિર્ભય હોય તે બર્બરકને વશ કરી શકે—પોતે
ર્ય—અડગ રહ્યો કહેવાય? તેના મનમાં માના એ
ો વિષે ગડમથલ ચાલી રહી હતી. દંડનાયક તો
દેવના વિચારમાં મગ્ન હતો. આવો ઊંચો ખમીરવંતો
ૂત જો પાટણને મળી જાય અને મહારાજ એને રાખી શકે
પાટણની સિદ્ધિ નિહાળીને દુનિયા આખી આશ્ચર્યમુગ્ધ
. એને પોતા વિષે કાંઈ વિચાર આવતો ન હતો.

ત્યાં પ્રભાતી કૂકડાના અવાજ કાને પડયા. ત્યાંથી
દૂર ગયા ને બન્ને છૂટા પડી ગયા. ત્રિભુવનપાલ
ાની ગઢીએ જવા માટે બીજે માર્ગે વળી ગયો. જય-
દેવ એકલો આગળ વધ્યો. આગળ આમલીના ઝાડ
પૃથ્વીભટ્ટ ઊભો ઊભો હજી ચારે તરફ દૃષ્ટિ ફેંકતો
. તેણે જયદેવને આવતો જોયો. એના જીવમાં જીવ
ર્યો. તે કોટિધ્વજને દોરીને જયદેવ પાસે આવ્યો.
દેવે કોટિધ્વજને જરાક કેશવાળીએ હાથ મૂકીને પંપાળ્યો.
હાથ થાબડયો. પેંગડામાં પગ મૂકીને તે ઉપર ચડવા
છે, એટલામાં સિદ્ધપુરને માર્ગેથી માર માર કરતી
તી એક સાંઢણી એની નજરે ચડી. એ થંભી ગયો.
પુરને માર્ગેથી અત્યારે કોણ આવતું હશે? એના
ાં પ્રશ્ન થયો. કેશવ ઉપર કાંઈ વિપત્તિ પડી હશે?
રો વીફર્યો હશે? એના મનમાં અનેક શંકા ઊઠી.

એટલામાં તો પેલો સાંઢણીસવાર તદ્દન નજીક આવી
ચ્યો. પૃથ્વીભટ્ટને ઓળખતાં જ તેણે બૂમ મારી:
ારે! પૃથ્વીભટ્ટ.. મહારાજ પોતે...' પણ તેની
ર જયદેવ ઉપર પડી અને તેણે બે હાથ જોડયા:

'પ્રભુ ! આ તો ભારે થઈ છે. હું સિદ્ધપુરથી જ દોડ્યો આવ્યો છું. ભારે થઈ છે. ભારે થઈ છે. રા' ભાગી ગયો !'

'રા' ભાગી ગયો ? કોણે કહ્યું ? ક્યાંક તું ગાંડો થઈ જા નહિ ! કોણે કહ્યું ? હજી તો ગઈ કાલે તું જાય છે—'

'કહેનાર પણ આ રહ્યો !' કેશવે પોતાની સાથે સાંઢણી ઉપર બાંધી રાખેલ ખર્પરકને રજૂ કર્યો : 'ભગવનાર પણ એ છે. રા'નો ગુપ્તચર લાગે છે !'

'પણ એ છે કોણ ? એણે ક્યાંક ખોટું કૌભાંડ કરવા આ કર્યું હોય નહિ ! રા' ભાગે ક્યાંથી ? તેં પોતે ભાગતો જોયેલ છે ? રા' તો એ ભોંયરામાં મજા કરે !'

'ના, મહારાજ ! ના. પ્રભુ ! રા' ભાગી ગયેલ છે. મેં પોતે છેટેથી એની નાગવેલને જોઈ ને ? એની ઉપર રા' જ હતો. અને હવે નાગવેલને પહોંચી વળવું એ કાંઈ છોકરાના ખેલ નથી ! એ તો આકાશમાં પંખીની માફક ગઈ. હજી આંખમાથી એની ગતિની રમણીયતા ખસતી નથી ને ? કાંઈ સાંઢણી છે ! રા' છટકી ગયેલ છે એ ચોક્કસ. ને હવે ? હવે એક એક પળ એક એક જુગ જેવી જાય છે !'

'કયે માર્ગે તેં જોયો ?' જયદેવે ઝડપથી ઘોડા ઉપર સવારી કરી. 'અને આ કોણ છે ? તેં કહ્યું, રા'નો મોકલેલો છે ? ગુપ્તચર છે ? દેખાય છે તો લૂંટારા જેવો !'

'પ્રભુ ! હું લૂંટારો નથી. હું ચોર છું !' ખર્પરકે બે હાથ જોડ્યા.

જયદેવના મનમાં હસવું આવ્યું. પણ આ માણસ એનો વખત કઢાવતો હશે તો ? તેણે ઝડપથી નિશ્ચય કરી નાખ્યો.

'કેશવ ! હવે તું તો પાછો સિદ્ધપુર જ જા. રા'એ કયો માર્ગ પકડ્યો છે ?'

'વાગડપંથનો—'

'બસ ત્યારે—એ વાગડપંથમાંથી વર્દ્ધમાનપુરને રસ્તે ચડ્યો. ચંદ્રચૂડ એને ત્યાં મળે, કે રસ્તે મળે, કે ન મળે. પણ કોને ખબર છે શું થાય ? એટલે તું સિદ્ધપુરથી સીધો વાગડપંથે દોડતો આવ. તારું હજાર ઘોડું હશે. આંહીંથી અલ્યા પૃથ્વીભટ્ટ ! ત્રિભુવનપાલને ખબર કરજે—કે મહારાજે આંહીંનું પાંચસે ઘોડું લઈને આવવા કહ્યું છે. વખતે ન માને તો કે'જે કે આ નિશાની આપી છે—શું નિશાની આપીશ ? કે'જે ને સુસવતા અસ્થિવજ્જરની ઝડપે જવાનું છે. એ તરત સમજી જાશે. આ કોણ છે, કેશવ ? શું કહ્યું તેં ?'

'પ્રભુ ! હું લૂંટારો નથી. હું ચોર છું. લૂંટારો તો બળ બતાવે છે. હું બળ બતાવ્યા વિના માણસની ચીજ ઉપાડી શકું છું ! મારી એ વિશિષ્ટતા છે,' ખર્પરક ડગ્યા વિના બોલ્યો.

'પણ તું છે કોણ ?' જયદેવે ઉતાવળે કહ્યું. એને ખર્પરકની વાત સાંભળવાનો વખત ન હતો.

'પ્રભુ ! મારું નામ ખર્પરક. એક બીજો મારી સાથે છે તે કપર્દક. અમે બન્ને મહાકાલીમંદિરના ચોવીસે ઘડીના ચોપટ–શેતરંજ ખેલાડી છીએ ! લૂંટનારા પણ નથી, ગુપ્તચર પણ નથી: મહાચોર છીએ.'

'મહાકાલી મંદિરના ? તમે ખેલાડી છો ?'

'જૂગટું રમનારા, પ્રભુ ! ચોવીસે ઘડી અમારી

ચોપટ–શેતરંજ ત્યાં ચાલતી હોય. રાજ્યો ને મહારાજ્યો પણ ડૂલ થઈ જાય, એવી એ મા કાલીના સાન્નિધ્યની જુગજુગ જૂની રમત છે !'

જયદેવને ઉતાવળ હતી. એક એક પળ એક એક જુગ જેવી જતી હતી. પણ ખર્પરકની વાતમાં એને કાંઈક ઊંડી રમત દેખાણી. મહાકાલીના નામે પણ એને આકર્ષ્યો, પણ રા'નો આ માણુસ આવી રીતે વખત તો કાઢતો નહિ હોય ના !

'કેશવ ! રા'ને ભગવનાર કોણ આ છે ના ? શી રીતે એણે ભગવ્યો ? ક્યાંક ગપ તો મારતો નથી નાં ? આપણે તપાસ તો કરો !'

'પ્રભુ ! એક એક પળ એક એક જુગ જેવી છે— રા' ભાગ્યો છે . . એ ચોક્કસ છે. મેં પોતે જોયો છે.'

'પૃથ્વીભટ્ટ ! તો તું આ ખર્પરકને પહેલાં પૂરી દે . . ચાલ . . પછી એની વાત . .' જયદેવે ટૂંકામાં પતાવ્યું.

'પ્રભુ ! મને શું કરવા પૂરો છો ?' ખર્પરકે હાથ જોડ્યા : 'હું કોઈ ગુપ્તચર નથી. ગુપ્તચરપણું કરું તો પણ મારી ચોરીને અંગે, રાજરમતને અંગે નહિ. કોઈ રાજ-રમતનો હું લડવૈયો નથી. રા'ને ભગવવામાં મેં કાંઈ રાજહેતુ ધ્યાનમાં રાખ્યો નથી. આંહીં ખેંગારજીને પણ મેં જ ઘણી વાતો કહી છે. પણ, મહારાજ ! મારે તો જીવનમાં આનંદ જ એ છે—મા મહાકાલીના સાન્નિધ્યમાં ચોપાટ–શેતરંજ ખેલવી—રાત ને દિવસ; અને વરસમાં કોઈ ને કોઈ એવું પરાક્રમ કરવું કે જે દેશ આખો સંભાર્યા કરે. આ વખતે હજી કોઈ પરાક્રમ થયું ન હતું. મારે

વરસોણુ છે, પ્રભુ! માતાની.'

'વરસોણુ છે?'

'એટલે દર વરસે એક મહાપરાક્રમ મા મહાકાલીને ચરણે ધરવાનું!'

બીજી વખતે જયદેવે અધીરા બનીને ખર્પરકને ક્યારનો પૂરી દીધો હોત, પણ આજ એની વાતમાં એને કાંઈક લાગ્યું.

'હું, મહારાજ! ટૂંકામાં પતાવી દઉં. તમારે ઉતાવળ છે. મારે પણ ઉતાવળ છે. હું પાંચ પચીસ લક્ષ દ્રમ્મ ચોરનારો ચોર નથી. હું તો દેશભરમાં જે વસ્તુની દિગંત કીર્તિનો ડંકો વાગે એવી વસ્તુ ચોરું છું. રા' નવઘણને એટલા માટે મેં છોડાવી ભગવ્યો. હવે મારે એમાં કાંઈ રસ નથી. પ્રભુ! હજી હું પાટણમાંથી ચોરી જવાનો છું...'

'શું?'

'મહારાજ જો મને ક્ષમા આપે—ને મહાકાલીને થાનકે અમને—મને ને કપર્દકને—પાછા ચોપટ ખેલવા છોડી મૂકે—તો અમારે બન્નેને રાજકાજમાં લેશ પણ રસ નથી. અમે તો નાગવેલને પણ ચોરી લાવીએ. અમારે શું? હું તો મા મહાકાલીનો ઉપાસની ચોર છું. કાંઈ ને કાંઈ માને ચરણે ધરવા—વરસમાં એકાદ વાર નીકળી પડું.. હવે પાટણમાંથી.. ઉપાડવો છે..'

'શું?'

'મેં કહ્યું નહિ, પ્રભુ! મહારાજ વચનથી બંધાય તો હું કહું...'

'તને જાવા દઈશું, જા..!'

'વચન છે મહારાજ? ને ક્ષમા?'

'હા. તું બોલી નાંખ ઉતાવળે.'

'ત્યારે મહારાજ! હું અને મારો મિત્ર કપર્દક ઉજ્જેનના મહાકાલી મંદિરમાં ચોપટ ખેલતા હતા. ખેલતાં ખેલતાં હું પાટણના મહારાજ જયસિંહદેવ સોલંકીનો કોટિધ્વજ અશ્વ દાવમાં હાર્યો છું! એ અશ્વ મારે પાટણ-માંથી વહેલેમોડે લઈ જવાનો છે!'

'કેશવ! અલ્યા પૃથ્વીભટ્ટ..!'

'જુઓ મહારાજ! તમે વચન આપ્યું છે!' ખર્પરકે બે હાથ જોડયા. 'અને મારે માને ચરણે ધરવાનું આ વખતનું પરાક્રમ, રા'ને ભગવ્યો એ, આ પાંચમ પહેલાં ધરી દેવાનું છે. મારો ઉજ્જેન જવાનો વખત થઈ ગયો છે. ને તમારે રા'ની નાગવેલને પહોંચવું હોય તો એકે એક પળ હવે કિંમતી છે.... તમારું વચન સંભાળો!'

'કેશવ! એને જાવા.. દે..' જયદેવે ઉતાવળે કહ્યું: 'હવે તું જા.'

'મેં તો તમને ચેતાવ્યા પણ છે, પ્રભુ! કે મારે કોટિ-ધ્વજ અશ્વ ચોરવાનો છે! ચેતાવ્યા વિના કોઇ મહામોલી ચીજ હું કદી પણ ચોરતો નથી. એવી ચોરીમાં મજા શી છે? એવીને તો મા પોતે જ ન સ્વીકારે. મહારાજ જયસિંહદેવની જે! ..' ખર્પરક બે હાથ જોડીને નમી રહ્યો. જયદેવને આ મહાચોરની વિચિત્ર કથાએ બે ઘડી રા'ની વાત ભુલાવી દીધી હતી. તે હવે ઉતાવળો થઇ ગયો: 'કેશવ! એને છોડી મૂક.. અત્યારે તો જવા..

દે.. એને મહાકાલીની વરસોણ છે—અલ્યા! એટલું તો સાચું બોલ્યો છે નાં?'

'પણ મહારાજ! આ તો..' કેશવે હાથ જોડ્યા.

'પ્રભુ! હું ગુપ્તચર થવાનો નથી. ને મહાચોર આળસવાનો નથી. જુગાર જગતને ભુલાવે છે. ને ચોરી દુનિયાને તજાવે છે. એને ખરી રીતે સેવનારા તો ક્યારેક જન્મે છે! બાકી તો બધા દ્રમ્મ માટે મરે છે! જુગાર ને ચોરી એ પણ જીવનનાં મહામોલાં રત્નો છે—જો રમતાં આવડે તો. બાકી, દ્રમ્મચોર તો કોણ નથી? મહારાજની જે!'

'એને જવા દે, કેશવ! જવા દે—આપણે મોડું થાય છે.'

કેશવે ખર્પરકને મોકળો કર્યો. એ જયદેવને બે હાથે પ્રણામ કરીને નમી રહ્યો.

થોડીવાર પછી એ માલવાને પંથે ચડી ગયો. જયદેવ એને જતો જોઈ રહ્યો.

## ૨૧. જયદેવ રા' નવઘણની પછવાડે પડયો.

'કેશવ! આ તો રા' ઘા કરી ગયો. આપણું નાક એણે વાઢી નાખ્યું. પાટણમાંથી હાથતાળી દઈને એ ભાગી જાય—એ તો હદ થઈ ગઈ. આ ગયો ખર્પરક એ કોઈક જબરો ઉઠાવગીર લાગે છે—એની વાત હવે અત્યારે તો કરવાનો વખત જ નથી, કારણકે પળે પળે રા'ની ને આપણી વચ્ચે છેટું પડતું જાય છે. હવે તું આ જ ક્ષણે આંહીંથી જ સીધો સિદ્ધપુર જા. ને પૃથ્વીભટ્ટ! ત્રિભુવનને ખબર કરી દે . . પાટણના દરવાજામાં પણ જવાનું મારે કામ નથી. નાગવેલને પહોંચવાનો બીજો કોઈ રસ્તો જ નથી . . કેશવ! તમે હવે એને પહોંચી રહ્યા. રા' નાગવેલ ઉપર એકલો ભાગ્યો છે. હવે જોઈએ . . . તમને કહ્યું તે પ્રમાણે કરો . . આ જ ક્ષણે . . બીજો ઉપાય નથી. આ એક જ ઉપાય છે . . જુઓ . . .'

જયદેવે એક સહજ, પોતાની વિશિષ્ટ પ્રકારની પગની કાંઈક ઇશારત, કોટિધ્વજને કરી લાગી. બીજી ક્ષણે હજી તો કેશવ, મહારાજની વાતનું પૂરું રહસ્ય પણ જાણે, તે પહેલાં કોટિધ્વજ ઊડયો. એક ક્ષણમાં તો સવાર ને ઘોડો બન્ને

ઊપડી ગયા. 'એ જાય!' એટલું કહ્યું ન કહ્યું, ત્યાં તો અદૃશ્ય થઈ ગયા. કેશવ શૂન્ય આંખે પૃથ્વીભટ્ટ તરફ જોઈ રહ્યો: 'હવે? ભટ્ટજી! મેં તો કીધું, મહારાજ સૈન્ય લેશે.. ઝડપી સાંઢણી શોધશે .. પણ આ તો ઊપડી ગયા! હવે આ વાત કોને કહીશું?'

'પ્રભુ!' પૃથ્વીભટ્ટે જયદેવને આખી ભયંકર રાત બહાર રખડતા જોયા હતા. એને લાગ્યું હતું કે જયદેવમાં કાંઈક એવું છે જે બીજા હજારો ને લાખોમાં નથી. એટલે એને આમાં કાંઈ નવાઈ ન લાગી. 'પ્રભુ! તમે હવે સીધા સિદ્ધપુર જ ઊપડો. મહારાજે કહ્યું છે તે પ્રમાણે. તે વિના તો મહારાજની અને તમારા સૈન્યની વચ્ચે મેળ જ નહિ મળે. રા'ને મહારાજ ભીડવશે જ કે વખતે દ્વંદ્વયુદ્ધ થશે.'

'પણ ચંદ્રચૂડ ત્યાં આવી પહોંચ્યો હશે તો?'

'એ વાત દંડનાયકજીને હું કરું છું, પ્રભુ! દંડનાયકજી ચંદ્રચૂડના મારગને વચ્ચેથી કાપવા માટે ઊપડે. કાં તો ભેટો થઈ જાય છે!'

'બસ—ત્યારે .. મારે હવે એક પળ ગુમાવવી પોસાય તેમ નથી.'

કેશવે પણ સિદ્ધપુરને માર્ગે પાછી પોતાની સાંઢણીને ખંખેરી મૂકી.

જયદેવે ધાર્યું હતું તેમ જ થયું. કોટિધ્વજ સાથે એકલા તાત્કાલિક ઊપડી જવા સિવાય રા'નો ભેટો કરી લેવાનો બીજો કોઈ માર્ગ જ ન હતો. એમ થાય તો રા' એકલો જ મળી જાય.

પાટણથી ઊપડેલા જયસિંહદેવે સીધો વાગડનો પંથ પકડ્યો.

એણે કોટિધ્વજને મારી મૂક્યો. નવઘણ સીધો વાગડ-પંથે પડ્યો હોય તો સાંજ સુધીમાં પણ એનો ક્યાંક ભેટો થઈ જાય. જયદેવે ઝડપ વધારી મૂકી.

એ જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ એની ચિંતા વધવા માંડી.. હજી સુધી નવઘણના કોઈ વાવડ મળ્યા ન હતા. મુંજપુર છોડ્યું. પાસેની એક વાડીએ જરાક પ્રાતઃકાળ આટોપવા તે થોભ્યો. ત્યાં એને પહેલ-વહેલા સમાચાર મળ્યા કે મારમાર કરતો એક સાંઢણી-સવાર આંહીંથી રણને પંથે ઊપડ્યો છે. જયદેવે પણ માર્ગ બદલાવ્યો. એ રા'ની જુક્તિ કળી ગયો. નાગવેલને પહોંચે એવી કોઈ સાંઢણી નથી એ એનો ગર્વ હતો. રણમાં તો પોતે નાગવેલ ઉપર હોય, એટલે જાણે આકાશી વિમાનની પાંખ ઉપર બેઠો. મધરણમાં પહોંચે તે પહેલાં જો રા' પકડાય તો જ પકડાય. નહિતર થઈ રહ્યું. વાડીવાળા પાસેથી જયદેવે કટક બટક ખાધું ન ખાધું, ને એણે તરત કોટિધ્વજને પાછો ઉપાડી મૂક્યો.

જૂનાગઢની પ્રતિષ્ઠા ને પાટણની પ્રતિષ્ઠાની સ્પર્ધા મંડાણી હતી. રા'ની નાગવેલ આગળ ધપી રહી હતી. કોટિધ્વજ પૂરપાટે પાછળ પડ્યો હતો.

બપોર થયા. આકાશમાંથી લૂ વરસવા માંડી. અગ્નિ, અગ્નિ ને અગ્નિ ચારે તરફ પ્રકટ્યો હતો. પૂર્વ દિશામાં બપોર ઢળ્યે કાળી વાદળી મંડાણી. જાણે સાંજ પહેલાં જળ બંબાકાર થઈ જાશે એવાં ચિહ્નો પ્રકટ્યાં. મુંજપરથી ઊપડેલો જયસિંહ પંચાસર છોડી આગળ વધ્યો. હતો. રા'એ અનુભવી યોદ્ધાની દૃષ્ટિએ પોતાનો માર્ગ પકડ્યો.

આગળ આવતા રેતાળ પંથકમાં સાંઢણી સિવાય બીજું કોઈ પ્રાણી ફાવે તેમ ન હતું.

જયસિંહે ઉતાવળે ઉતાવળે રેતાળ પંથ પણ કાપવા માંડયો. હવે તો સ્પષ્ટ રીતે રા'નો આ પંથ જ છે એ નક્કી થયું. દોડતી સાંઢણીનાં ઝડપી પગલાંની એક મોટી લિપિ-માળા સામેના રણમાં સ્પષ્ટ દેખાતી હતી. જયસિંહે એ પગલે પગલે કોટિધ્વજને લીધો.

રા'નો વિચાર કચ્છના રણને કાંઠેકાંઠે થઈ વર્દ્ધમાન-પુરનો માર્ગ પકડી લેવાનો હતો. રણમાં એને નાગવેલ ઝપાટાબંધ ઉપાડી જાય ને વર્દ્ધમાનપુર પહોંચે—પછી તો જોઈ લેવાશે. પછી તો સામે મોંએ જુદ્ધ વિના કોણ ગગો એને અડકી જવાનો છે? ને નળઆવળીમાંથી ઊપડેલું ચંદ્રચૂડનું સેન એને ક્યાંક ને ક્યાંક પંચાલને માર્ગે ભેટી જવાનું. વર્દ્ધમાનપુર છોડીને એ સીધો પંચાલને પંથે ચડવાનો. રા'નો આ માર્ગ જયસિંહે પોતાના મનમાં ઉતારી લીધો. કચ્છના મધરણ પંથને એ સ્પર્શી જાય તે પહેલાં જ રા' ને પહોંચવું રહ્યું.

સાંજ નમવા માંડી હતી. ચારે તરફ વાદળાં ઘેરાતાં હતાં. આગલે દિવસે વરસાદ પડી ગયાનાં ચિહ્ન દેખાવા માંડયાં. જયસિંહ પોતાનો માર્ગ સાવચેતીથી ને ઉતાવળથી કાપી રહ્યો. તેણે કોટિધ્વજની ઝડપ વધારી. ઘોડો સમજી ગયો હોય તેમ એણે વેગ પકડયો. જાળનાં ઝાડઝુંડમાંથી એણે પોતાનો માર્ગ કાપ્યો. થોડીવારમાં સામે મેદાન દેખાયું, અને મેદાનમાં પંખિણીની માફક ઊડતી નાગવેલ એની નજરે ચડી. તે મનમાં ને મનમાં ડોલી ઊઠયો. પણ બીજી

જ ક્ષણે એ પળેપળની કિમ્મત સમજી ગયો. મેદાન વટાવે એટલે રા' રણનો રાજા હતો. ઘોડાને એનું છેલ્લું સામર્થ્ય અજમાવી લેવાનું સૂચન કરતો હોય તેમ ડોક ઉપર એણે જરાક હાથ પંપાળ્યો.

રા'ને ગંધ આવી ગઈ લાગી. તેણે પણ પંખણીને ઉડાડી. આકાશી હવામાં તરતી સમળીની માફક એની ચાલે ઝડપ વધારી. પોતે સરત જીત્યો છે એની રા'ને ખાતરી થઈ ગઈ. મેદાન આ આવ્યું, આ વટાવ્યું ને હમણાં રેતીનો મહાસાગર દેખાશે! તેણે પછવાડે હાથ હલાવીને જાણે જયદેવને ટોકરી વગાડવાનું કહી દીધું! જયદેવ પરિસ્થિતિ કળી ગયો હતો.

બન્ને વચ્ચે સરત જામી. ટેકરી, ડુંગરી, જાળ, ઝાંખરામાં ઘડીભર એ ખોવાઈ જતાઃ પાછા પ્રકટ થતા. ઘડીમાં નજીક દેખાતા એક પળમાં દૂર પડતા—પણ બરાબર પગલે પગલાનો હિસાબ રાખતા જતા હતા. મેદાનનો હવે અંત આવી રહ્યો હતો. સવાલ માત્ર બેચાર પળનો જ હતો. વચ્ચે એક ભૂખ જેવા તળાવડાની પાળ દેખાતી હતી. એ પાળ વટાવે એટલે વિશાળ રણનો પટ. રા'એ ઝડપ કરી. જયદેવે ઝડપ વધારી.

રા'એ નાગવેલને તળાવડા ઉપર હંકારી.

પણ એ પાળ ઉપર આવ્યો. સામે જોયું અને એનાં ગાત્ર ઢીલાં થઈ ગયાં: 'ઓતત્તારીની! આ તો ભારે થઈ!'

'રાણંગ!' રા'એ કહ્યું: 'આ તો ભૂખડીબારશ જેવું તળાવડું જળબંબાકાર થઈ ગયું લાગે છે. ભારે થઈ. બેચાર દીમાં વરસાદ પડી ગયો લાગે છે! હવે?'

'વરસાદે તો ધાણ કાઢયો, પ્રભુ!'

'હવે લ્યો ચકરાવો ત્યારે..'

'બીજો મારગ ન મળે.. એ તો મૂઆ નહિ ને પાછા થયા. હવે તો પાછા આવ્યા એ મારગે જઈએ ત્યારે!'

જયદેવના ઘોડાના દાબડા નજીક આવતા સંભળાતા હતા.

'ઠીક ત્યારે, કરો કંકુના. કેટલુંક પાણી હશે?'

'પાણી તો ગોઠણ સમું..પણ ફસકાણી તો?'

'કોણ નાગવેલ? મા ભવાની જેવી રખેવાળી છે, રાણંગ! તળાવડું પાર થાય તો પછી આપણે રાતના રાજા. પછી છોકરો ભલે વાંસે ઘોડચો આવે. આ દાબડા એના જ સંભળાય છે. કે' ને બિચારાને કે હવે પાછો વળ, પાછો—મા ઘેર રાહ જોતાં હશે. આ છોકરો આવી રહ્યો છે પાછળ—એને રાણંગ! રણમાં તળ રાખી લેવાનો ભારે લાગ પણ છે. તળાવડું પાર થાય એટલે પછી ગગો આપણને પહોંચી રિયો. પછી તો રેતી જ રેતી છે. ભલે ઘોડચો આવે. મોકો જોઇને ઘા કરશું. ભલે એ ય જોતો રે'. જે મા ભવાની!' રા'એ બે હાથે પોતાની ધોળી દાઢીને સરખી કરી.

રા'ની નાગવેલ તળાવડામાં ઊતરી. ધીમેધીમે તળાવડું પાર થઇ જવા આવ્યું. નાગવેલ સહીસલામત સામા કાંઠા સુધી પહોંચી જતી દેખાઈ. જયદેવનો જીવ જીવમાં બેસી ગયો. સામે તો પછી ભયંકર રેતીનું મેદાન હતું. રાત જેવું ધાબું હતું. રા' જેવો દુશ્મન હતો. પંખિણી જેવી સાંઢણી હતી. ઘોડો હવે પહોંચી વળે એ અશકય હતું. રા'ને મળવાનો મોકો હરપળે ચાલ્યો જતો

હતો. રા' ધરાર નાક કાપીને ભાગી ગયો. જયદેવનો જીવ ઊકળી આવ્યો.

પણ એટલામાં બરાબર સામે કાંઠે પહોંચતાં જ એક મોટો ધબાકો થયો

જયદેવ જોઈ રહ્યો. ચીકણી માટીમાં સરરરર કરતો નાગવેલનો આગલો પગ સરકી ગયો હતો. તેણે તેને ધબ દઈને નીચે ઢળતી દીઠી. પણ પડતાં પડતાં તેણે એક ઝોક લીધો. રા' તો કૂદીને સામે કાંઠે જઈ પડ્યો હતો. પણ નાગવેલ ફસાઈને નીચે પડી હતી. રાણીંગ આગળ ઊડી ગયો. જયદેવે એ જોયું. તેણે રા'ને પડકાર્યો. 'નવઘણજી! હવે હિસાબ આંહીં જ પતાવી લઈએ. થોભો—થોભો—રણનો કાંઠો છે. રાત જેવું થાઉં છે. આવો મોકો ફરી નહિ મળે. આ તો પંચાસરની ભોમકા કહેવાય—હવે થોભો. જુદ્ધ આપીને જ હવે તો જાજો!'

રા'એ વિષાદભર્યો ઉત્તર વાળ્યો: 'આવો, જેસંગભા! આવો. આપણો ભેટો આંહીં નિર્માયો લાગે છે. તમતારે તળાવડામાં થઈને હાલ્યા આવો!'

એ જ વખતે જયદેવે પોતાની પાછળ કોઈનો અવાજ સાંભળ્યો, ને એ થંભી ગયો: ત્રિભુવનપાલ મારમાર કરતો પાછળ આવી પહોંચ્યો હતો. તેની સાથે કેટલાક ઘોડે-સવારનું જૂથ હતું.

રા'એ નવા આવનારાને જોયા. એના પેટમાં ધ્રાસકો પડ્યો. બાજી હાથથી ગઈ હતી. પણ તેણે શાંતિથી જયદેવને આવતો જોયો. તે પોતે નાગવેલની પાસે પહોંચી ગયો. સામાન્ય પ્રસંગે એ ફસકાઈ પડી હોત તો તો સવાલ જુદો હતો.

આજ તો રા'નું માથું વઢાઈ ગયું હતું. તેણે નાગવેલને નિહાળી. લાંબીચત અચેતન જેવી એ પડી હતી. રા'એ પ્રેમથી નાગવેલના ગળા ઉપર હાથ ફેરવ્યો: 'બાપ! નાગવેલ! મહારાણી! બાપ!..'

પણ નાગવેલમાં ચેતન ઘટતું જતું હતું. લાંબા ભયંકર ઝડપી મુસાફરી પછી એકદમ થયેલો ધુબાકો એને મરણતોલ ફટકો મારી ગયો હતો. પણ તેણે રા'નો અવાજ પારખ્યો: 'બાપ! મહારાણી! નવસોરઠની રાણી! નાગ-વેલ! બાપ!'

રા'ના અવાજનો પ્રેમનો રણકો, જીવનભરના આ વિશ્વાસુ પ્રાણીની ચેતનાએ પણ પકડી લીધો લાગ્યો. જીવન-મૃત્યુ વચ્ચે ઝોકા લેતા જંગમાં એના સ્પર્શે એણે જરાક આંખ ઉઘાડી. સહેજ પૂછડું હલાવ્યું. એની ટોક જરાક ધ્રૂજી. આખે શરીરે સહેજ કંપ થયો.

એવામાં ત્રિભુવનપાલ ને જયદેવ આવી પહોંચ્યા. એમના મન ઉપર પણ રા'ની વાણીનો રણકો અજબ જેવી છાપ મૂકી ગયો. હવે રા' ભાગી શકે તેમ તો હતો નહિ. એમણે આ વિશ્વાસુ પ્રાણીની છેલ્લી પળોને લેશ પણ દુભવવામાં રજપૂતીધર્મનો ભંગ દીઠો. તે બોલ્યા વિના ત્યાં ઊભા રહ્યા.

'સોરઠની બાપ! મહારાણી! મહારાણી.. આ જ તો બાપ! ત્રિભુવનપાલજી! હવે સોરઠની સમૃદ્ધિ પરવારી—એની મહારાણી ગઈ!'

વીંછીના કાંટા જેવો અણનમ રા' ત્રિભુવનપાલને સંબોધે એમાં દુઃખનો અવધિ હોવી જોઈએ. રા'ના આખા શરીરમાં ન વર્ણવી શકાય એવી વેદના જોવાતી હતી. જયદેવે

એ જોયું. એણે એક પણ શબ્દ ન બોલવામાં ઔચિત્ય દીઠું.

'હોય રા'! એ તો એમ જ હાલે, નવઘણજી!' ત્રિભુવને કહ્યું: 'વખતે હજી બચી પણ જાય. આંહીં ક્યાંક ધાંધો રબારી, માલધારી રે' છે. એને બોલાવીએ હમણાં. ભિલ્લુ! તું જા, ઊપડને, તને ખબર હશે!'

એ પળમાં બેત્રણ સવારો ત્યાંથી ઊપડ્યા.

'મને દખધોખો એ ગયો એનો નથી, બા! મને મૂકીને પોતે આગળ હાલી નીકળી એનું દખ છે. આપણે તો કોલ હતો, નાગવેલ! મહારાણી—એકહારે મરવાનો—ફટ્ રાણી! તેં કોલ ભૂલીને, મને આંહીં રેતીને ઢાળે એકલો રખડાવ્યો નાં? નવસોરઠ આ જ રાંડ્યો, બાપ! અને હવે તો આ રા' ય કેટલા દી? તું ગઇ, તારું માતમ ગયું: મને હવે કોણ ઓળખે? હું કેટલા દી હવે?'

રાણુંગને ઢસડાતો ઢસડાતો પાસે આવતો રા'એ જોયો.

'કેમ બા! તને કેમ છે? મહારાણી તો મૂકીને હાલી નીકળી!' રા'ના અવાજમાં વિષાદ હતો.

રાણુંગ કાંઈ બોલ્યો નહિ. તે ઢસડાતો આવીને નાગવેલને ગળે વળગી પડ્યો. રા'ની તો રાણી ગઈ હતી. પણ એની તો મા ગઈ હતી. એની આંખમાંથી આંસુ હાલી નીકળ્યાં.

રા' નવઘણની નાગવેલના આ દૃશ્યે તો જયદેવને છક્ક કરી મૂક્યો.

પણ એને હરેક પળ કિંમતી હતી. ત્રિભુવનપાલ દોડ્યો હતો જ એટલા માટે—એણે મહારાજને ઉતાવળે સમાચાર પણ આપી દીધા હતા. ચંદ્રચૂડને વઢવાણ સુધી

તગડવા પાંચસો ઘોડું પાટણથી રવાના કરીને એ આ બાજુ દોડયો આવ્યો હતો. સિદ્ધપુરમાં બર્બરકે તો મહાઉત્પાત મચાવ્યો જ હતો. હવે એક પળના વિલંબ વિના ત્યાં દોડવાનું હતું. કેશવ તો એટલા માટે ત્યાં જ પડયો રહેવાનો હતો.

'એમ કરો રા' . . . .' જયદેવ બોલ્યો : 'નાગવેલને વાંધો રબારી સંભાળશે. ને આપણે પાછા . . .'

'હા, બાપ ! હાલો. હવે તમે રા'નું મડદું આંહીં ખેંચો કે ત્યાં ખેંચો એમાં કાંઈ વાંધો નથી, બાપ ! તમે કહો ત્યાં હાલું. એમાં શું ? મારા દી પૂરા થઈ ગયા. સિંહ જેવા ચાર છોકરા છે. વેર લેશે—લેવું હશે તો—બાકી, મારી તો રાણી ગઈ, એટલે સોરઠનું સિંહાસન ગયું ! હું હવે કેટલા દી ? મારી શક્તિ તો હાલી ગઈ. એના વિના હું તો મુડદું—હાલો, હવે તમે કહો ત્યાં આવું, જેસંગભા ! તમે એ'ક નાના છો, બાપ ! ને તમને શી ખબર પડે ? આ ત્રિભુવનપાલજી તમને કે'શે, કોણ વધે ? રાજ, રાણી, સિંહાસન કે સાંઢણી ? તમે કાંઈ નદીનાળાં, ઝાંખરાં, ધરા, વોંકળા, વેકરા, રેતીના પટ, ડુંગરા, ટેકરા રખડયા છો, તે ખરી ભોમકાની પ્રીત્યુંની તમને ખબર પડે, બાપ ? વાઘરણ નદીના ખોયાણ પેટાળમાં, પંચાળનો લીલો કુંજાર ધરતીપટ નિહાળતાં નિહાળતાં, આ સોરઠની રાણી જેવી નાગવેલને માથે ચડીને, સોનાની ઘુઘરીના રણકારા વાગતા હોય ને ઘેલો સોમનાથની જાત્રા જેણે કરી હોય—જેસંગભા ! એને મન પછી ત્રણ ભવનનું રાજ ઈ સફલું ! હાલો બાપ ! હવે તો મેં તરણું લીધું છે, એમ જ સમજી લ્યોને. હવે કયાં મહારાણી નાગવેલ છે કે રા' ઢીલો પડે તો એની રાણીની

આબરૂ ધૂળ મળે ? નાગવેલ હઇને તો રા'એ અનેક ધાડાં કર્યાં. અનેકને ધૂળચાટતા કર્યા. હવે રા' ઢીલો પડે તોય કાંઈ નહિ. એના જીવતાં તો કોઇએ રા'ને હાથ અડાડ્યો નહિ, એટલે મારી મહારાણી તો આબરૂભેર ગઈ નાં ? લ્યો, બાપ ! આ સમશેર તમારે રાખવી છે નાં ?—લ્યો ! '

જયદેવ જવાબ આપે તે પહેલાં સો સવાસો માણસોનું ટોળું આ બાજુ આવતું લાગ્યું. એમને મોખરે જાડો દડબા જેવો કોઈ રબારી આવતો હતો.

ધાંધાએ આવીને પ્રણામ કર્યા. જયદેવ મહારાજને પોતાને આંહીં જોઇને એને આશ્ચર્ય થયું. મહારાજ પ્રેમથી તેની સામે જોઈ રહ્યો.

' ધાંધા ! આ એક સાંઢ ફસાણી છે, જો તો . . ' ત્રિભુવનપાલે કહ્યું.

ધાંધાએ ચારે તરફ સાંઢણીને ફરતો આંટો માર્યો. એની આંખનાં પોપચાં ઉઘાડ્યાં. દાંતની દાઢ દીઠી. પૂંછડા પાસે ફર્યો. પગ જોયો. આવીને વિચાર કરતો ઊભો રહ્યો.

' કેમ ? કેમ લાગે છે ? '

' વખતે બચે—બચે તો ના નહિ—આવરદા બળવાન છે, પણ છ મહિના વરસનો પડદો લેશે ! '

' હેં ! બચે . . ? ' રા'ની આંખમાં અનોખું તેજ ચળકી ઊઠ્યું. ' તો તો તું જ અમારો ભગવાન. તો તો છ મહિના એની પાસેથી આઘો ન ખસું. ભગવાન સોમનાથના નામે. ખરચનું લેખું નથી હો. તું મને ઓળખ છ નાં ? હું રા' સોરઠનો. આ કાંઈ મારી સાંઢણી નથી હો— આ તો સોરઠની રાણી છે ! '

ધાંધાએ હાથ જોડ્યા: 'મારાથી ક્યાં અજાણ્યું છે, બાપુ? આ નાગવેલની દાદી અમારે ત્યાંની!'

'એમ?'

'ત્યારે નહિ?'

જયદેવ વિચાર કરી રહ્યો હતો. રા'ની પ્રાણી ઉપરની પ્રીતિ એણે જોઈ હતી. પણ એ પ્રાણી જ એનું સિંહાસન હતું. એટલે એને એકલો રેઢો પણ મુકાય તેમ ન હતો. ત્રિભુવને એના કાનમાં કહ્યું: 'છો રે'તો, મહારાજ! એક થાણું મુંજપરમાં મૂકી દેશું. ભદ્રેશ્વરમાં દાદાકને કહેવરાવી દેશું. ને વાઘેલમાં પણ એક થાણું રાખીશું. આંહીં કિલ્લેદારી કરી દેશું. પછી કેમ જાય છે એ જોઈ લેવાશે!'

'પણ ત્રિભુવન! આ તો રા' માંડ—' જયદેવ એટલું જ ધીમેથી બોલ્યો.

'સપડાણો છે એ ખરું. પણ અત્યારે એને લેવામાં હવે ગૌરવ નથી, કાકા! નાગવેલ ઉપર હોત તો વાત જુદી હતી.'

'રા'! તમતારે આંહીં રહી જાઓ ત્યારે—ધાંધો તમને ઓછું આવવા નહિ દીએ! કેમ ધાંધા?' જયદેવે મોટેથી કહ્યું.

'અમારા આંખમાથા ઉપર, ભા! રા' જેવા મહેમાન અમારે ત્યાં ક્યાંથી?' ધાંધો બોલ્યો.

'આંહીં કાલ બીજા સૈનિકો આવશે—આંહીં એક કિલ્લો બાંધવો છે. તું જ બધું સંભાળજે, ધાંધા!'

ત્રિભુવને ધાંધાને એક બાજુ લીધો: 'ગાંડાભાઈ! આ તો રા'...'

'બાપુ! મારું ક્યાં અજાણ્યું છે—'

'આંહીંથી હવે ભાગશે તો નાક તારું કપાશે. હમણાં પાટણથી ભાગ્યો ને જાતો આંહીં ફસાણો—એવી વાત છે. તારે રાતદીની ચોકી થઈ. રસ્તે રસ્તો જોતો રે'જે. એના છોકરા ઘા મારી જાય નહિ!'

'આંહીંથી કોઈ ગગો ચસકે નહિ, પ્રભુ! બીજું શું—આવડું ઝાલીને પાછું તમને સોંપવું!'

'થયું ત્યારે. કાલે બીજા સૈનિકો આવશે. એક થાણું મુંજપુરમાં પડ્યું છે. કાંઇક પણ શંકા લાગે તો ત્યાં ખબર કરવી!'

'તમારે કહેવું નો પડે. બીજું શું?'

રા' વાત કળી ગયો લાગ્યો: 'દંડનાયકજી! એમ તો મેં પણ ભગવાન સોમનાથને નામે પાણી મૂક્યું છે. નાગવેલ વિના રા' જૂનાગઢનો, હવે બીજી સવારી કરે નહિ, ભા! તમે નચિંત રો!'

'અમે તો નચિંત જ છીએ, નવઘણજી!' જયદેવે કહ્યું: 'અમને ચિંતામાં ચિંતા આટલી કે વખત છે ને, આંહીં તમારી ઊઠબેશ બરાબર નહિ થાય તો? તમે અમારા છ મહિનાના હવે તો મહેમાન. એટલે અમને ચિંતા એ પેઠી છે!'

'સાચું બાપ! સાચું! તમારી મહેમાની માણશું—ને વળી વગડાનો મજો માણવો હશે તો કહેવરાવશું, ભા!'

થોડીવાર પછી રા'ને ત્યાં છોડીને જયદેવ ને ત્રિભુવનપાલ મુંજપર પાછા ફર્યા.

## ૨૨. મુંજાલે પ્રાપ્ત કરેલું મહત્ત્વ

**જયસિંહદેવ** રા'ની પછવાડે ગયો છે એ સમાચાર ત્રિભુવનને મળ્યા, ત્યારે પહેલાં તો એ આભો જ બની ગયો હતો. એનાથી છૂટા પડ્યાને હજી તો બહુ વખત પણ થયો ન હતો. પણ જ્યારે પૃથ્વીભટ્ટે બધી વાતની એને સમજણ પાડી, ત્યારે એને આશ્ચર્ય થયું હતું. એણે હવે એક ક્ષણના પણ વિલંબ વિના મહારાજની પાછળ દોડવું જોઇએ. એટલે તેણે તરત એક ઝડપી સાંઢણી લીધી હતી. થોડા સવારો સાથે લીધા હતા. બીજાને પાછળ આવવાનો માર્ગ બતાવ્યો હતો. મુંજાલને એકને કાને વાત નાખી હતી અને તરત મહારાજની પાછળ જવા માટે એ ઊપડી ગયો હતો.

પણ ત્રિભુવનપાલ ગયો, એટલે પાટણમાં જેના ઉપર ભાર મૂકી શકાય એવા બે જ માણસ બાકી રહ્યાં: જગદેવ પરમાર અને મુંજાલ. સાંતૂ મહાઅમાત્ય હતો—પણ અત્યાર સુધી એ પોતાની રાજનીતિનો પોતે ઘડવૈયો હતો; હવે એ બીજાની રાજનીતિનો માત્ર કરવૈયો હતો આ ફેરફારમાં એ પોતાની જાતને હજી બરાબર મેળવી શક્યો ન હતો.

જયસિંહદેવ રા'ની પછવાડે એકલો દોડ્યો એ વસ્તુએ

અનેકને મુગ્ધ કર્યાં હતા. અનેકને ક્ષુબ્ધ પણ કર્યાં હતા. મુંજાલ તો એમાંથી એક જ રહસ્ય પામી ગયો હતો. રાજા આ વિચિત્ર છે. એ તમામે તમામ પરાક્રમ એને નામે જ ચડે એવી મહત્ત્વાકાંક્ષાનો જબરજસ્ત ઉપાસક છે. એટલે મુંજાલ હવે હરપળે બર્બરકના સમાચાર મેળવવા અધીર થઈ રહ્યો હતો. એવા કોઈ મહત્ત્વના સમાચાર મળે તો એ પોતે જ મહારાજ પાસે એ લઈ જવા ઇચ્છી રહ્યો હતો.

એટલામાં એને તે દિવસે જ ખબર મળ્યા કે, સાંજે જ કેશવનો એક માણસ આવી રહ્યો છે. તે જગદ્દેવ પાસે આવે છે. જગદ્દેવને આપવાના અગત્યના સમાચાર એ લાવી રહ્યો છે. મુંજાલે સરસ્વતીકિનારે આવનારની પ્રતીક્ષા માંડી. સાંજ પડી ગઈ. પણ હજી આવનાર આવ્યો નહિ. નગર આખું ફરીને પાછું ફર્યું. રાત થઈ. અંધારું શરૂ થયું. પ્રહરીઓએ ઘંટાઘોષ કર્યા. દ્વારપાલોએ નાદ આપ્યા. એ કાંઈ સાંભળતો ન હોય તેમ મુંજાલ સરસ્વતીને કિનારે ફરી રહ્યો. આજની તક એ ગુમાવે તો પછી બીજી કોઈ તક એને માટે હતી નહિ.

'પૃથ્વીભટ્ટને સૂચના મળી છે...' તે વિચાર કરી રહ્યો.. 'ઝાંઝણ રાત્રે આવે છે. એને સીધો પરમાર પાસે લઈ જવાનો છે. બર્બરકનો પ્રશ્ન છે, એટલે રાત્રે ગમે ત્યારે એ આવે, પણ એને એક ક્ષણ પણ ખોટી કરતા નહિ—એટલે ઝાંઝણ આવશે એ તો ચોક્કસ છે. પ્રશ્ન ક્યારે, એટલો જ છે—પણ એ ગમે ત્યારે આવે, રાહ જોયા વિના છૂટકો જ નથી! એને જ પકડવો જોઈએ. પરમાર પાસે સમાચાર ગયા પછી તો તીર હાથમાંથી છૂટી ગયું

ગણાય.'

અંતે તેણે સામે કિનારેથી એક હોડી આ તરફ આવતી જોઈ. એ ઊભો થયો. હોડીના ઉતરાણની દિશા તરફ પોતે આગળ વધ્યો. ઉતરાણની પાસે એ પહેલવહેલો પહોંચી ગયો. થોડી વાર થઈ અને હોડી આવી. તેમાંથી એક કસાયેલો, કદાવર, કાળો આદમી બહાર આવ્યો. તેણે પોતાની કેડે જંગલવાસીઓ બાંધે છે એવું એક નાનું તીક્ષ્ણ શસ્ત્ર બાંધ્યું હતું. હોડકાને સ્થિર કરીને તે કાંઠા ઉપર કૂદી આવ્યો. તેણે ચારે તરફ દૃષ્ટિ કરી. પછી તે નગરની દિશા તરફ ચાલ્યો. મુંજાલે અનુમાન કર્યું કે આ માણસ જ કેશવનો મોકલેલો હોવો જોઈએ. એ બે ડગલાં ગયો કે તરત મુંજાલે બૂમ પાડી : 'ઝાંઝણ ! અલ્યા કોણ—ઝાંઝણ જાય છે કે ?'

પોતાના નામની બૂમ સાંભળીને તે અટક્યો. 'કોણ ?' તેણે સામે પ્રશ્ન કર્યો.

'સવાલજવાબ પછી કરજો,' મુંજાલે આજ્ઞાવાહી સ્વરે કહ્યું : 'તમને કોણે કેશવ નાયકે મોકલ્યા છે ના ?' ઝાંઝણ આજ્ઞા કરનારના રણકાથી આશ્ચર્ય પામ્યો.

એને ખબર હતી કે મહારાજ જયદેવ તો પાટણમાં હતા નહિ. આવો આજ્ઞાધારી સ્વર તો મહામંત્રી વિના બીજા કોનો હોઈ શકે ? પણ મહામંત્રી સાંતૂ વિષે એણે સાંભળ્યું હતું તે ખરું હોય, તો એમણે મહારાજના કામમાં વચ્ચે આવવાનું માંડી વાળ્યું હતું. બર્બરકનો પ્રશ્ન મહારાજે પોતાનો કરી લીધો હતો. અત્યારે બર્બરક વિષે જગદેવને ખબર કરવા એ આવ્યો હતો. અને એ વિષે અતિશય ગુપ્તતા

જાળવવાની હતી.

'મને કોણે મોકલ્યો છે, એ કોણ પૂછે છે, એ જાણ્યા પછી કહેવાય એવી વાત છે!'

'મને તું નથી ઓળખતો ? તું મુંજાલ મહેતા સામે બોલે છો' ઝાંઝણને નામનું ગૌરવ સ્પર્શી ગયું. પણ એને મળેલો હુકમ સ્પષ્ટ હતો. તે શાંત ઊભો રહ્યો. પછી તેણે બે હાથ જોડી મુંજાલને નમન કર્યું. મુંજાલ બોલ્યો: 'કેશવ નાયકે તને મોકલેલ છે એ મને ખબર છે. તારી પાસે અત્યંત અગત્યના સમાચાર છે. હું એ સમાચારની જ રાહ જોઉં છું. મહારાજની આજ્ઞાથી ત્રિભુવનપાલ દંડનાયક પણ રા'ની પછવાડે ગયેલ છે. એટલે તારે આ સમાચાર એકદમ મહારાજને આપવા જવાનું છે. સાંઢણી તૈયાર જ છે.'

ઝાંઝણ વિચારમાં પડી ગયો. એને તો આ સમાચાર જગદેવને આપવાની સ્પષ્ટ આજ્ઞા હતી. આંહીં વાત જુદી થતી હતી.

આજ્ઞા ઉઠાવવા સિવાય બીજા કામનો એણે ભાગ્યે જ જીવનમાં વિચાર કર્યો હતો. એટલે એ મૂંઝાયો. મુંજાલ એની મૂંઝવણ કળી ગયો.

'કેશવ નાયકે તને મોકલ્યો છે તે બરાબર છે. પણ નાયકને શી ખબર કે મહારાજ આંહીં નહિ હોય? એટલે તને પરમારનું નામ આપ્યું. તું પરમારને ખબર કર; પરમાર તરત મહારાજની આજ્ઞા લ્યે. પણ આંહીં તો વસ્તુસ્થિતિ જુદી છે. મહારાજ હજી આંહી આવ્યા નથી. સમય બચાવવાનો પ્રશ્ન એ કાંઈ જેવોતેવો પ્રશ્ન નથી. આ તો બર્બરકનાં કામ છે. ઢીલ થાય તેવી રીતે કામ

બજાવશે તો જશને બદલે જૂતિયાં મળશે. મને આ ખબર પડી, ને હું આંહીં તરત જાતે દોડયો જ છું એટલા માટે.'

ઝાંઝણને મુંજાલની વાતમાં કાંઈ વિરોધ કરવા જેવું લાગ્યું નહિ. એ તો જંગલે જંગલનાં ઝાડે ઝાડ ઓળખનાર જંગલી માણસ હતો. આ સમાચાર છેવટે તો મહારાજ માટે જ હોઈ શકે એ વાતની તો એને ખાતરી હતી. આ મારફત કે તે મારફત—એમાં મહાન ભેદ હોઈ શકે એ રાજરમતની એને કાંઈ ગતાગમ પડી નહિ.

મુંજાલે હવે ભય બતાવ્યો : 'આંહીં અત્યારે તો રાજમાતા છે. એમને ખબર પડશે તો કદાચ તું મહારાજને આ વાત જ નહિ કરી શકે. અને મહારાજને આ ખબર જ નહિ પડે તો તમારા નાયકને પણ ભોં ભારે પડશે. મહારાજ મુંજપુર છે. તું મારી સાથે આવ . . પછી છે કાંઈ વાંધો ?'

'હા, પ્રભુ ! તો બરાબર . . પણ પરમારને ખબર કરીએ . . તો ?'

'તો તું સવાર પહેલાં જઈ રહ્યો. તું કનસડે જાય. પછી ખબર કરે. અઢીવાળો દુર્ગપાલને પૂછે. દુર્ગપાલ હા પાડે. પછી દરવાજો ઊઘડે. એટલામાં તો સૂરજ ઊગશે, ઝાંઝણ ! તો તો પછી કાલે રોંઢે નીકળાશે. ને છેવટે પરમાર પણ તને કહેશે કે મહારાજને ખબર કરીએ.'

ઝાંઝણને વાત સાચી લાગી. સમય બચે ને મહારાજને સમાચાર આપી દેવાય. તે તરત ઉપડવા માટે તૈયાર થયો. સાંઢણી ઝપાટાબંધ મુંજપુરને માર્ગે નીકળી.

મુંજાલે ધાર્યું હતું તેમ જ થયું. જયસિંહદેવને બર્બ-

રકના ખબર પડ્યા અને એ આનંદી ઊઠ્યો. પોતાને માટે કોઈ મહાન પરાક્રમની ભૂમિકા તૈયાર થતી જોઈને એને ઉત્સાહનો વેગ ચડ્યો. એણે દંડનાયક ત્રિભુવનપાલને પાટણથી સૈન્ય લઈને જગદ્દેવની સાથે સિદ્ધપુર આવી જવા માટે પાટણ મોકલ્યો. પોતે એકલો પરબારો સિદ્ધપુર જવા ચાલી નીકળ્યો.

## ૨૩. બર્બરકજિષ્ણુ

સિદ્ધપુર પાસેના વિસ્તીર્ણ અને ભયંકર જંગલની એક નાની સરખી કેડી ઉપર ત્રણ માણસો જઈ રહ્યાં હતાં. સંધ્યાનો સમય હતો. આકાશમાંથી અંધારું ધીમે ધીમે નીચે ઊતરતું આવતું હતું. આ ત્રણે જણા ઉતાવળમાં હોય તેમ ઝપાટાબંધ ચાલી રહ્યા હતા. ત્રણેમાંથી કોઈ કાંઈ બોલતું ન હતું.

કેડીએ કેડીએ તેઓ એક નીલાઘાસછવાયા મેદાનમાં આવી પહોંચ્યા. મેદાનની ચારે તરફ જંગલ ઝૂકી રહ્યું હતું. મેદાન વીંધે એટલે જંગલની શરૂઆત થતી હતી. આ જંગલ એટલું ગાઢ હતું કે એનો સામેનો પાર કોઈએ કોઈ દિવસ જોયો ન હતો. મહાન સમુદ્ર જેમ એ અનંત હતું.

'ઝાંઝણ!' વચ્ચે ચાલી રહેલા રાજવંશી જેવા માણસે કહ્યું : 'રસ્તાની બરાબર ખાતરી છે કે? હવે અંધારું પણ આવે છે—ને જંગલ પણ જામે છે!'

'ખાતરી?' ઝાંઝણે જવાબ વાળ્યો. 'અંધારે હાથ મૂકીને દરેકે દરેક ઝાડને, મહારાજ! હું ઓળખી કાઢું.

રાત ને દી આ જંગલ મેં ખેડ્યાં છે. ખાતરી ન હોય તો તો, પ્રભુ! હું ખબર જ ન આપું! આ કાંઈ જેવીતેવી વાત છે?'

'કેશવે તારી જંગલમાહિતીની વાત તો મને કરી છે . . . એટલે તો તેં સંદેશો આપ્યો અને તરત હું સીધે-સીધો મુંજપુરથી પરબારો આંહીં આવ્યો.

દંડનાયક કાં તો કાલે સવારે પાટણથી આંહીં આવી પહોંચશે. પણ મને મોટામાં મોટી બીક માની છે—ત્રિભુવન જઈને વાત કરશે કે કાકા તો સિદ્ધપુર પરબારા ગયા છે અને મને આંહીં મોકલ્યો છે, સૈન્ય સાથે જગદેવ પરમારને બોલાવવા; એટલે કાં તો મા પોતે જ રાત માથે લઈને પણ આવવા માટે ચાલી નીકળશે!

ને આ બર્બરકનું ટોળું રાતે તો વધુ ભયંકર બને છે! તું પરબારો મને મળ્યો એ ઠીક થયું. મુંજાલ વિના કામ ગોટે ચડી જાત!'

'આજે જ એ સૌ આંહીં હશે. પછી આ મોકો ન મળત. મારા સમાચાર સોળ વાલ ને એક રતી નીકળવાના છે. એ બધાનો સંકેત છે—આજે આંહીં ભેગા થવાનો. એ તો આપણે હમણાં જોઈશું. પણ હવે સહેજ પણ અવાજ ન થાય એ આપણે જોવું પડશે. બર્બરકનાં માણસો ઝાડની ડાળી ઉપર પણ બેઠેલાં રહે છે. ને આ જંગલની કેડી એક વખત કોઈ ભૂલે—પછી ભલેને દિવસોના દિવસો આંટા માર્યા કરે, એમાંથી જાણકાર સિવાય, બીજો કોઇ રસ્તો કાઢી જાય નહિ. આગળ એક જગ્યાએ તો ચારે પગે થઈને જ જવાય છે. ગાઢ અંધારું થાય તે પહેલાં

એટલો ભાગ આપણે વટાવી લઈએ એટલે બસ. પ્રભુ ! હું હવે આગળ ચાલું છું. મારે પગલે પગલું આગળ વધી શકાશે. ક્યાંય ભય જેવું હશે તો હું તરત થોભી જઈશ.'

ઝાંઝણ આગળ ચાલ્યો. જયદેવ એની પાછળ હતો. મુંજાલ પછવાડે આવી રહ્યો હતો. બોલ્યા ચાલ્યા વિના તેઓ જંગલની કેડીએ આગળ વધ્યા. થોડી વાર પછી ચારે તરફ ઘાસથી છવાયેલું એક મોટું બીડ આવ્યું. એમાં માથોડા ઉપરવટ ઘાસ ઊભું હતું. એમાં તો કોઈ રસ્તો જ ન હતો. પાસે પાસે ચાલ્યા જતા બે જણ જો છુટ્ટા પડી જાય—તો બે ઘડી પછી એમાંનો કોઈ કોઈને મળી જ શકે નહિ. એમાં માલધારીઓના નેહડા દેખાતા હતા. ઝાંઝણે એક નેહડાની દિશા સાંધી.

થોડેક ગયા ત્યાં કોઈ રબારી એમની જ રાહ જોઈને ઊભો હોય તેમ લાગ્યું. તે મોંમાંથી કાંઈ બોલ્યો નહિ. પણ ઝાંઝણે કાંઇક નિશાની કરી. જવાબમાં પેલાએ દૂરના એક મહાન વૃક્ષ તરફ દૃષ્ટિ કરી. બીજો કાંઈ ઉત્તર ન વાળ્યો. ઝાંઝણ તરત ચારે પગે થઈ ગયો. ને પેલાએ જે દિશા તરફ દૃષ્ટિ કરી હતી તે તરફ ચાલ્યો. જયદેવને ઈશારતની ભાષાથી આશ્ચર્ય થયું હતું. તેને આ નવા અનુભવથી વધારે આશ્ચર્ય થયું. પરંતુ એક શબ્દ પણ ન બોલવાની ઝાંઝણની વાત એને યાદ હતી. તે પણ બોલ્યા વિના ઝાંઝણની જેમ આગળ વધ્યો. પણ એની પાછળ આવી રહેલો મુંજાલ અત્યારે આ જોઈને ખરી ચિંતામાં પડ્યો હતો. સેનાનાયક કેશવનો સંદેશો પરમાર માટે હતો. એ સંદેશો મુંજાલે જ મહારાજને પોતાને મુંજપુર

જઈને પહોંચાડી દીધો હતો. એ રીતે આંહીં અત્યારે એ મહારાજ સાથે વધારે પરિચયમાં તો આવ્યો હતો, પણ પોતે ઉઠાવેલા સાહસ વિષે એને હવે મનમાં ગડભાંગ થતી હતી. જયસિંહદેવ તો બર્બરકનું સ્થાન શોધીને—રાતમાં જ એના ઉપર હલ્લો કરવાની વાત વિચારી રહ્યો હતો. જ્યારે બર્બરક વિષે કહેવાતી માનુષી-અમાનુષી શક્તિનો સાચો ક્યાસ તો હજી અંધારામાં જ હતો.

એટલે મુંજાલ, મહારાજ સાથે ચાલી રહ્યો હતો ખરો, પણ એના મનમાં જુદી જ મથામણ થતી હતી.

શી રીતે જગદેવ પરમાર આવી જાય—ને ત્યાર પછી જ જયદેવસિંહ બર્બરક સાથે યુદ્ધ ઉપાડે—એ એની ચિંતાનો વિષય હતો.

ત્રણે જણા ચારે પગે ઘાસનું નિબીડ જંગલ વટાવતા આગળ વધ્યા. પેલા રબારીએ બતાવ્યું હતું તે ઝાડ પાસે દેખાયું. ઘડીભર તેઓ શાંત રહ્યા.

પછી ઝાંઝણ અત્યંત ધીમે પગલે આગળ વધ્યો. થોડીવાર પછી એ પાછો આવ્યો : ' કોઈ નથી, પ્રભુ ! હજી કોઈ દેખાતું નથી . .'

'પણ ઝાંઝણ ! કોઈ છુપાયું હશે તો ?' મુંજાલ બોલ્યો.

' મેં ડાળીએ ડાળી નિહાળી લીધી છે, પ્રભુ ! ચાલો. પછી તો અંધકાર જામી જાશે. અને પત્તો પણ નહિ ખાય ! બર્બરકની જાતમાહિતી મેળવવી હોય તો આ જ રસ્તો છે !'

મુંજાલ આગળ ચાલ્યો. તેઓ પેલા મહાન વૃક્ષ તરફ જઈ રહ્યા હતા. કદાચને બર્બરક એમના ઉપર હુમલે

કરે તો ? મુંજાલના મનની ચિન્તા વધી હતી.

એટલામાં પેલું મહાન ઝાડ આવ્યું. ત્રણચાર માણસો ફરતો હાથનો આંટો મારે ત્યારે માંડ માંડ બથમાં આવે એટલું જાડું તો આ ઝાડનું થડ હતું. ઊંચે દૃષ્ટિ કરે તો સૂરજનું એક કિરણ પણ ન પામે એવી ઘટ્ટ છાયા હતી. ઝાંઝણ ત્યાં ઊભો રહ્યો. તેણે ચારે તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી ઝાડવે ઝાડવું નિહાળવા માંડયું. ડાળીએ ડાળી એની દૃષ્ટિમાં આવી ગઈ. પોતાના નિરીક્ષણથી એને સંતોષ થયો લાગ્યો. પછી તેણે ધીમેથી અંગૂઠો ભરવાય ને હાથ લાંબો કરતાં જરાક આધાર મળે, એટલી નાનકડી બખોલો થડમાં શોધી કાઢી. તે ધીમેથી ઉપર ચડવા માંડયો. થડ ઉપર પહોંચી તેણે લાંબા થઈને પોતાનો હાથ નીચે નમાવ્યો : ' પ્રભુ ! આ બાજુ મારે ટેકે ઉપર આવી જવાશે. અંદર પછી બધા બેસી શકે તેવું છે ! '

જયદેવ ને મુંજાલ એક પછી એક ઉપર પહોંચ્યા. ઝાંઝણે હજી પણ એક વાર ડાળીએ ડાળીએ પોતાની દૃષ્ટિ ફેરવી લીધી. એને આટલી ચોકસી રાખતો જોઈને મુંજાલના પેટનું પાણી થઈ ગયું હતું. જયસિંહદેવ તેની દરેકે દરેક હિલચાલ ઉપર નજર રાખતો હતો. જ્યારે ઝાંઝણને ખાતરી થઈ ગઈ કે તરત એ ઝાડના પોલાણમાં સરી પડયો. એટલી જ ઝડપથી જયસિંહદેવ ને મુંજાલ પણ અંદર ગયા. નિરાંતે બેસી શકે એટલી જગ્યા જોઈને બન્ને જણા છક્ક થઈ ગયા. એમણે ઉપર દૃષ્ટિ કરી તો અંધારું આવી રહ્યું હતું. કોઈક કોઈક તારા નીકળતા હતા. થોડીવાર થઈ ને કોઈનો બોલવાનો અવાજ સંભળાયો. તે એકદમ સ્થિર થઈ ગયા :

'એટલે તો તમને બોલાવ્યા કે, ભૈ! આ તમારો પથારો આંહીં પડ્યો છે તે સંકેલો તો સારું,' બહારથી અવાજ આવ્યો. 'ભાગવું હોય તો ભાગો. થોડાક દી આઘાપાછા થાવું હોય તો તેમ કરો.પણ આંહીં રાજાનું માણસ રાત-દી આંટા મારે છે. એક હજાર તો થોડું છે.' જે રબારી ઝાંઝણને મળ્યો હતો તે લાગ્યો. એના જવાબમાં હોય તેમ બીજો અવાજ સંભળાયો: પણ આ બીજા અવાજના ઘેરા જોરદાર નાદે જયસિંહદેવને સચેત કરી દીધો: 'કોણ છે?' ઝાંઝણે અત્યંત ધીમેથી કહ્યું: 'આ બર્બરક પોતે બોલે છે...' મુંજાલની અસ્વસ્થતા વધી ગઇ.

'એમાં તમે શું કરવા નાહકના મૂંઝાઓ છો? એક હજાર શું દસહજાર થોડું કેમ નથી? અમારું ય માણસ ભેગું થાતું આવે છે. ત્યાં સુધીમાં આ જંગલમાં બાબરાને ગાંજી જાય એવો બે માથાળો હજી તો કોઈ પાકયો નથી. ને એમાં આ છોકરાંવ! તમે શું કરવા મૂંઝાઓ છો?'

'ભૈ! પણ તમે લડો પાડેપાડા—ને એમાં ખો થાય અમારો ઝાડનો એનું શું? બે પાંચ દી આઘાપાછા થઈ જાઓ. ત્યાં રાજાનાં માણસ હાલ્યાં જાશે. પછી વળી પાછું ક્યાં અવાતું નથી?'

'પણ એમ કાંઈ હાર્યો દા લેવાય? અમારે પણ નાક ને નોક બેય છે.'

'ઈ તમે જાણો, ભૈ! આ તો તમે આંઈ પડ્યા રો' એમાં કોઈનો જેવારો નથી. અમારો ને તમારો સૌનો મરો. તમે તો રાતે નીકળો—પણ રાજાનાં માણહ અમને દીએ કનેડે એનું શું? તમતારે આજ સંતલસ કરો—પાંચ-

પંદર દી આવાપાછા થયા ઈમાં શું ? પાછું કે' છે ને બોલ્યો, જગદેવ પરમાર આવ્યો છે ! એને તો માતા હાજરાહજૂર છે. લ્યો, સંતલસ કરો, મારે તો પાછું વાવમાં આઢવું છે !'

આ જંગલમાં બાબરો વારંવાર આવતો. એણે ઠેકાણે ઠેકાણે સંતાવાની અનેક જગ્યાઓ રાખી હતી. આંહીંનું જંગલ પણ એમાંનું એક હતું. એક ઠેકાણે બેત્રણ દિવસથી વધારે તો એ ભાગ્યે જ રહેતો. પણ કેશવનું દબાણ વધ્યું હતું ને આ વખતે આ જંગલમાંથી ભાગી છૂટવાનો હજી લાગ આવ્યો ન હતો. આજે હવે યુદ્ધ કરવું, ભાગવું કે સંતાઈ જવું, એનો નિર્ણય કરવા માટે તેઓ મળવાના હોય તેમ લાગ્યું. આ ઝાડ સંકેતસ્થાન જણાયું. રબારી ગયો લાગ્યો. જરાવાર શાંતિ રહી. પાછો બહારથી અવાજ સંભળાયો. પણ એ અવાજ તદ્દન જુદો હતો. જયસિંહદેવને આશ્ચર્ય થયું. રૂપાની મધુર ઘંટડી વાગતી હોય એવી સુંદર સ્વરાવલિ આ જંગલમાં અત્યારે સંભળાય એનો ભેદ એ કળી શક્યો નહિ. ઝાંઝણે અત્યંત ધીમેથી કહ્યું: ' મહારાજ ! પિંગલિકા પણ આંહીં આવી લાગે છે. એ બાઈએ આ ભૂતને પડછાયાની પેઠે સાચવ્યો છે: પ્રાણની પેઠે જાળવ્યો છે. આ અવાજ એનો છે, પ્રભુ !'

' બાબરા ! તું એમ માને છે કે હું મરવાથી ડરું છું એટલે તને આ કહું છું ? તારી પડખે ઊભાં રહીને તને ઝેરપાયેલાં તીર કોણે આપ્યાં છે ? તારાં અસ્ત્ર રાત અને દિવસ ઝેર સીંચીસીંચીને તૈયાર કોણ કરે છે ? ભૂંડા ! તારું પડખું સેવીને હું મરણથી ડરું એમ ? અને મરણથી

ફરીને તને આ વાત કરું એમ ? આજ તને ખબર નથી, પણ પાટણ આખું ફરી ગયું છે. મદનપાલને જયદેવે જનોઈ-વઢ કાપી નાખ્યો એ તેં ન જોયું ? રા'ને એણે હંફાવ્યો એ તેં ન સાંભળ્યું ? અત્યારે આપણું કોઈ કહેતાં કોઈ પાટણમાં નથી. અને એ પણ ઠીક—મેં તને રાત અને દિવસ, ભયંકર ખડકોમાં, ખડબચડી મોટી કાળમીંઢ ભેખડોમાં, રેતિયા પથ્થરોમાં, લાલરંગી મહાન શિલાઓમાં ભવ્ય સ્વપ્નોની સૃષ્ટિ નિહાળતો જોયો છે. તેં તારી કલ્પનામાં દુર્ગો, વાવો, તળાવો, સેતુઓ ને શિલ્પકૃતિઓ અને એવાં મહાન મંદિરો ઊભાં કર્યાં છે કે જેમની પાસે સુરેન્દ્રની અમરાવતીનાં ધામ પણ તુચ્છ લાગે. તું એક એક પથ્થરમાં એક એક એવું કાવ્ય મૂકે છે કે વિશ્વકર્મા પણ એ જોઈને છક્ક થઈ જાય. તને પથ્થરમાં ફૂલ દેખાય છે. તેં જ મને નહોતું કહ્યું કે વલ્લમંડલ પાસે કુદરતે પુષ્પના નહિ—પથ્થરના બગીચા બનાવ્યા છે. તારી પાસે આકાશના તારાના તેજને પણ ઢાંકી દે એવાં રત્નો છે. તારી પાસે દિવસો સુધી જલમાં છાનો વિહાર કરનારી નૌકા છે. સાતે સમુદ્રનાં અણમોલ મોતી તારી પાસે છે. ભૂંડા ! તારી પાસે શું ઓછું છે કે તું રાજાના નગરને ખંડેર કરવાનું કામ કરે છે ?'

'ત્યારે તને ખબર નથી, પિંગલિકા ! હું મહાકાલીનો ઉપાસક. ખંડેર જોઈને જે આનંદ મને આવે તેની તને કલ્પના પણ ન આવે. તને ક્યાં ખબર છે કે પથ્થરમાં કાવ્ય છે, અને માણસમાં તો પથ્થર પણ નથી ! હું પથ્થરને પૂજું, પણ માણસને તો સંહારું. નરમુંડની માળા મા ભવાની અમસ્તાં પહેરે છે ? જે ખંડેરો કરશે, માનવને

સંહારશે, એ વહેલેમોડે માનવને કાંઈક આપશે! અને હું પોતે શું કરું? મેં જે ઉપાસના કરી, એ ઉપાસનાએ મને સંહારનો આનંદ બતાવ્યો છે! એ આનંદ વિના હવે હું જીવું શી રીતે?'

'હું તો તને કહું છું, બર્બરક! ભૂંડા! સમય આવ્યો છે. તારી મનઃસૃષ્ટિમાં પડેલાં પથ્થરનાં કાવ્ય જ ગાને! શું કરવા ઊંધે રવાડે ચઢે છે? આ રાજા પાટણનો—જયસિંહદેવ—કહે છે કે ઘેલો છે. એને જ સંભાળી લે ને. નવે ખંડમાં તારી નામના રહી જાશે. એવો ઘેલો રાજા પૃથ્વીને ક્યારે મળવાનો હતો?'

'કેમ ઘેલો છે? ઘેલો છે એટલે?'

'ઘેલો છે એટલે જેવી તને શિલ્પસ્થાપત્યની ઘેલછા છે એવી જ રાજાને પણ ઘેલછા છે. એને પૃથ્વીનો ખૂણે ખૂણો શણગારવો છે! તને ત્યારે ખબર નથી લાગતી?'

'શાની?'

'પાટણમાં તો વાત પણ ચાલે છે કે, રાજા જયસિંહને રાતે ઊંઘ આવતી નથી. ધરતીમાતા એને વારંવાર સ્વપ્નમાં આવે છે. આવીને એની સામે ઊભાં રહે છે. ઊભાં રહીને પોકાર કરે છે કે, "હે રાજા! મને શણગાર દે. મને આભરણ દે. મને આભૂષણ આપ!" રાજા તો દેશવિદેશથી વિદ્વાનોને આમંત્રીને આ પ્રશ્નનો પ્રત્યુત્તર મેળવવાનો હતો, ત્યાં તો આ તારી રંજાડ વધી, ને એ વાત અધૂરી રહી. તારી પાસે વિદ્યા છે. રાજા પાસે પૃથ્વી છે. નવખંડમાં તારી નામના રહેશે. શું કરવા નાહકનો વિદ્યા વેડફી દે છે? હું મરણથી ડરતી નથી. તું લડીશ તો તારી

પડખે જ ઊભી છું, પણ ભૂંડા! માણસને રંજાડવાથી ફાયદો શો? તારી પાસે અણમોલ તો સૃષ્ટિ છે!'

'ત્યારે તને થાક ચડ્યો લાગે છે. તારું આ કામ નથી. પિંગલિકા! તું બેઠી બેઠી ભરત ભર્યાં કર!'

'એ તો હું ભરું છું ને ભર્યાં કરીશ. પણ તને કહું છું કે પાટણમાં પરમાર જગદેવ આવ્યો છે, ચોસઠ જોગણીઓ એને હાજરાહજૂર છે. એ આંહીં યુદ્ધ કરવા આવવાનો છે.'

'તો જોઈ લેવાશે. મરશું તો સામે મોંએ રણમાં મરીશું. બાકી સિદ્ધપુર નહિ હોય. પાટણ નહિ હોય. કર્ણાવતી નહિ હોય. એના સૌના ટીંબા રહેશે. અને એ ટીંબા ઉપર બાબરાનું નામ રહેશે. સિદ્ધપુર તો કાલે જ નહિ હોય!'

'પણ કાલે તો પરમાર આવે છે..!'

'ત્યારે તે પહેલાં જ સિદ્ધપુરનાં ખંડેર બનશે... અને એ ખંડેરમાં જુગજુગાંતર મારું નામ ગવાશે!'

'બાબરા! તને આ શું થાય છે? તું પથ્થરમાં જે મહાકાવ્યો રચે છે, એ જોતાં તો માણસમાત્ર ડોલી ઊઠે છે. મને તો તારામાં વિશ્વકર્માનો વાસ લાગે છે! અને પાછો તું જ ખંડેરમાં રાચે છે. આ શું? ખંડેરમાં—ભૂંડા! માનવ ન હોય, કિલ્લોલ ન હોય, આનંદ ન હોય. એમાં તને શી મજા પડે છે?'

'તને એ નહિ સમજાય. જેણે જેણે ખંડેર કર્યાં છે એણે તો માનવને માનવ બનાવ્યા છે. માનવ વિનાનાં ખંડેર જોઉં છું, અને મને મા ભવાનીની નરમુંડમાળા યાદ આવે છે! માનવ ઉપર પ્રેમ રાખનારા છેવટે હતાશ થાય છે!'

'અરે! પણ ભૂંડા! હું તારી પછવાડે રણે રણે, જંગલે જંગલે, યુદ્ધે યુદ્ધે ભટકું છું—એનું શું? એ પ્રેમ વિના? હું તારા ઉપર પ્રેમ નથી રાખતી? હજી તને શંકા છે?'

બર્બરક કાંઈ બોલ્યો નહિ.

'બોલને, કેમ બોલતો નથી?'

બર્બરક બોલ્યો પણ એનો અવાજ ફરી ગયો હતો.

'તું માનવ નથી, પિંગલિકા!' જયદેવ ને સૌ આ અવાજ સાંભળી રહ્યા. આ અવાજ શુદ્ધ માનવી હતો. એમાં માનવતા રણકી રહી હતી. એનાં બે રૂપ લાગ્યાં: એક માનવનું, એક જંગલીનું.

'ત્યારે હું કોણ છું?' પિંગલિકા હસી ઊઠી. તેણે બર્બરકનો હાથ ઝાલ્યો લાગ્યો: તે એની હડપચી હલાવતી બોલી: 'હેં! ભૂંડા! બોલને, હું માનવ પણ નહિ? હું કોણ ત્યારે? હું પણ તને દગો દઈશ, એમ?'

'ના, તું માનવ નથી. દગો તો માનવ દે. તું માનવ ક્યાં છે?' બર્બરકનો અવાજ ધીમો, શાંત પણ કાંઈક કરુણ હતો.

'હું કોણ છું ત્યારે?'

'તું માનવથી પર છો. માનવમાં કોઈક વખત કોઈ અ–માનવ આવે છે. તું અ–માનવ છે. તું દેવી છે. પિંગલિકા! તું જ એક મારી રહી શકી છો. મને ઘણી વખત થાય છે કે તું ભરત ભર્યા કરે, હું પથ્થરા ઘડ્યા કરું, કોઈ નદીને કાંઠે આપણે નૌકામાં ફર્યા કરીએ, પણ હાયરે! કોણ જાણે મારામાં શું વસી રહ્યું છે, કે એ વિચાર

આવતાં જ એક એવો તો ઉગ્ર જોસનો ધક્કો મળે છે ને મને એ ભયંકર બનાવી દે છે કે માનવમાત્રને સંહારવાનું મને મન થઈ આવે છે, સંહાર—સંહાર—નાશ—ખંડેર—મારા અણુએ અણુમાં આ વાત ભરી છે. નરશોણિતની ઉપાસનાથી મેં એ સિદ્ધ કરી છે. માનવદ્રોહે મને એ શીખવી. હવે એ ભૂલી ન ભુલાય. હું શું કરું ? કોને કહું ? ક્યાં જાઉં ? મને કોણ વશ કરે ? કોણ વશ કરી શકે ? કોની તાકાત છે કે મને મુક્ત કરી શકે ? મારે સંહાર જ કરવો રહ્યો અને સંહારમાં આનંદ લેવો રહ્યો !'

'બાબરા !' પિંગલિકાનો મિઠ્ઠો અવાજ સાંભળીને જયસિંહદેવ પણ એક ઘડીભર ચકિત થઇ ગયો. આટલો કોમળ અવાજ એણે કદી પણ સાંભળ્યો ન હતોઃ 'મને ખબર છે. મને ખબર છે. તારામાં એ સત્ત્વ વસે છે. તું માનવ છે. તું જંગલી પણ છે. પણ હું તારું પડખું કદી પણ તજનાર નથી. હવે તો આ જગદેવ પરમાર આવે છે.'

'જગદેવ આવીને મને શું કરવાનો હતો, પિંગલિકા ? બાબરા સામે કોઈ ફાવી જાય એ વાતનાં ફીફાં સમજ. વર્ષો સુધી જેણે નરમાંસથી મા ભવાનીને આરાધ્યાં છે—એ શું એક જગદેવથી ડરશે ? જગદેવ પણ કોણ છે ?'

બર્બરકનો અવાજ પાછો ફરી ગયો હતો.

'માની તારા ઉપર રખેવાળી હશે—પણ, બાબરા ! કે' છે, પરમારને તો માએ સ્વહસ્તે અજિતાસિદ્ધિનું અણમોલ કંકણ પહેરાવ્યું છે ! તેનું શું ?'

બર્બરક એક મોટું હાસ્ય હસી પડ્યોઃ 'અરે ! ગાંડી ! અજિતાસિદ્ધિનું કંકણ—અને મા સ્વહસ્તે જેને પહેરાવે—

એ પહેરનારો તો શું, એ જોનારો પણ, અજિત થઈ જાય છે !'

જયસિંહદેવ મુંજાલ પાસે સર્યો : તેણે બહુ જ ધીમેથી કહ્યું : ' મુંજાલ ! બાબરાનો શબ્દે શબ્દ હવે પકડજે હો ! '

' મહારાજ ! . . . ' મુંજાલ જયસિંહદેવના શબ્દમાં રહેલી ઉત્સુકતા જોઈ ભય પામ્યો. એને લાગ્યું કે નક્કી રાજા ક્યાંક વહેલો ઘા કરી બેસશે. અને આ બર્બરક ભયંકર છે. એની સામે કોઈ બળ કામ કરી શકે તેમ નથી.

' અને છતાં એને વર્યું હોય—આ રા' નવઘણના ચંદ્રચૂડને વર્યું છે તેમ . . '

' અરે ! તમે ચંદ્રચૂડને મફતનો મોટો માન્યો છે. એને કંકણ વર્યું નથી. માએ પહેરાવ્યું નથી. એણે તો માને નામે પોતે પહેર્યું છે. જગદેવને વર્યું હશે તો જોઈ લેવાશે. બાકી, જુદ્ધમાં ડરીને હું ભાગું તો તો મારી મા મને નકારે. અને આ જયસિંહદેવ આવે છે—એ તો ભલે ને આવે ને ભલે સૈન્ય લાવે. એનાથી કોણ ડરે ? '

' પણ બાબરા ! રાજા જયસિંહદેવ પોતે પણ જબરો ઉપાસક છે હો. મેં તો પાટણમાં કાનોકાન સાંભળ્યું છે. અને એને પણ, કહે છે, અજિતાસિદ્ધિનું કંકણ વર્યું છે ! '

બાબરો હસી પડ્યોઃ ' અરે ! ગાંડી ! એમ તે કાંઈ વસ્તુ રસ્તામાં પડી છે તે બધાને વરે ? તો તો બધા અજિત જ થઈ જાય. અજિતાસિદ્ધિ કંકણ તારા જયસિંહદેવને વરે તો શું—? એને એનાં દર્શન પણ ન મળે ! એ જોવા મળે તો ય એ અજિત થઈ જાય. માનું કંકણ જોનારો હજી સુધી તો કોઈ જીવતો ગયો મેં જાણ્યો નથી. તું કહે છે

તેમ જગદેવ કંકણ પહેરનારો હોય તો ભલે—બાકી તો કોઈ મેં સાંભળ્યો નથી! વસ્તુ કાંઈ એમ વગડામાં પડી નથી કે ગમે તે ઉપાડી લ્યે!'

'જોનારો જીવતો જાય નહિ એમ? તેં શું કીધું?' જયદેવ મુંજાલ પાસે વધારે નજીક સર્યો: ધીમેથી એના કાનમાં કહ્યું: 'મુંજાલ! હવે તો દરેકે દરેક અક્ષર પકડવાનો છે હો!'

મુંજાલને કાંઈ સમજણ પડી નહિ. પણ જયદેવના અવાજમાં રહેલી આતુરતાએ એને વિચાર કરતો કરી મૂકયો. જયદેવ તો ધ્યાનથી સાંભળી રહ્યો હતો.

'જીવતો કયાંથી જાય? છાતી ન હોય પણ નર્યું વજ્જર હોય એવો કોઈક જ માનું ચંડિકારૂપ પળ બે પળ માંડ જીરવી શકે! એવું લોહ કોની છાતીમાં ભર્યું હોય? એવો કોઈક જ નરપુંગવ નીકળે—જે નિર્ભય રહીને માનું રૂપ જોઈ શકે. એવા સાથે દ્વંદ્વયુદ્ધ કરતાં હારીએ તો ય આપણને કીર્તિ મળે! એ મારી જાય તો ય આપણું નાક રહે! બાકી, બીજા બધા તો ભલેને ફીફાં ખાંડ્યાં કરે. સેનાપતિ શું—સેનાપતિનો બાપ કેમ નથી આવતો—? ગોફણમાંથી છૂટતા ગડગડિયાના વરસાદે કેકના સાંધા ઢીલા કરી નાખ્યા છે. જયસિંહદેવ પોતે પણ આવીને શું કરવાનો હતો? આપણાં અસ્ત્રોની કરામત જ ન્યારી છે. ગોફણિયાનો વરસાદ પડતાં જ સૈનિકો તો ભાગી જાશે!'

'પણ ભૂંડા! ત્યારે વાત મૂકને. આટલી વિદ્યા વરી છે તો એમાંથી જ નામના કરી લે ને! કાલ તો પછી જગદેવ આવ્યો હશે!'

'પણ તે પહેલાં તો સૌને ભરખી લેવા છે—તેનું શું? કાલ સવારે તો કોઈ જીવતો જ નહિ હોય! આજની રાત જાય એટલે કાલથી હું અમર!'

જયદેવ વિચાર કરી રહ્યો. તેણે કાંઈક નિશ્ચય પણ કરી લીધો. થોડીવારમાં તો ત્યાં બાબરાના મુખ્ય માણસો આવી પહોંચ્યા. એક પ્રહર રાત્રી બાકી રહે ત્યારે રુદ્રમહાલય ઉપર તૂટી પડવું, એવો નિશ્ચય થઈ ચૂક્યો. થળમાં જળ ને જળમાં થળ કરી દેવું. પછી લાગે કે જગદેવ આવ્યો છે તો બર્બરક નિશ્ચય ફેરવશે. આજે રાત્રે એ ઉપાસના કરીને પોતાનો નિર્ણય બાંધશે. બાકી, રુદ્રમહાલય ઉપર પાછલે પહોરે તૂટી પડવું!

બર્બરકનો નિશ્ચય થઈ ગયો. થોડીવારમાં સૌ વેરાઈ ગયા. પણ એ નિશ્ચયે જયદેવને વિચાર કરતો કરી મૂક્યો હતો. પાછા ફરતાં આખે રસ્તે કોઈ કાંઈ બોલ્યું નહિ. જયસિંહદેવ ગંભીર બની ગયો હતો. મુંજાલ એ અનુભવી રહ્યો હતો. સૈન્યના પડાવ પાસે પહોંચ્યા અને ત્યાં જયદેવ ઊભો રહી ગયો: 'મુંજાલ! કેશવને કહેવરાવો. સૈન્ય તૈયાર કરે. આપણે હમણાંથી જ રુદ્રમહાલયના સાન્નિધ્યમાં ગોઠવાઈ જઈએ! સવારે તો આપણે હલ્લો કરવો છે!'

'પણ પ્રભુ.. બર્બરકની વાત આપણે ન સાંભળી? જગદેવથી જ એ ધ્રૂજતો લાગે છે. જગદેવને બોલાવવા હમણાં જ બીજો સાંઢણીસવાર મોકલીએ . . તો?'

'હા, એ મોકલો. ઝાંઝણને જ મોકલો. પણ આપણે એક પળ પણ હવે ગુમાવવી નથી. એની વાત સમજાઈ ગઈ છે!' જયદેવ શ્રદ્ધાથી બોલી રહ્યો હતો: 'અને

આપણે જ એને વશ કરવો છે. જગદેવ આવશે ત્યાં તો વિજયોત્સવનો શંખનાદ થતો હશે !' મુંજાલને કાંઈ સમજ પડી નહિ—પણ રાજાની નિર્ભયતાએ એને છક્ક કરી દીધો.

પ્રભાતના ચારના સુમારે તો આખું સિદ્ધપુર હાલકડોલક થઈ ઊઠયું. કોઈને ક્યાંય ને કોઈને ક્યાંય એમ બર્બરકના સૈનિકો સૌ સૂતેલા વિદ્યાર્થીઓને આડાઅવળા ફેંકી આવ્યા હતા. ગામ આખું ત્રાહ્ય ત્રાહ્ય પોકારી ગયું. બર્બરક પોતાના જંગલી સાથીઓ સાથે તૂટી પડ્યો હતો. ઠેરઠેર એમણે નાશનું તાંડવ શરૂ કર્યું હતું. જગદેવ પરમાર ! જગદેવપરમાર ! એ આવ્યા કે નહિ—એના નામનો પોકાર પડી રહ્યો હતો. એટલામાં તો સૈનિકોની તૈયારીના શંખનાદ સંભળાવા માંડયા—રણભેરી ગાજી ઊઠી; ઝાંઝ, પખાજ, ઢોલ, ત્રાંસાં, વાજિંત્રો એકીસાથે ગર્જી ઊઠ્યાં. લોકો ઘેરઘેરથી જોવા નીકળી પડ્યા. એક હજાર ઘોડેસવારનું જબરજસ્ત અશ્વદળ એમની નજરે ચડયું. એની મોખરે કેશવ હતો. એની પડખે એમણે મુંજાલ મંત્રીને દીઠા. સૈનિકોથી વીંટાયેલો મહારાજનો કોટિધ્વજ દેખાયો. ગગનભેદી ઘોષ જાગ્યો: 'મહારાજ જયસિંહદેવનો જય !' લોકોમાં ઠેરઠેર વાત ફેલાઈ ગઈ. જગદેવ નથી આવ્યો, પણ આ તો મહારાજ પોતે જ આવ્યા છે. કેટલાકને નવાઈ લાગી. કેટલાકને સાહસ લાગ્યું. કેટલાકને ભય લાગ્યો. કેટલાકને ક્ષોભ થયો. પણ સિદ્ધપુર આખું વીંધીને અશ્વદળ આગળ વધ્યું. બર્બરકના સૈનિકો ભયંકર ચિચિયારીઓ કરતા આમતેમ ઘૂમી રહ્યા હતા. ઠેરઠેર પથરાનો વરસાદ પડતો હતો. અગ્નિના ગોળા જેવા સળગતા પદાર્થો આકાશ-

માંથી ખરતા હતા. ઝેરી ડંખીલાં તીરો આવતાં હતાં. જયદેવે બર્બરકનો પાછળનો ભાગવાનો રસ્તો રોકવા માટે પહેલવહેલાં મુંજાલને એ તરફ મોકલી દીધો. કેશવને પડખેથી હુમલો કરવાની આજ્ઞા આપી. પોતે એની સામે સૈન્યને દોર્યું. એમ ને એમ મોં સૂઝે તેવું થયું. યુદ્ધ હજી ગર્જી રહ્યું હતું.

અજવાળું થતાં જ બર્બરકના ભયંકર, કાળા, ધિંગા મજબૂત સૈનિકો ગોફણે ચડાવી ચડાવીને પથરાઓ ફેંકતા દેખાયા. તીર, ભાલાં, તલવાર ને ગદા કરતાં પણ એમના ગોફણિયામાં વધારે સંહારશક્તિ હતી. એમની વચ્ચે, મોટો, કાળો, તાડના ત્રીજા ભાગ શો, એક મર્કટીયંત્ર જેવા યંત્ર પાસે ઊભો ઊભો બર્બરક, સેંકડો ને હજારો ગડગડિયાઓનો જાણે વરસાદ વરસાવી રહ્યો હતો. જ્યાં એ પથરા પડતા ત્યાં કોઈનું માથું ફૂટતું. કોઈના કાન તૂટતા. કોઈની ખોપરી ભાંગતી. કોઈનું ભાન જતું. લોહીની તો જાણે ધારા વહેતી. સેંકડો સૈનિકો રુધિરમાં સ્નાન કરી રહ્યા હતા. બર્બરકનું યંત્ર ભયંકર હતું ને એમાંથી આવતો પથરાઓનો વરસાદ તો અનેક સુભટોનાં માન હરી લેતો હતો. અનેક રણક્ષેત્ર છોડીને ભાગી રહ્યા હતા. મુંજાલ અકળાયો હતો. કેશવને પણ આ વરસાદ રોકવાની ગતાતમ પડતી ન હતી. બર્બરકનું જોર વધતું જતું હતું. જયસિંહદેવને લાગ્યું કે બર્બરકને જ પડકારવો જોઈએ. તેણે પોતાનું તમામ સામર્થ્ય એ તરફ કેન્દ્રિત કર્યું. થોડીવારમાં જ બર્બરક એની દષ્ટિએ પડ્યો. કાંઈ ન હોય તેમ એ પથરાઓ વરસાવી રહ્યો હતો. એનું જાડું, મજબૂત, કાળું, ઊંચું શરીર એને તમામ સૈનિકોથી જુદો પાડી દેતું હતું. તે યુદ્ધમાં એક્કો હતો. એના જબર-

જરત કસાયેલા શરીરને પડખે—બીજાનાં શરીર માઈકાંગલાં લાગતાં હતાં. એને આખે શરીરે જાડા, કાળા, ટૂંકા, વાળ હતા. એની ચામડી મજબૂત ને જાડી હતી. છેટેથી એ ચામડીમાં એ કોઈ રાની પશુ જેવો લાગતો હતો. એની ભયંકર પીળી આંખોમાંથી જાણે અગ્નિ ઝરતો હતો. એના હાથ ને પગ એટલા લાંબા ને મોટા હતા કે તે ઘણે દૂરથી પણ પોતાના દુશ્મનને પકડીને પોતાની હડફેટમાં ઉપાડી લેતો હતો. તેનું વાંકું કાળું નાક અને મોટા ઊભા કાન એને વધારે ભયંકરતા અર્પતાં હતાં. તે ચાલતો ત્યારે જાણે કોઈ ભયાનક કાળો પડછાયો ચાલતો હોય તેમ લોક ત્રાસીને એનાથી નાસી જતું. એ અવાજ કરતો ને એકી-સાથે વાદળમાંથી સેંકડો ગડગડાટ થતા હોય તેમ લાગતું. તેણે એક મોટો પથરો ઉપાડીને જયસિંહદેવ ઉપર જ ફેંક્યો. જયદેવે ઘોડાને એવી તો ત્વરિત ગતિથી ફેરવી લીધો, કે સુસવાટો કરતો પથરો, એની પાસેથી ચાલ્યો જઈને પાછળ પડ્યો. એક સૈનિક ઊંધેકાંધ ફેંકાઈ ગયો. બીજા બેત્રણ ચત્તા પડી ગયા. નાસભાગ શરૂ થાય તેમ લાગ્યું. જયદેવ એક ક્ષણ પણ ગુમાવ્યા વિના સીધો બર્બરક ઉપર જ ગયો. એને આવતો જોઇને બર્બરક પણ યંત્ર તજી એની સામે પગેપાળે દોડ્યો. એને પગેપાળે આવતો જોઈને જયદેવે ઘોડાને તજી દીધો. તે નીચે કૂદી પડ્યો. બર્બરક સમીપ આવતાં જ, એણે વીજળીની ત્વરાથી પહેલ કરી. એક ઊંચો કૂદકો લઈને બે હાથે ઝાલીને, ગદાની જેમ એણે એની ભયંકર તલવાર બર્બરકના માથા ઉપર જ ઝીંકીઃ પણ લોહ સાથે અફળાણી હોય તેમ તલવારના બે કટકા થઈ

ગયા. કાંઈ ન હોય તેમ બર્બરક ખડખડાટ હસી પડ્યો. એના હાસ્યનો પડઘો સાંભળીને કેટલાંય ઘોડાં ભડકીને, સવારોને ફેંકી દઈને ભાગ્યાં. પરંતુ એક ક્ષણ પણ ગુમાવ્યા વિના, કે લેશ પણ ક્ષોભ પામ્યા વિના જયસિંહદેવ અચાનક બર્બરક ઉપર જ તૂટી પડ્યો: તેની સાથે સડાસડ અવાજ કરતા હાથથી ભયંકર યુદ્ધ શરૂ કર્યું. બન્ને સામસામા આવી ગયા. વજ્રના જેવા મૂઠીપ્રહારથી એકબીજાને ભાંગી નાખવા પ્રયત્ન કરવા માંડ્યા. બર્બરકને પોતાના બળનો પૂરો વિશ્વાસ હતો. એની એક મૂઠી વાગતાં પથરાના સ્તંભ તૂટી જતા, એણે જોયા હતા. પણ એને આશ્ચર્ય થયું. જયસિંહદેવનું શરીર નર્યાં લોહનું હોય તેમ એના પ્રહાર ઉપર પ્રહાર ઝીલતું, ને પ્રહાર ઉપર પ્રહાર આપતું, અડગ નિશ્ચલ ને અક્ષુબ્ધ ઊભું રહ્યું. દિવસો સુધી જયસિંહદેવે પોતે જે વિદ્યાની ઉપાસના કરી હતી—* મલ્લવિદ્યા—એ અત્યારે એને પૂરેપૂરી ફળી. એણે દાવપેચ ને યુક્તિપ્રયુક્તિ શરૂ કર્યાં. સામે ખડક હતું. આ તરફ વીજળીનો જાણે ઝપાટો હતો. ખડક ઉપર ભયંકર કડાકા સાથે વીજળીનો વેગ જાણે અથડાયો.

જયદેવને છેક એની સામે જોતાં તો મુંઝાલનાં ધરણ મરી ગયાં. એણે જાણ્યું કે પોતે ભયંકર સાહસ કર્યું છે. તે ચારે તરફ જોવા લાગ્યો: ક્યાંય ત્રિભુવન કે જગદેવ કોઈ દેખાય—પણ હજી કોઈ આવતું ન હતું.

એટલામાં તો કેશવના સૈનિકોએ બર્બરકના સૈનિકોને છિન્નભિન્ન કરીને, મહારાજ જયદેવની શરીરરક્ષા કરવા માટે

* જયસિંહદેવ મહાન મલ્લ પણ હતો. હેમચંદ્રે પોતે એ ઉલ્લેખ કર્યો છે. બર્બરક સાથેનું યુદ્ધ પણ એણે આપ્યું છે.

મહાભગીરથ પ્રયત્ન આરંભેલો એણે જોયો. એને શૂરાતન ચડ્યું. એ ઘાસની પેઠે જે આવે તેને કાપવા માંડ્યો. મહારાજ તરફ જવા માટે સૌ આગળ વધવા માંડ્યા.

બીજી બે ક્ષણ વીતી: અને બર્બરકની બરાબર સામે દાવ-પેચમાં ઊભેલો જયદેવ સૌની દૃષ્ટિએ પડ્યો. જયદેવ ને બર્બરક મુષ્ટિયુદ્ધ તજી બાથંબાથાં ઉપર આવી ગયા હતા. સૌના જીવમાં જીવ બેસી ગયો. એટલામાં તો જયદેવે બર્બરકને પગની એક એવી તો ભયંકર આંટી વીજળીની ત્વરાથી લગાવી દીધી હતી કે મોટું ઝાડ જેમ મૂળથી ઊખડીને નીચે પડે, તેમ બર્બરક મોટા અવાજ સાથે નીચે દડી પડ્યો હતો. એ પડ્યો કે એક ક્ષણ પણ ગુમાવ્યા વિના તરત જયદેવ એના ઉપર જ કૂદી પડ્યો. એના ઉપર ચડી બેસીને એણે એને ભોં સરખો એટલા તો જોરથી દબાવ્યો કે એના નાક ને મોંમાંથી લોહીની ધારા છૂટવા માંડી. એની છાતીનાં હાડકાંની કડેડાટી બોલી ગઈ. આ દૃશ્ય જોતાં બર્બરકના સૈનિકો ચીસો પાડી ઊઠ્યા. ભયંકર કિકિયારીઓ સાથે એકસામટો જયદેવ ઉપર હુમલો કરવા એમણે દોટ મૂકી.

એ જ વખતે 'જય સોમનાથ'ની નવી ઘોષણા કાને આવી. મુંજાલે મારમાર કરતું પાટણનું સૈન્ય આવતું જોયું. એમની મોખરે સિંહનાદી ત્રિભુવનપાલનો અવાજ એણે સાંભળ્યો. એની પડખે જગદેવ પરમારનો ઘોડો પુરપાટ આ બાજુ આવી રહ્યો હતો. જયસિંહદેવના જયની જબરજસ્ત ઘોષણાએ દુશ્મનોને ગૂંગળાવી દીધા. પણ જયસિંહદેવ તો જાણે એ કાંઈ જોતો કે સાંભળતો ન હોય તેમ બર્બરકને એક ક્ષણ પણ શ્વાસ લેવાનો વખત જ આપતો ન હતો.

તેણે એને હણી નાખવા માટે—પોતાની કમ્મર ઉપરની સોનાની સાંકળ ખેંચી અને એના ગળા ઉપર એ આડી નાખી બે હાથે બે છેડા પકડ્યા. બર્બરકે મૃત્યુમાંથી બચવા માટે મહાયત્ન કરીને એક ઊથલો માર્યો. પણ જયદેવ એના ઊથલા સાથે ઊંચો આવ્યો—ને એટલા જ જોરથી નીચે પડતાં એને પાછો દબાવી દીધો. કોઈ ભયંકર પાડાની હોય એવી બર્બરકની ચીસે આખી સેના ધ્રૂજી ઊઠી. ઘડીભર તો સૌનાં હથિયાર જેમ હતાં તેમ રહી ગયાં. ઘા મારવાની કે ઝીલવાની શક્તિ જ જાણે સૌની બહેર મારી ગઈ. જયદેવે સોનાની સાંકળ બાબરાના ગળા ઉપર આડી નાખીને, બે છેડા બે હાથે નીચે લઈને દબાવવા શરૂ કર્યા હતા: ને મરણની હોય તેવી એની છેલ્લી ભયંકર ચીસ સંભળાણી—ને પછી એ એકદમ બંધ થઈ ગઈ. બર્બરક નિશ્ચેષ્ટ થતો જતો હતો. જયદેવે સૈનિકોને દોરડાંઓ લાવવા કહ્યું. એટલામાં હજારો તલવારના ખણખણાટ વચ્ચે થઈને એણે જંગલમાં સાંભળ્યો હતો, એ રૂપેરી અવાજ જયદેવને કાને પડ્યો: 'મહારાજ! એને છોડી દો—એને છોડી દો. એ પણ એક જબરજસ્ત વિદ્યાનો ઉપાસક છે. મહારાજને પૃથ્વી શણગારવી છે—ને એ મહાશિલ્પી છે!'

જયદેવે પાછળ જોયું. સુંદર રંગબેરંગી પટોળામાં વીંટાયેલો એક નારીદેહ એની દૃષ્ટિએ પડ્યો.

'મહારાજ!' પિંગલિકાએ પાલવ પાથર્યો હતો: 'એના પ્રાણમાં હજી ઘણું સત્ત્વ છે. એને બચાવો, એને બચાવો! એ તમને ઉપયોગી થશે. પ્રભુ! એને ઉગારો. એનામાં બે સત્ત્વ વસી રહ્યાં છે!

એની ગુફા હજી તમે જોઈ નથી. નવખંડમાં ન હોય એવાં રત્નો એણે સંઘર્યાં છે. એને છોડી દો, મહારાજ ! મેં એને વાર્યો હતો—પણ એણે માન્યું નહિ.'

'છોડું, જો—મહાકાલીના શપથ લે—'

'મા મહાકાલીના શપથ લઉં, પ્રભુ!.. હું એને માટે જવાબદાર. એ મહારાજનો મહા વિશ્વાસુ સેવક થાશે. વચનભંગ થાય તો હું જ મહારાજને કહેવા આવું ! એની પાસે—અદ્‌ભુત વિદ્યા છે !'

એટલામાં તો દોરડાં, દોરીઓ, સાંકળો લઈને સૈનિકો આવી પહોંચ્યા હતા. બાબરો લગભગ મૂર્છાવશ થઈ ગયો હતો. જયસિંહદેવ એના ઉપરથી નીચે ઊતર્યો. થોડીવારમાં તો ત્રિભુવનપાલ ને જગદેવ બર્બરકના અસંખ્ય નાસતા સૈનિકોનો પીછો પકડીને ત્યાં આવી પહોંચ્યા. એમણે બાબરાને સુધબુધ વિનાનો પડેલો દીઠો.' જય સોમનાથ ! 'ની ગગનભેદી ગંભીર રણઘોષણા આખા સૈન્યમાંથી ફરી ગાજી ઊઠી. ત્રિભુવનનો હર્ષ ક્યાંય માતો ન હતો. એ જ વખતે ઉતાવળે આવતો એક ગજરાજ પણ સૌની નજરે ચડ્યો.

મહારાણી મીનલદેવી પોતે આ બાજુ આવી રહ્યાં હતાં. 'ત્રિભુવન! મા રહી શક્યાં નહિ હો—તારી પાછળ પણ આવ્યાં—જો, આ એમનો ગજરાજ આવતો લાગે છે. આપણે જ સામે ચાલો.'

વિજયી સેનાના નાયક તરીકે પોતાના પુત્રને આવતો મીનલદેવી એક ક્ષણ નિહાળી રહી. એનો ગજરાજ અટકી ગયો.

પાછળ આઠ બળદથી ખેંચાતા મોટા ગાડામાં બેશુદ્ધ

પડેલો બર્બરક હતો. સૈનિકો, સેનાપતિઓ, મંત્રીઓ સાથે આવી રહ્યા હતા. એણે એને જોયો, બર્બરકનું ભયંકર રૂપ જોતાં મીનલદેવીને કંપારી આવી ગઈ. એક ઘડીભર એ જયસિંહદેવ સામે જોઈ રહી. એની નજર સમક્ષ એણે વિક્રમની મૂર્તિ ઊભી થતી દીઠી. તે પ્રેમભર્યા ગદ્દગદ અવાજે માત્ર 'જયદેવ!' એટલું જ બોલી શકી.

આ બધો સંઘ જ્યારે પાટણ પહોંચ્યો, ત્યારે તો માનવની મેદની ક્યાંય માતી ન હતી. બર્બરકને જોવા ઠેકાણે ઠેકાણેથી જનતા આવી હતી. એનું ભયંકર રૂપ જોઈ ને, કેટલાક તો એ બંધનમાં હતો છતાં, મૂર્છા પામી ગયા. મહારાજ પોતે બર્બરકને જીત્યા છે એ વાત તો આખા પાટણમાં કથાનો વિષય થઈ પડી. દિન પ્રતિદિન બર્બરકનું કૌતુક વધતું ગયું. જગદેવ એક રાતે મહારાજને મળ્યો.

'મહારાજ! બર્બરકનું આ સ્થાન નથી. એમાં એની વિદ્યા નાશ પામશે. એને જવા દો—સરસ્વતીને કાંઠેના કોઈ ગાઢ જંગલમાં જ્યાં એને ઠીક પડે ત્યાં!'

'પરમાર! ભાગી નહિ જાય?'

'ભાગવાનું એને હવે આવડે નહિ, પ્રભુ! એ એના સ્વભાવમાં નથી. એણે કાં તો આપણને યુદ્ધમાં હણ્યા હોત. હવે એ પોતાનું કામ પોતે કર્યા કરશે. એને ખડકો, શિલાઓ, ટેકરાઓ, ડુંગરાઓ, જંગલો એમાં ક્યાંક મૂકી દેવો ઘટે. આપણે સંભારીએ કે તરત હાજર થાય—એવી પ્રતિજ્ઞા લેવરાવીને એને જવા દેવો. આંહીં તો એની વિદ્યા કટાઈ જાય.'

તે રાત્રે જયદેવે બાબરાને ઠીક પડે ત્યાં સાન્નિધ્યમાં

રહેવા જવાની છૂટ આપી.

સરસ્વતીનાં શ્મશાની જળ ઉપરનાં ભયંકર જંગલમાં બર્બરક અદૃશ્ય થઈ ગયો. એની સાથે પિંગલિકા પણ ગઈ.

કોઈ કોઈ વખત કોઈ ભયંકર ખડક ઉપર એકાકી પથ્થરની મૂર્તિ હોય તેવો એ શાંત બેઠેલો દેખાતો. પથ્થરાઓમાંથી કમળો, પંખીઓ, હાથીઓ, માનવો—એની કલ્પનાને રુચે એવા આકારો એ રચતો. અને એ આકારો પાછા તોડી ફોડી ફેંદી ફેંકી દઈ એ સ્વચ્છન્દ વિહાર કરવા ચાલ્યો જતો.

દેશભરમાં એની વિચિત્રતાની વાતો ચાલીઃ અને એને વશ કરનાર જયસિંહની પણ વાતો ચાલી. કોઈ કવિની પ્રશસ્તિમાં 'બર્બરકજિષ્ણુ'નો જશ ગવાયો, તો કોઈના કંઠમાંથી જયસિંહની, સિદ્ધરાજનું નામ આપીને, વણેલી યશઃકથા સંભળાવા માંડી. પાટણની પોળે પોળ કેશવ વ્યાસની કંઠકથાથી ગાજી ઊઠી.

ત્યારથી જ 'બર્બરકજિષ્ણુ જયસિંહ સિદ્ધરાજે' લોકકલ્પનામાં પોતાનું એક અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું. એ મહાશક્તિશાળી ગણાવા માંડ્યોઃ એ અજેય ગણાવા માંડ્યો.

## ૨૪. રા' નવઘણની મૃત્યુશય્યા

સોરઠનો સિંહ પોતાની ગુફામાં છેલ્લા શ્વાસ લેતો હતો. આસપાસ જીવનભર અણનમ રહેલા કેટલાક સામંતો બેઠા હતા. ઢોલિયાની પાસે ઓશિકા બાજુ રાણી બેઠાં હતાં. રા'ના કપાળ ઉપર એનો હાથ હતો. આંખમાં આંસુ હતાં. ખૂણામાં ત્રિપુંડ્ર લગાવીને બ્રાહ્મણો મૃત્યુંજયનો પાઠ કરવા બેસી ગયા હતા. રા'ના કુંવર રાયઘણ, શેરઘણ—ચંદ્રચૂડ ઢોલિયા સામે ઊભા હતા. સર્વત્ર શોકની છાયા હતી. રા'નો જીવ જાતો ન હતો. તે ઢોલિયામાં આમથી તેમ હાથ પછાડતો હતો. આંખો એની બંધ હતી. દસોંદી ભાટ ને ચારણો ભેગા થઈ ગયા હતા. એક તરફ ઘીના દીવા પાસે બેસીને એક બ્રાહ્મણ જળયંત્ર જોઈ રહ્યો હતો. રા'ના જીવનત્યાગની ઘડી, એની ગણતરી પ્રમાણે, હજી આવી ન હતી. તે હાંફળોફાંફળો ઊઠ્યો. ઢોલિયા પાસે આવ્યો. રા'ની સામે જોયું. પછી રાણી પાસે સર્યો. ધીમેથી બોલ્યો : 'રા'ને છત્રીસ ઘટિકા પહેલાં ઉપાડે તો ખુદ યમદેવને પણ આંહીં ઊભા રાખીને પ્રશ્ન કરું. ચંદ્ર, સૂર્ય ને નક્ષત્ર જેની ગણતરીએ પગલાં માંડે છે, એની ગણતરી ખોટી પડશે

ત્યારે તો પૃથ્વી રસાતાળ જાશે, બા ! ને બે ઘડીમાં જ ખેંગારજીને આવ્યા દેખાડું !'

એ બોલીને હજી પાછો પણ નહોતો ફર્યો, ત્યાં એક અનુચર બહારથી દોડતો આવતો દેખાયો. સૌએ બોલ્યા વિના જ તેની સામે જોયું : ' કુમાર ખેંગારજી આવ્યા છે !' અનુચરે બે હાથ જોડયા. ' સાંઢણી આ દરવાજે રહી—'

' હેં ! આવ્યા ? હેં !' એકીસાથે સામંતોનો અવાજ આવ્યો.

' આવ્યો ?' રાણીએ પૂછ્યું : ' ક્યાં છે ?'

' કોણ આવ્યું ?' રા'એ અચાનક આંખ ઉઘાડી નાખી. એનામાં જાણે ચેતન આવ્યું હતું.

સામેથી એક આકર્ષક તેજસ્વી જુવાન આવી રહ્યો હતો. એની દૃષ્ટિમાં આખી સૃષ્ટિને મોહ થાય એટલી મોહિની ભરી હતી. ચહેરો એનો, એક અનોખા જ પ્રકારની તેજસ્વિતા પ્રકટાવી રહ્યો હતો. એનામાં કાંઈક એવું હતું કે જાણે એની પડખે ઊભા રહેતાં જ જીવનનો મહિમા વીસરી જવાય ને મૃત્યુની મોહક છાયાનું આકર્ષણ થાય. મૃત્યુને હાથમાં રમાડનારા, રૂપાળા, આકર્ષક, વીર તરુણો કોઈ કોઈ વખત આ પૃથ્વી ઉપર રમવા માટે ભૂલા પડી જાય છે—એ ભૂલા પડેલા વર્ગનો, આ એક અત્યંત સુંદર જુવાન હતો. એ દોડતો આવી રહ્યો હતો. તેણે રા'ના પ્રશ્નનો અધીરાઇથી દૂરથી જ ઉત્તર વાળી દીધો : ' એ તો હું આવ્યો છું, બાપુ ! હું ખેંગાર !'

' કોણ ? ખેંગાર ? આવ્યો, દીકરા ? ભલે આવ્યો, ભા !

ભલે . . . પણ સબળ જયદેવે તને નીકળવા દીધો ?'

રા' નવઘણ રણમાં નાગવેલ સાથે સપડાયો ત્યાંથી કચ્છના ધાંધા રબારીને થાપ આપીને માંડ માંડ ભાગી છૂટચો હતો. પરંતુ આ બીજી વખત પણ પંચાળમાં એને સિદ્ધરાજે ભિડાવ્યો તો હતો. ને શરણું સ્વીકાર્યું ને ખેંગાર પાટણમાં રહે—રા' જીવતો હોય ત્યાં સુધી, એ ગોઠવણ સ્વીકારી ત્યાર પછી જ એને જૂનાગઢ આવવા દીધો હતો. એ દિવસ એને જિંદગીનો સૌથી આકરો લાગ્યો હતો. નાગવેલ માંદગીને લીધે કમજોર થયેલી, એટલે એ ફરીવાર સપડાઈ ગયો—પણ જૂનાગઢ પાછા ફરતાં તો નાગવેલ પણ ફાટી પડી! એ વાતને દિવસો વીતી ગયા. પણ રા' એ વાત ભૂલ્યો નહિ. ખેંગાર ઘણુંખરું પાટણમાં રહેતો કે એને રાખવામાં આવતો, એમાં સિદ્ધરાજનો વગર કહ્યાનો, સંકેત આ હતો કે રા' નવી હિલચાલ ન કરી શકે. એટલે એણે સિદ્ધરાજ વિષે પૂછ્યું.

'થાપ આપી. બાપુ !'

'હાં, મારો બેટો . . !' રા'નો અવાજ એટલા આનંદથી ડોલી ઊઠચો હતો કે પાસેના સૌને એક પ્રકારનો હર્ષ થઈ ગયો. પણ એ આશા ઠગારી હતી. એટલો ઉત્સાહ રા'ના શરીરને થકવવા માટે બસ હતો. એક ક્ષણ એ પાછો બોલ્યો નહિ.

'થાપ મારી નાં, ખેંગાર ?' રા'એ પાછો પ્રશ્ન કર્યો : 'હવે તો વળી કાંક પૂંછડું વળગાડયું છે ને તારા—એણે ?' 'રાજાએ' એમ પણ રા' બોલ્યો નહિ.

'હા, બાપુ ! બર્બરકજિષ્ણુ—જયસિંહ સિદ્ધરાજ !'

'ઓ હો હો હો ! કાંઈ લાંબું પૂંછડું છે ? ત્યાં ગુજરાતમાં એક વાંદરાનું જોર રિયું નાં--ત્યાં પૂંછડાનું'ય જોર ! મારું બેટું—એક બાબરું હાર્યું—એમાં તો આવડું લાંબું લપશીંદર જેવડું નામ રાખ્યું ! ને કે' છે, સક્કા પાડ્યા છે !'

'હા, બાપુ ! વીર વિક્રમને પગલે એને જાવું છે !'

'થ્યું તેં. એનું જ નાક વાઢો, અટલે જૂનોગઢ, ઠેઠ કાશી કાશ્મીર સુધી લોકની જીભે ચડી જાય ! ખેંગાર ! હવે બેટા ! હું તો જાણે, ઘડી બે ઘડીનો મહેમાન છું. તારી જ રાહ હતી. જાવું તો સૌને વસમું લાગે. કામ પૂરું કર્યું હોય એને મીઠું લાગે !'

'ભગવાન સોમનાથ હજી તમને બેઠા કરશે, બાપુ ! ને તમે જ કામ પૂરાં કરશો !'

'હવે બેટા ! બસ. એમ મા બોલ. હવે તો ભગવાન આબરૂ સોતો ઉપાડી લ્યે એટલે બસ. રાણી !'

રાણીએ ડોકું લંબાવ્યું. તેણે ધીમેથી રા'ના કપાળ ઉપર એક હાથ મૂક્યો. બીજે હાથે જરા વીંજણો નાખ્યો.

'તમે તો રાણીપદે હતાં,' રા' જરાક ફિક્કું હસ્યો : 'પણ મેં તમને મહારાણી ક્યારે'ય માન્યાં નથી. મહારાણી તો મારી એક જ હતી—નાગવેલ. બીજી વાર એ ફસકી: પછી એક હજાર દી ગ્યા જાણે પણ મને ઈ એક હજાર જુગ જેવા લાગ્યા છે. એના વિનાની જિંદગી પછી વેઠિયા વેઠ જેવી ગાળી કાઢી. સિંહાસન જ ગ્યું સમજો ને ! ઓ હો હો ! મહારાણીએ કાંઈ મારી હારે વગડો ને વિગ્રહ માણ્યા છે ! હજી જાણે બીજે જનમારે, તમે રાણી હો, એ મહારાણી હોય, જૂનોગઢનો વગડો રખડવાનો હોય, દુશ્મનો આવા ને આવા પડ્યા હોય,

ને રા’ની આબરૂ રણક્ષેત્રમાં રહી ગઈ હોય—જિંદગી તો એક શું, એવી હજાર જિંદગી માણતાં ય ધરવ નો થાય !

‘કે’ છે નાં કે, તરવાર,તુરંગ, ને તરુણી ત્રણ જોડનાં મળ્યાં તો માણસ જિંદગી તરી ગયો ! મને ત્રણે ય જોડનાં મળ્યાં. હું તો, હવે તરી બેઠો છું, બેંઆર ! પણ રા’ તો વંશપરંપરા વેર વારસામાં મૂકતા આવે છે. તમેય બાપ ! વેર મૂકતા જાજો. ગાદી જૂનોગઢની, વેર વિનાની નમાલી નો કરતા, બાપ ! મારેય તમને વારસામાં વેર સોંપવાં છે ! મને જરાક ટેકો દ્યો, રાણી ! હું જરાક બેસું . . . ’ રાણીએ રા’ને હાથનો ટેકો દઈને બેઠો કર્યો. રા’ ઢોલિયામાં જરાક ઢળતો બેઠો. રાણીએ પાછળ તકિયો સરકાવ્યો. રા’એ પાછળ હાથ કરીને એ કાઢી નાખ્યો : ‘ રાણી ! એનો આધાર રા’ને આજ હવે નો’ય. ત્યાં ઢાલ મૂકો મારી ! ’

રા’ને બોલતાં થાક ચડી ગયો હતો. એમાં બેસવાનો શ્રમ એને ભારે પડી ગયો. પણ એ મન મારીને અણનમ બેઠો રહ્યો. તેણે બધા દીકરા ઉપર એક પછી એક દૃષ્ટિ ફેરવી. તેનું મન જરાક ખિન્ન થયું. ત્રણેમાંથી કોઈના મોં ઉપર જુદ્ધનો જુનવાણી રણરંગી રસ એણે ત્યાં ન દીઠો. કરીએ તો સારું એવી લોકની શરમ ત્યાં એણે જોઈ. તેણે રાણી સામે જોયું. રાણી એનો ભાવ કળી ગઈ. ‘ રાણી ! નાગવેલ તો ગઈ, એટલે શું કહું તમને—પણ જૂનોગઢની ગાદીની આબરૂ, વખતે તમારે રાખવાનો વારો આવશે હો ! સાંઢણી હજી હાંકી જાણો છો કે ? ’

‘ ભગવાન સોમનાથ તમને સો વરસના કરે, મારા રા’ ! પણ વખત એવો આવશે તો બેઠી છું. એમ તો પડખું

તમારું સોંપ્યું છે. પણ કેમ સા મૂંગા ઊભા છો. ચાંદા ?'

'બાપુનાં અધૂરાં કામ તો વેઢે છે, મા! પણ કરવાં એ કાંઈ છોકરાના ખેલ નથી. *ભોંયરાનો કિલ્લો તો ભાંગે !'

સૌથી મોટા રાયઘણે કહ્યું : 'પણ ઉમેટાનો હંસરાજ મહીડો—ક્યાં મહીકાંઠો ને ક્યાં સોરઠકાંઠો . . . ?'

'મહીડાને તો હું મારું, બાપુ!' બીજા શેરઘણે કહ્યું : 'પણ પાટણનો દરવાજો ? એનું શું ? એ કાંઈ તૂટે ? સિદ્ધરાજ બેઠો છે, જગદેવ ત્યાં છે, ત્રિભુવનપાલ છે, મુંજાલ મહેતો છે—અને પાટણનો દરવાજો કોઈ ભાંગી જાય—એ કાંઈ ભાંગે ? અને હવે તો આપણી નાગવેલ પણ ક્યાં છે ?'

'માને નામે દરવાજો તો હું તોડું !' ચંદ્રચૂડે કહ્યું. 'પણ સિદ્ધરાજના દસોંદીના ગાલ ફાડવા—એ હું નહિ કરું !'

'જૂનોગઢની ગાદી તો, દીકરા! વંશપરંપરા વેરની સોંપણી કરતી આવી છે. આજ પણ એ ગાદી તો એને વરશે જે આ ચારે કામ કરશે. છે તમારા કોઈમાં પાણી કે પછી રાણી મને પાણી આપે ? બોલો !' રા'ને થાક ચડચો. તે આંખ મીંચી ગયો. એનું જાણે કોઈ સ્વપ્નું મરી ગયું હતું.

એટલામાં તો ખેંગાર આગળ આવ્યો : રાણી તેની સામે જોઈ રહી. 'બાપુ!' રા'એ આંખ ઉઘાડી નાખી.

---

* રા' નવઘણની ચાર પ્રતિજ્ઞા બાકી રહી હતી : જસદણ પાસે ભોંયરાનો કિલ્લો ભાંગવો. મહીકાંઠે ઉમેટાના હંસરાજ મહીડાને મારવો. પાટણનો દરવાજો તોડવો. સિદ્ધરાજના ભાટનો ગાલ ફાડવો.

નેહભરેલી ભીની આંખે એ ખેંગાર સામે જોઈ રહ્યો. 'હું ખેંગાર, બાપુ! તમારી પાસે પાણી મૂકું છું–' ખેંગાર બોલ્યો: 'ચારે ચાર કામ હું કરું. ભોંયરાને ભોંભેગો કરું. મહીડાને મારું. દરવાજો પાટણનો તો તોડું, પણ પાટણના રાજાનું નાક પણ કાપું . .'

'વેંત ભરીને હો!'

રા'ના મોં ઉપર અનેરું તેજ આવી ગયું.

'બરાબર વેંત ભરીને, બાપુ! જુગજુગાંતરમાં નાક વાઢવાની કથા રહી જાય!'

'હં . . મારો બાપ! રાણી! આ ગાદીનો વારસો આને શોભે . . ખેંગાર!'

'અને બાપુ! દસોંદીના ગાલ પણ ફાડું!' ખેંગારે કહી નાખ્યું.

સામંતોમાં અરેરાટી ફેલાઈ ગઈ. ચારણભાટો સ્તબ્ધ થઈ ગયા. ચંદ્રચૂડ ખેંગાર સામે જોઈ રહ્યો. રાણી પણ એક ઘડીભર ક્ષોભ પામી ગઈ. બ્રાહ્મણો ફાટી આંખે તાકી રહ્યા.

'કટારથી નહિ હો, બાપુ!' ખેંગારે તરત કહ્યું: 'પણ આ એક એક કામ થાય—ને દુશ્મનનો દસોંદી પણ મોંમાં આંગળાં નાખી જાય, એ તો ચારણ છે, એ તો પરાક્રમનો ગવૈયો છે—એ ક્યાં કોઈ માણસનો ગવૈયો છે—? સિદ્ધરાજનો દસોંદી પણ ફાટી આંખે, ધોળા દીનાં આ પરાક્રમ, ગાયા વિના રહી શકે જ નહિ, એના ગળામાંથી ગાણું જોર કરીને બહાર નીકળે, અને એ, એક એક છંદ છોડે, ને હું હીરા, માણેક, મોતીથી એના ગાલ એવા ઠાંસી

ઠાંસીને ભરું—કે બાપુ! એના ગાલ ફાટી જાય!...'

'અરે! રંગ છે રંગ! ખેંગાર! જૂનાગઢના રા'! રંગ છે તને. બુદ્ધિ તો, બાપ! તેં બતાવી. ને તું જ નાક જેસંઘનું કાપવાનો!' રા' નવઘણુ રંગમાં આવીને બોલી ઊઠ્યો. એણે લાંબો હાથ કરીને રા' ખેંગારનો હાથ પકડ્યો: 'બેટા મારા! રંગ છે તને! રંગ છે.! આ પડખેથી આ લે, જૂનાગઢના રા'ની જુગજુગ જૂની સમશેર. એને અરિ વિનાની રાખતો નહિ, બાપ! અને અરિ વિનાની કોઈને સોંપતો નહિ, ભા! જાવ મા!.. હવે તમને તમારો આ બીજો પુત્ર સંભાળશે!'

રા'એ, બે હાથે તલવાર લઈ, મૂઠ ને પીંછે પકડી, એને ભાવથી ઊંચે કરી: પોતાને મસ્તકે અડાડી પ્રણામ કર્યાં—ને ખેંગારના હાથમાં એ સોંપી દીધી.

સામંતો, મંત્રીઓ, રાજકુમારો, અનુચરો સૌના કંઠમાંથી એક અવાજ નીકળ્યો: 'રા' ખેંગારનો જય!'

'રાણી! હવે મને ગંગાજળ આપો. તમારા હાથનું છેલ્લુંવેલ્લું પાણી પી લઉં. આજ હવે સુખની અવધિ થઈ ગઈ છે. હવે એમાં બીજું કાંઈ હાલે એમ નથી!'

રાણીએ રા'ને મોંએ પાણીનું પવાલું ધર્યું અને રા'નું માથું ઢળી પડ્યું. ગિરિમાળના ડુંગરે ડુંગરને ખબર પડી કે અણનમ રા' ગયો. સોમનાથનો ભક્ત ગયો. સોરઠનો સિંહ ગયો... અને એના માનમાં હોય તેમ દિનકર પણ ઝાંખો થઈ ગયો.

## ૨૫. ખેંગારની ચિંતા

**પોતાની** અજિત ગિરિમાળાના અભેદ્ય દુર્ગના કોટકાંગરા ઉપર રા'ખેંગાર આથમતી સંધ્યાનું તેજ નિહાળતો આંટા મારી રહ્યો હતો. તેની દૃષ્ટિ ચારે તરફનાં જંગલો ઉપર ફરીને, સામેના એક ભૈરવી ભયંકર ખડક ઉપર સ્થિર થઈ ગઈ. એ ખડકમાં એણે પોતાના મનનો આજ પડઘો દીઠો. વજ્ર જેવી અડગતાનો એ ખડક જાણે પ્રતીક હતો. તે એકબે ક્ષણ એ ખડકને નિહાળતો એમ ને એમ ઊભો રહ્યો. રા' નવઘણની એક પ્રતિજ્ઞા એ પાળી ચૂક્યો હતો—ભોંયરાનો કિલ્લો એણે ભોં ભેગો કર્યો હતો. પણ એને એક વાત તો ક્યારની મનમાં ઊગી આવી હતી. જયસિંહે બર્બરકનો વિજય પોતે કર્યો હતો. રણક્ષેત્રમાં ઊતરીને દ્વંદ્વયુદ્ધમાં એને વશ કર્યો હતો. ત્યારથી એના મનમાં નિશ્ચય થઈ ગયો હતો કે, ગુજરાતમાં હવે બે જણા માટે સ્થાન નથી: કાં રા'એ જવું જોઈએ, કાં જયસિંહદેવે જવું જોઈએ. અત્યારે એને એ યાદ આવ્યું. રણમેદાન જાગે એનો ભય ખેંગારને ન હતો. એને તો જૂનાગઢની અખંડિત કીર્તિની ખેવના હતી. એણે નવઘણને જેટલાં વેણ આપ્યાં

હતાં, એ તમામે તમામ વેણ પળાવાંજોઈએ—પછી જૂનાગઢ રહે કે ન રહે; સોરઠ ટકે કે ન ટકે. જૂનાગઢના રા'નું અણનમપણું રહેવું જ જોઈએ; પછી જીવન રહે કે ન રહે. જૂનાગઢની કીર્તિને અખંડ રાખવાનું એનું સ્વપ્ન, અત્યારે પણ એની મુખમુદ્રામાં સ્પષ્ટ દેખાતું હતું. એની નજર આગળ પાટણ, જયદેવ, ત્રિભુવનપાલ, સોનલ દે, વ્યક્તિઓની પરંપરા જાણે ચાલી નીકળી. એની નજરમાં મહીડો આવ્યો. પાટ-ણનો દુર્ગ આવ્યો. એનો દુર્ગપાલ જગદેવ આવ્યો. પિતાની પાસે લીધેલી પ્રતિજ્ઞાઓ આવી. એને મહીડાને હજી મારવો બાકી હતો. પાટણનો દુર્ગ માપવો હતો. દુર્ગપાલને હંફાવવો હતો. દરવાજો પાટણનો તોડવો હતો. અને એક વેંત ભરીને જયદેવનું નાક કાપવાનું હતું. મન સાથે કાંઈક નિશ્ચય કર્યો હોય તેમ તેણે પોતાનો હાથ કોટકાંગરા ઉપર દૃઢતાથી મૂક્યો. એટલામાં કોઈનો પગરવ સંભળાતાં તેણે ચોંકીને પાછળ જોયું. જુવાન કે પ્રૌઢ ન ગણાય એવી વયનો એક સામાન્ય માણસ ત્યાં આવીને ઊભો હતો. તેણે ખેંગારને જોતાં જ બે હાથ જોડ્યા. તેની મુખમુદ્રા તો આકર્ષક હતી, પણ ચહેરાનું તેજ અત્યંત સામાન્ય કોટિનું હતું. અને એની આંખમાં, નશાબાજની આંખમાં દેખાય છે એવી, દગાખોરી હતી. ગમે તેવા માણસને ગમે તે ક્ષણે અને ગમે તે રીતે હણી નાખવાની હિંસકવૃત્તિનો પડછાયો એના ચહેરામાં દેખાતો હતો. કોઈનું ગૌરવ રાખવાની—કોઈને ગૌરવશાલી ગણવાની ઉદારતા જ જાણે એમાં ન હતી. એટલે તે આક-ર્ષક ચહેરાને શોભાવે એવી વીરત્વની એકાદ રેખા ત્યાં શોધવા મથનાર છેવટે નિરાશ થતો અને દરેક ક્ષણે વધુ ને

વધુ ક્ષુલ્લકતા પ્રકટતી જોઈને ક્ષોભ પામતો. રા'નો એ ભાણેજ થાતો.

'કેમ દેશુભા! આવ્યો—વિશુભા આવ્યો?'

'હા, મામા!'

વિશળને એણે પોતે જ પાટણ મોકલ્યો હતો—ત્યાંના વધુ સમાચાર જાણવા માટે. ખેંગાર એની સામે જોઈ રહ્યો. દેશળની વાત કરવાની રીત વિચિત્ર હતી. તેણે પોતાના બે હાથ મસળ્યા, જરાક ખોંખારો ખાધો. પછી વાતમાં મોણ નાખતો હોય તેમ બોલ્યોઃ "વિહુભા તો બૌ વાતો લાવ્યો છે, મામા! પાટણની. મારે બેટે બાબરે—ઓટીવારે—ભેગાં કરી કરીને હીરા, માણેક મોતી, કોઈ ને નહિ, ને જેસંધને સોંપ્યા—ખોબો ભરીભરીને. માણુસ હોય તો રફેદફે કરે, અરે પાણીમાં નાખે, ફટાકિયાં મોતીની ધોડે ફોડી નાખે—પણ દુશ્મનના હાથમાં હીરા, માણેક, મોતી, જવાહિર કોઈ સોંપે? આ ય ઓટીવારનો—લડતાંય ન આવડયું. ને હવે તો, મામા! એને જીવતાંય ન આવડયું! હવે તો પહેલા ખોળાનો થઇ બેઠો! તમને તો ખબર હશે નાં?'

'એમ કાંઈ, દેશુભા! બધેય તમે રા'નો વંશવેલો દીઠો કે, ખેદાનમેદાન થઈ જાય પણ ન ડગે તે ન જ ડગે—એ પ્રતાપ તો એક આ ભોમકાનો છે.. આમ તો જુઓ..' ખેંગારે ચારે તરફનાં વિસ્તીર્ણ ભયંકર જંગલ ને ગિરિમાળાનાં અણનમ શિખરો દેખાડતો પોતાનો હાથ ફેરવ્યો. દેશળભાને જંગલમાં કાંઈ જોવા જેવું લાગ્યું નહિ. પહાણામાં એને કાંઈ ખાસ રસ ન પડયો. એવા પહાણા તો એ હમેશાં જોતો.

ખેંગાર એની મર્યાદા જાણી ગયો. તેણે વાત આગળ વધારી.

'વિશુભા કોઈ ને મળ્યો કે રામરામ?'

'અરે! એમ કાંઈ હોય? આંહીંથી આપણે મોકલ્યો છે સંદેશ લઈને, ને કાંઈ ત્યાં મળ્યા વિના પાછો આવે? મુંજાલ મહેતાને જ મળ્યો. અત્યારે પાટણમાં મુંજાલ મહેતા બન્ને છે—કર્તા અને હર્તા!'

'એ તો છે જ. ગજ, સાંતૂ મહેતાનો હવે ઓછો વાગે છે.'

'પ્રથમ તો બાપુના મરણસમાચાર કોઈએ માન્યા જ નહિ!'

સામેથી એક બીજો માણસ આવી રહ્યો હતો: 'લ્યો, આ વિશુભા પોતે આવ્યો!' ખેંગારે કહ્યું.

વિશળભા પાસે આવ્યો. એની ને દેશળભાની મુખમુદ્રા વચ્ચે અજબ જેવું સામ્ય હતું. તફાવત દેખાતો તે આટલો જ કે દેશળ ભયંકર લાગતો, આ મૂર્ખ જણાતો; પહેલો યોજક હતો, આ અનુકરણિયો. ખેંગારને નમીને એ ત્યાં ઊભો રહ્યો.

'મુંજાલ મહેતો મળ્યો, વિશુભા?' ખેંગારે પૂછ્યું.

'હા, મામા! મુંજાલ મહેતો—સાંતુ મહેતા, જેસંઘદેવ—સિદ્ધરાજ પોતે . . બાપુના મરણસમાચાર પહેલાં તો કોઈને ખરા લાગ્યા નહિ!'

'ત્યારે તો આપણી આંહીંની વાત વખતે હજી પહોંચી નહિ હોય?'

'કઈ?'

'પાટણના દરવાજાવાળી . . . બાપુની પ્રતિજ્ઞાની . .'

'વખતે પહોંચી હોય. વખતે અંધારામાં પણ હોય. પરંતુ આપણે તો માનવું કે એ કાંઈ પહોંચ્યા વિના ન રહે. એમ તો મુંજાલ મહેતો છે. ચારે તરફ નજર રાખે છે. માળવાનું કાંઈક આકરું લાગે છે—એટલે એને એમ કે આણીકોર સંભાળી લેવું. મને એણે પોતે કહ્યું ને !'

'શું ?'

'એમ કે, વિશુભા ! મારું માનો તો ખેંગારજીને પોતાને જ આંહીં મોકલો. રાજની ઇચ્છાથી ને કાંઈક રા'ની માંદગીને લીધે, એ ગયા, તે વખતે અમે આંખઆડે કાન કર્યા હતા. એટલા માટે કે, જૂનોગઢને હવે સમાધાનની તક આપવી. જૂનાગઢના રા' આજ દિવસ સુધી બહુ બાખડચા. પણ હવે તો રા'નો વંશવેલો અખંડ રાખવો હોય તો સિદ્ધરાજને મનાવી લ્યો ! ને અત્યારે સમો છે. માલવા ઉપર સૌનું લક્ષ છે ત્યાં. નહિતર . . .'

'નહિતર ?'

'નહિતર, મામા ! એ તો કહે છે કે આ રાજાની શક્તિ ન્યારી છે. ને હવેના જુદ્ધની વાત પણ ન્યારી હશે ! હવે જુદ્ધ થાશે તો રા'નું રાજ નહિ હોય !'

'રા'નું રાજ નહિ હોય ? અરે ! રાજને આંહીં રુએ છે કોણ ? રા'નું નામ અને નાક અને નોક એ ત્રણ રહી જાય તો બસ. ઠીક છે. એ તો જોઈ લેવાશે. આ ભૈરવી ગિરનારી ખડક સાથે ભલે એ પણ માથું ફૂટી જુએ. આ દુર્ગની ખબર છે એને ? આપણા દુર્ગની ?'

'તલે તલ, મામા ! આ દુર્ગનું નામ સાંભળીને તો

એનો જીવ ઊકળી ગયો !'

'જીવ ઊકળી ગયો ?'

'મુંજાલ મહેતો કહે, સિદ્ધરાજને એ ગમ્યું નથી !'

'એને ગમે કે ન ગમે—એનું આપણે શું ? દુર્ગ કાંઈ એને ગમે ? એને એકચક્રી રાજ રાખવું છે. આપણે આપણું નામ રાખવું છે. તમે ભોંયરાનો કિલ્લો ભાંગ્યો એ ય એને ન ગમે !'

'એમ જ થયું છે, મામા ! એ ય નથી ગમ્યું. મુંજાલ મહેતાએ કહ્યું કે ખેંગારજી પોતે આવે. મહારાજનું બધી બાબત વિષે મનસમાધાન કરે. પછી મેળ તો હું મેળવી દઉં !'

'આપણે પણ એટલું જ કામ છે. * સોનલ દેનું કાંઈ સાંભળ્યું પછી ?'

'અરે હા ! મામા ! ઠીક તમે સંભાર્યું. લ્યો. સોનલ દેની પાછળ તો પાટણમાં એક જણ ગાંડો થઈ ગયો છે. એને એમાં હજાર અપ્સરાનું રૂપ દેખાય છે. ને છે પણ એવું જ, મામા ! પછી તો ગાંડો જ થાય નાં ? સોનલ દે ! ઓ હો હો મામા ! અત્યારે તો કાંઈ રૂપ છે ? ભગવાને અખેપાતર માંડીને ઘડવા જ માંડયું લાગે છે. એક વાળ-પરમાણ તો ફેર હોય નાં ? પણ આ તો એક વાળ-પરમાણુ ફેર નહિ ! તમે કહેતા 'તા તેમ રૂપરૂપનો અંબાર છે. પછી તો માણસ ગાંડુ જ થઈ જાય નાં ?'

'કોણ ? કોણ ગાંડું થયું છે ?'

* રાણકદેવીનું મૂળ નામ સોનલ દે જણાય છે. રાણકદેવી પાછળથી પડયું હશે.

'એ તો તમનેય ખબર હશે નાં ? સિદ્ધરાજ પોતે !'

'હેં સિદ્ધરાજ પોતે? એ ક્યારે ? હમણાં બન્યું ?'

'એમ જ લાગે છે; પણ એના કુળની શી ખબર ? એટલે રાજમાતાને એ વાત રુચતી નથી. એમાં રાજવંશી ગૌરવ શું ? મુંજાલને રુચતી નથી. સાંતૂ મહેતાને ગમતી નથી—એ દંડનાયક કાંઈ બોલતો નથી. ને સિદ્ધરાજે તો હઠ પકડી છે. ને એની હઠ—એટલે થઈ રહ્યું ! અત્યારે દેવડાનાં માન પણ વધ્યાં છે. કાલડીનો દેવડો ઊપડ્યો ઊપડતો નથી. સોનલ દે ત્યાં રહી—પછી તો એમ જ હોય નાં ?'

ખેંગાર વિચાર કરી રહ્યો. 'દેશુભા! તો તો હું આવતી કાલે જ પાટણ જવા ઊપડું. મુંજાલ મહેતાએ પોતે કહેવરાવ્યું છે એટલે હું જઈશ તો કોઈને કાંઈ શંકા નહિ પડે. હું ત્યાંથી સંદેશો મોકલું—કે તમે સૌ તરત નીકળી પડજો. આંહીં તૈયારી તો રાખજો. ભગવાન સોમનાથ કરશે તો આ ખેપમાં બાપુનું વેણ પાળીને જ પાછું ફરવું છે. ને પાછા ફરતાં—સિદ્ધરાજનુંય વેંત ભરીને કાપી લેવું છે! પછી તો આ અણમોલ ડુંગરમાળા છે, આપણો દુર્ગ છે, તમે સૌ છો—ને રા'ના પૂર્વજોનાં પુણ્ય છે. બસ ત્યારે—વિશુભા ! બીજું કાંઈ છે કહેવાનું ?'

'ના, મામા !'

'જરાક દૂદાને કે હમીરને—કોક ને કહેતા જજો દાદીએ—સોઢલને આંહીં મોકલે !' ને હું તો હવે કાલે ઊપડીશ. પણ તમે સૌ તૈયાર રહેજો ! ગમે તે પળે, હવે તો જુદ્ધનું નગારું જ વાગે '

'ભલે ને વાગે, મામા !' વિશળ બોલ્યો: 'તમે કહ્યું તેમ આ ડુંગરમાળા છે ને.'

દેશળ ને વિશળ ગયા. થોડીવાર સુધી ખેંગાર આછા અંધકારમાં દૂર સુધી દૃષ્ટિ નાખતો ત્યાં જ ઊભો રહ્યો. એના મનમાં અનેક વિચાર આવ્યા અને ગયા. એમાં મહીડો આવ્યો ને મર્યો. પાટણનો દરવાજો તૂટ્યો. પોતે સોનલ દે-ને લઈને ગિરિમાળા ચડી ઊતર્યો. પાછળથી અવાજ આવતાં એ જાગ્યો, ત્યારે એને ખબર પડી કે એ તો હજી જૂનાગઢમાં જ હતો.

'મને યાદ કર્યો, મહારાજ ?' એને કાને અવાજ આવ્યો અને એ પાછો ફર્યો.

'કોણ ? સોઢલ કે ?'

વૃદ્ધ છતાં પ્રૌઢ જેવો જણાતો એક દૃઢ યોદ્ધો એની આગળ આવ્યો. એના વેશ ઉપરથી એ ઊંચો અધિકારી લાગતો હતો. એને બોલવાની ટેવ ન લાગી. તે નમન કરીને શાંત ઊભો રહ્યો.

'દુર્ગપાલ ! મેં તમને એટલા માટે બોલાવ્યા—કાલે હું પાટણ જાઉં છું !'

'ભલે.. પ્રભુ !' સોઢલે બે જ શબ્દ કહ્યા.

'પણ હું પાટણ જાઉં છું—સોઢલ ! પાટણ જોવા માટે નહિ—જુદ્ધને નોતરું આપવા માટે !'

સોઢલે ચારે તરફ એક દૃષ્ટિ ફેરવી. બહુ જ ટૂંકો જવાબ વાળ્યો : 'આવો દુર્ગ હોય, જુવાની હોય, ને જુદ્ધ નહિ હોય—તો આ ભૂમિ પોતે ઊઠીને તમને 'ફટ' કહેશે, મહારાજ ! જુદ્ધ એ આ ભોમકાને માટે ક્યાં કોઈ નવી

નવાઈ છે ? તમે નહિ નોતરો તો એ પોતે આવી પડશે. એના કરતાં તો તમે નોતરી આવો. '

' નાક રાખવું હોય તો, સોઢલ ! બીજો ઉપાય પણ ક્યાં છે ? બાપુનાં વેણ સંભારો. સંદેશો તો મારો આવશે. રાણુંગ જ લાવશે. પણ તમે સૌ તૈયાર રહેજો ! દેશળ વિશળને મેં કહ્યું છે. ચંદ્રચૂડને ને સૌને કહેવરાવી દઉં છું. બીજી વાત તો ત્યાં ગયા પછી—ખબર પડે. આપણને ખબર છે, સોઢલ ! ભોરંગના ભોણમાં હાથ નાખવાનો છે. એટલા માટે તો વિશળને મોકલ્યો ' તો—એને એમ થાય કે સગા ભાણેજને મોકલ્યો આંહીં, એટલે હવે તો જૂનોગઢ શાંત પડયું રે'શે, ને મહારાજને બે વેણ કહેવરાવ્યા હતાં પણ ખરાં. એમ તો એણે ય કૈંક રંગ જોયા હોય નાં ? એટલે હવે હું જાઉં છું ! '

સોઢલે બે હાથ જોડીને માથું નમાવ્યું. તે કાંઈ ન હોય તેમ દૃઢતાથી પાછો ફરી ગયો. ખેંગાર એની અજબ જેવી શાંતિ—અને અદ્‌ભુત આત્મશ્રદ્ધા જોઈને ડોલી ઊઠયો : ' આ છે—અને આવા છે—ત્યાં સુધી આ ગિરિમાળા તો જયદેવના દાંત ખાટા કરી નાખશે. કાલે જ નીકળી જાવું—પછીની કોને ખબર છે ? '

## ૨૬. મહાઅમાત્યને ત્યાં

**ખેંગાર** પાટણ પહોંચ્યો. પણ એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. જે પાટણ એણે કેટલાક સમય પહેલાં મૂક્યું હતું, તે જાણે ત્યાં ન હતું. કોઈ નવું જ નગર પોતે જોતો હોય એમ એને લાગ્યું. એણે જે પાટણ છોડ્યું હતું—તે થોડુંક પણ અવ્યવસ્થિત લાગતું હતું. રાજાની શક્તિ વિષે જરાક શંકાશીલ હતું. માલવના ડરે થોડુંક અશ્રદ્ધાળુ ને ભયભીત રહેતું. પણ આજે તો હવે સિદ્ધરાજનું પ્રતાપશાલી વ્યક્તિત્વ દેશ આખા ઉપર છવાઈ ગયું હતું. પાટણનું એક નાનામાં નાનું છોકરું પણ પોતાનો રાજા અજિત છે એમ માનતું થઈ ગયું. પાટણનો પરાજય—એ જાણે કે કોઈની કલ્પનામાં પણ ન આવે એવી વસ્તુ બની ગઈ લાગી. સિદ્ધરાજ જ્યાં જાય ત્યાં વિજય જ હોય. એણે સર્વત્ર સિદ્ધરાજને દીઠો. માણસમાં તો ઠીક—પણ પથ્થરે પથ્થરમાં એણે નવું ચેતન આવેલું જોયું. મહાન વાટિકાઓ, મહાન વાપિકાઓ, તડાગો, મંદિરો, મહાલયો નવાં નવાં ઊભાં થઈ રહ્યાં હતાં. પોતાનું કાર્ય હવે કેટલું મુશ્કેલ થયું છે એ એ સમજી ગયો. પણ ભયને એ ઓળખતો

નહિ. સિદ્ધરાજની વધતી જતી મહત્તામાં એણે પોતાના કીર્તિધ્વજને ઊંચો જતો જોયો. એ પાટણમાં આવ્યો. ને તરત મુંજાલને મળવા ગયો.

મહાઅમાત્ય નહિ—પણ મહાઅમાત્ય જેવો મુંજાલનો પ્રતાપ બન્યો હતો એ એણે એક ક્ષણમાં માપી લીધું. શક્તિશાળી રાજાના સમર્થ મંત્રીની છાપ ખેંગારે ત્યાં ઠેરઠેર જોઈ. દ્વારની બહાર મળવા આવનારાઓનો જાણે મેળો ભરાયો હતો. કેટલાક ઘોડેસવારો આમતેમ ફરતા હતા. હમણાં જ આવેલા રાજદ્વારી પુરુષોના કર્મચારીઓ ઘોડાં ને રથ સાચવતા ત્યાં ઊભા હતા. બારણે પાલખીઓની ઠઠ જામી હતી. મુંજાલનો સંપૂર્ણ ઉદય એની નજરમાં આવી ગયો. તેણે પોતાના આવવાના સમાચાર અંદર મોકલ્યા.

થોડીવાર પછી દ્વારપાલે એને અંદર જવાની વિજ્ઞપ્તિ કરી. ખેંગાર અંદર ગયો.

અંદરના ખંડમાં એક વિશાળ ગાદીતકિયાની બેઠક પાસે એણે મુંજાલને બેઠેલો જોયો. સર્વત્ર એણે ત્વરા, ઉદ્યોગ અને કામ દીઠાં. મુંજાલનું પ્રતાપી વ્યક્તિત્વ એણે જોયું—અને એને આનંદ થયો. એ સમર્થ દુશ્મનોને પરાજય આપવામાં માનતો હતો. પોતે આટલો વહેલો આવ્યો હતો, છતાં મુંજાલની સામે અત્યારે પણ એક જુવાન ઊભો હતો. ખેંગારે એને તરત ઓળખી કાઢ્યો. કેશવ નાયક હતો. થોડે છેટે, કાંઈક આધેડ ગણાય તેવો બીજો પુરુષ બેઠો હતો, તેને એ તરત ઓળખી શક્યો નહિ. તેણે રજપૂતી ઢબે ઊંધા પગ નાખ્યા હતા. એના પગ પાસે તલવાર પડી હતી. રા'એ જરાક વધારે ધ્યાનથી નિરીક્ષણ

કર્યું. અને એ આગળ વધતાં ખેંચાયો. પણ હવે પાછા ફરવાનું એને માટે શક્ય ન હતું. પોતે જેને મારવા માટેનું પણ લીધું હતું તે ઉમેટાનો હંસરાજ મહીડો અત્યારે આંહીં મળશે એવી તો એને સ્વપ્ને પણ આશા ન હતી. આ અકસ્માત ન હોય, ને મુંજાલની યોજના હોય, તો તો પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવી પોતાની સ્થિતિ ઉપર ખેંગાર જરાક વિચાર કરી રહ્યો. પછી કાંઈ જોતો ન હોય તેમ એ આગળ વધ્યો. એટલામાં જાણે પ્રેમથી સભર ભર્યો હોય તેવો મુંજાલનો શબ્દ તેને સંભળાયોઃ 'આવો, ખેંગારજી ! આવો. તમે આવવાના છો એમ જાણીને તો મેં આમને પણ બોલાવી રાખ્યા છે. ઓળખો છો નાં ?' એની મુશ્કેલી જાણી લઈને મુંજાલે જ પહેલ કરી. તેણે મહીડા તરફ હાથ લાંબો કર્યો: ' ઓળખો છો નાં ? આમને ? '

ખેંગારે મહીડા તરફ દૃષ્ટિ કરી: ' આ તો—ઉમેટાના, નહિ ?' ખેંગારે નામ આપ્યા વિના જ નિર્દેશ કર્યો.

' હા, એ જ છે. ઉમેટાના હંસરાજ મહીડા.'

ખેંગાર બેઠો. એક ઘડીભર શાંતિ થઈ ગઈ. કોઈ કાંઈ બોલ્યું નહિ. મુંજાલ બન્ને રજપૂતોને નિહાળી રહ્યો. એ એકબીજા સાથે બોલ્યા ન હતા. એમની વચ્ચે સમાધાન એને અશક્ય લાગ્યું. પણ નાનકડાં નાનકડાં રાજ્યો સામસામે બાખડયાં કરે એ બંધ કરાવી દેવું, એવું પાટણનું રાજસૂત્ર હતું. આજ્ઞા હતી કે દરેકે પાટણને સર્વોપરિ સત્તા માનીને પોતાની વાત રજૂ કરી ન્યાય મેળવવો. મહીડાને મુંજાલે એટલા માટે જ બોલાવી રાખ્યો હતો.

' જુઓ, ખેંગારજી, તમે આવ્યા છો એ સારું થયું

છે આ હંસરાજજી મહીડો પણ આંહીં છે. તમારાં વેરઝેર ભુલાવવા તમને બોલાવ્યા છે. આજ દિવસ સુધી એમ ચાલ્યું. હવે મહારાજ પોતે આવી વાત નહિ ચલાવે!'

'કઈ વાત?' ખેંગારે પૂછ્યું.

'આપણે ગમે તે દાખલો લ્યોને—ભલા માણસ! તમારે ને કચ્છમંડલના કોકને વેરઝેર થયાં!'

'તો, ભા! વેરઝેર એ તો રાજપૂતી વારસો છે. એનો એમ નિકાલ નો' ય!'

'ખેંગારજી! દેશભરમાં તમારો કોઈ મિત્ર હોય તો હું છું,' મુંજાલ બોલ્યો. એના અવાજમાં મૈત્રીનો સ્વર હતો. કહેવાની રીતમાં ડારવાની નેમ હતી. એ ભય ને પ્રીતિ ઉભયને અપનાવી રહ્યો. 'મેં મહારાણી ઉદેમતી જેવાનો પડછાયો લીધો છે. મને રા'ના વંશવેલાની ઉછેર વહાલી છે. મહારાજને માલવા જેવા સામે જવું પડે—કે કર્ણાટક, ચેદિ કે સિંધ જેવા દૂરના અરિદળ સાથે લડવું પડે, તે દી પડખે, મંડળિકો તમારા જેવા શોભે. તમે છો, કચ્છમંડલના જામ લાખાણી છે, આ હંસરાજજી છે, અર્બુદમંડલના પરમાર રામદેવ છે, કિરાડુના સોમેશ્વર છે, નડૂલના અશ્વરાજ છે, એટલે હું તમને આ કહું છું. બર્બરક જેવાએ જ્યાં સાર કાઢ્યો નથી, ત્યાં બીજો કોઈ નહિ કાઢે. મહારાજનો કોપ શંકરના ત્રીજા લોચન જેવો છે!'

'એ ત્રીજું લોચન અમારા આંખ માથા ઉપર, મંત્રીરાજ!' ખેંગારે કહ્યું: 'પણ અમારી રજપૂતી—એકલી એક રજપૂતી રહી જાય—તો બસ. મહારાજને અમારે એટલું જ કહેવાનું છે. અમારી રજપૂતી જાળવજો: બીજું બધુંય

તો ઠીક—આવતુંજાતું રિયે !'

'કેશવ! મહારાજે ક્યારે બોલાવ્યા છે મહીડા હંસરાજજીને ?' મુંજાલે કેશવને પૂછ્યું.

'મને તો આટલી જ આજ્ઞા છે, પ્રભુ! મહીડોજી આવે એટલે ખબર કરવા.'

'ત્યારે ખેંગારજી આવ્યા છે એ સમાચાર પણ આપજો. ને પછી જે કહેવાનું હોય તે કહેવરાવજો. ક્યાં દેવડાને ત્યાં જ કહેવરાવે . . .'

'હું તો દેવડાને ત્યાં છું!' મહીડાએ કહ્યું.

'અને હું પણ ત્યાં જ છું ત્યારે—' ખેંગાર બોલ્યો. કેશવ નમીને ગયો. 'ખેંગારજી! એક બીજી વાત પણ છે!'

'એ સાંભળવા તો હું જૂનોગઢથી આંહીં સામે ચાલીને આવ્યો છું. વિશુભાએ કહ્યું કે તમને પોતાને બોલાવે છે, પછી પાણી પીવા કોણ રોકાણું છે? ને હારે કોઈને લીધુંય છે કોણ ?' ખેંગારે મુંજાલની શંકા દૂર કરી નાખવા માટે પોતે એકલો આવ્યાનું ખાસ કહ્યું.

'રા' નવઘણે જૂનોગઢનો કોટકિલ્લો સમરાવી સુધારી તૈયાર કર્યો—અમને એ સમાચાર મળ્યા છે. ભલે કર્યો. અંદર એક્સો સિત્તેર પાદ નવઘણ કૂવો રચ્યો છે. અડીકડીની મહાન વાપી છે. મોટા કોઠાર કર્યા છે. પાણી ને અન્નના અખૂટ ભંડાર ભર્યા છે.' મુંજાલે જાણે કિલ્લો જોયો હોય તેમ વર્ણન માંડ્યું. રા'ને નવાઈ લાગી. એટલામાં મુંજાલે એને સીધો જ સવાલ પૂછ્યોઃ 'પણ આ બધી શાની તૈયારી છે? શું તમારે પાટણ સામે પડવું છે?'

'પાટણ સામે પડવું એ રા'ને નવાઈની વાત નથી,

મંત્રીશ્વર !' ખેંગારે નિર્ભયતાથી સહેજ પણ ખંચકાયા વિના સીધો જવાબ દીધો: 'પણ અમારે પાટણ સામે પડવું નથી ! અમારે બીજા ઘણા છે !'

મહીડો ચમક્યો. પણ એ બોલ્યો નહિ.

'ત્યારે આ બધું શાને માટે છે, ખેંગારજી ? તમને હજી અભખરો રહેતો હોય જુદ્ધનો—તો હું તમને એક સલાહ આપું છું. મહારાજને હમણાં ન મળતા.'

'કેમ ? મહારાજ હેડમાં પૂરશે ?'

'ના. મહારાજ હવે હેડમાં નહિ પૂરે. એ દિવસ ગયા. પણ મહારાજનો કોપાનલ એકવાર પ્રકટ્યો, પછી એ કોઈ શમાવી નહિ શકે. પછી એ અમારા હાથની પણ વાત નહિ હોય. તમારી બહાદુરી મેં જોઈ છે. એને માટે હું પણ દિલમાં કાંઈક ગૌરવ રાખું છું. આ કહેવાનું કારણ પણ એ છે. તમારી જુવાની છે. બિનઅનુભવ છે. તમને જુદ્ધનો અભખરો જ હોય—તો મહારાજને મળવાથી લાભ શો? એના કરતાં તો તમે સીધા પાછા ઘેર જાઓ. પછી દેખી લેવાશે !' મુંજાલ તીક્ષ્ણ દૃષ્ટિથી રા'નો ચહેરો નિહાળી રહ્યો. પણ ભૈરવી ખડક ઉપર બેચાર છાંટા પડ્યા હોય એટલી જ રા'ના ચહેરા ઉપર અસર થઈ લાગી. રા'ને તરત હાકલ ઉપાડી લેવાનો એક ઘડીભર આવેશ પણ આવ્યો—પણ એણે તરત પોતાની જાત ઉપર કાબૂ મેળવી લીધો. મુંજાલ એ કળી ગયો.

'તમે પાટણની રાજનીતિ ઉપર પણ એક ઘા કર્યો છે, ખેંગારજી ! મહારાજ એનો પણ તમારી પાસે જવાબ માગશે !'

'શો ?'

'રા' નવઘણનો પાટવી કોણ ?' મુંજાલે પ્રશ્ન કર્યો. 'તમે તો નહિ જ ?'

'ના. રાયઘણ પાટવી.'

'અને ગાદી ઉપર ત્યારે તમે બેસો ? એ ન્યાય ક્યાંનો ? ગાદીવારસ રાયઘણ આવીને આંહીં મહારાજ પાસે ધા નાખે તો ? પાટણને જવાબ આપવો પડે કે નહિ ?'

મુંજાલને રા' નવઘણની પ્રતિજ્ઞાની જાણ લાગી. વિશળભાએ પણ ખેંગારને કહ્યું હતું. પણ અત્યારે એ વિષે કાંઇ સ્પષ્ટ જ ન કરવાની રા'ને જરૂર લાગી.

'જુઓ, ભા ! મંત્રીરાજ !' ખેંગાર બોલ્યો: 'અમારું તો જૂનોગઢનું રા'નું કુળ આખું ગાંડું. સોમનાથનું રખોપું અમારે ત્યાં. મહારાજ ભીમદેવના સમયમાં આવ્યું'તું એવું જુદ્ધ કદીક આવે, તે દી રા', રા'ના દીકરા, ભાઇયું, ભત્રીજા, દીકરાના દીકરા ને કટંબના નાનાં મોટાં તમામ માણસ ખપી છૂટે. એવા જુદ્ધસમે—બીજો તો રા'નો કોણ કુળકલંક હોય તે રણમાંથી પાછો ફરે—? પણ રા'નાં કટંબનો, કોઈ બે-ચાર દીનો પોટો રહી ગયો હોય નાં, તો રા'ની રાખણહાર શક્તિદેવી ઈ પોટાને જાળવી રાખે. એમાંથી પાછી કોક દી અમરવેલ પાંગરે. ઈ બેચાર દીના અર્ભકને અમારી દેવીયું—રા'ને ત્યાં, મંત્રીશ્વર ! રાણીયું હોતી નથી, દેવીયું હોય છે—જાળવે ને મોટો કરે, જો કોક આવો કિલ્લો-કાંગરો ઊભો હોય તો એના આધારે. અમારો કિલ્લો તો એટલા માટે—તલવારી વારસો જાળવવા માટે. અમારે ક્યાં મુલકની પડી છે ? રાજ વધુ અમારે જોતું નથી. ગામગરાસ

વધારવો નથી. પછી એમાં ક્યાં પાટણ હારે નોર ભરાવવાની વાત જ આવી? અમારે તો અમારી રજપૂતીની પડી છે, ભા! લ્યો, આ તમને પેટછૂટી વાત કરી દીધી. હવે તમારે જે અરથમાં લેવી હોય એમાં લ્યો!'

'તમે દેવડાના મહેમાન છો. મહીડોજી પણ દેવડાના મહેમાન છે. તમારી વચ્ચે સમાધાન થઈ જાય—મહારાજ નિર્ણય આપે તે તમે સ્વીકારી લ્યો, રાયઘણજીને ફરિયાદ ન હોય, ને કોટકિલ્લાનું તમે વેણ આપો—એટલે તમતારે તમારો રજપૂતી વારસો જાળવો, એમાં અમારે કાંઈ કહેવાપણું નથી. આ તો મેં તમને, તમે મળ્યા એટલે, તમારા હિતની વાત કરી. જૂનોગઢ રાખવું તમારા હાથમાં છે. ખોવું પણ તમારા હાથમાં છે. સિદ્ધરાજ મહારાજની વાત હવે કાંઈ મારે કરવી પડે તેમ નથી. દુનિયા આખી એ જાણે છે. ખેંગારજી! તમારી બહાદુરી છે. મહારાજ તમને તક આપે છે. ઉપાડી લેશો તો જેવારો છે. પછી તમારી મરજી!' મુંજાલે જાણે છેલ્લું કહી લીધું હોય તેમ હાથને જરાક ધ્રુજારી આપી—પછી તેણે એક તાલી પાડી. જવાબમાં એક અનુચર આવ્યો: 'દેવડાજીને ત્યાં સમાચાર આપજો—મહારાજ એમને પણ કાલે બોલાવશે.'

'હા, પ્રભુ!'

રા' ઊઠ્યો. મહીડો પણ ઊઠ્યો. બન્ને જણાએ રજા લીધી. એ ગયા કે તરત પાસેના ખંડમાંથી એક માણસ નીકળી આવ્યો: 'ઝાંઝણ! આ બે ગયા એ તેં જોયા?' મુંજાલે એની સામે જોયું. ઝાંઝણે ડોકું ધુણાવ્યું: 'ત્યારે એની તલે તલ માહિતી તારે મેળવવાની છે. રા' ઘા મારવા

આવ્યો છે. અને આ મહીડો—એનો વેરી છે. આંહી કાંઈ તોફાન ન કરી બેસે એ જોતા રહેવાનું છે. રા' એકલો જ લાગે છે!'

'એકલો જ છે!'

'થયું ત્યારે—પણ એનું પગલે પગલું ગણતો રે'જે. એ નવઘણનો છોકરો છે. અને આંહીં આવ્યો છે તે કાંઈક નવાજૂની કરી ન જાય, એ જોવાનું છે!'

## ૨૭. સોનલ દે

કવિતા વિના માણસ જીવી શકતો નથી, એ જેટલું સાચું છે તેટલું જ આ પણ સાચું છે કે, વિધિ પણ અવારનવાર કવિતા કર્યા વિના રહી શકતો નથી. એટલે તો, કલ્પનામાં પણ ન આવી શકે એવા સુંદર અકસ્માતો એ કરે છે. કોઈ ભયંકર ખડકમાં એક એવું તો રમણીય ફૂલ મૂકી દે છે કે દુનિયા આખી મોંમાં આંગળાં નાખીને જોયા જ કરે! એવો એક અકસ્માત એણે સિંધના રણમાં કર્યો. એ રણમાં એણે એક પદ્મિની સરજી. એણે એને એટલું રૂપ આપ્યું કે, એથી વધારે આપ્યું હોત તો પછી હજારો માણસોને સેંકડો વર્ષ સુધી કદરૂપાં કરવાં પડત. વિધાતાની પાસે પણ કાંઈ રૂપના ભંડાર ભર્યા નથીઃ એની પાસે પણ બેચાર માટલી સોનેરી રૂપેરી રજ છે. એમાંથી જ એ વારંવાર આકાર ઘડે છે ને વારંવાર પાછા તોડેફોડે છે. પણ સિંધના રામબાવળિયાના જાળઝાંખરામાં જ્યારે એણે સોનલ દેને રૂપથી મઢવા માંડી, ત્યારે તો એણે હદ કરી નાખી. એને સરજ્યા પછી, જાણે વર્ષો સુધી હવે કોઈ બીજું રૂપ સરજવું નથી એમ નિરાંત કરીને, બુઢિયો

બ્રહ્મા પણ, સરસ્વતીને વેદનાં પાનાં ગોખાવવા મંડી પડ્યો. એણે આ પદ્મિની સરજી અને દુનિયા આખીને ઊઠમેશ કરાવનાર મૂલનક્ષત્રને પણ એની સાથે જ મૂક્યું. જ્યોતિષ-માર્તંડો આ નક્ષત્રને ત્યાં જોઈને અને સોનલ દેની ભ્રમરમાં બેઠેલા પુષ્પધન્વાના કોદંડને જોઈને, આકાશપાતાળ એક થાય એટલા આંકડા મૂકવા માંડ્યા. આંકડા મૂકી મૂકીને એમણે તો સિંધકચ્છપંથકના સરહદી ગિરાસદાર શેર પરમારને ગાંડો કરી દીધો.

એ પદ્મિની જ્યાં જાય ત્યાં લોહીની નદીઓ વહે. માણસનાં મડદાં સસ્તાં થાય. મહેલના ખંડેર બને. કિલ્લાકોટ ધૂળધાણી થઈ જાય. રાજ ખેદાનમેદાન હોય. વંશવેલે એક આંગળીચિંધામણ છોકરું પણ ન ઊગરે. એ પદ્મિ-નીનો રાજ ઉપર ભાર હોય. છાતીને વજ્ર જેવી કઠણ બનાવીને એક અરધી રાતે આ પદ્મિનીને પોતાને ત્યાંથી વિસર્જન કરીને શેર પવાર જ્યારે પાછો ફર્યો, ત્યારે એની આંખમાંથી શ્રાવણભાદરવા વહી રહ્યા હતા. પણ આકાશ જેવું જ્યોતિષ અચળ છે. પદ્મિની તો ઊગરી ગઈ. અનેક સંકટો વેઠતી કાલડીના દેવડાને ત્યાં મોટી થઈ.

દેવડો પાટણનો મરુભૂમિ તરફનો ચૌહાણ ગિરાસદાર. અવારનવાર પાટણ જાયઆવે. ઘોડાંનો પણ ભારે પરખંદો ને વળી રાખવાવાળો. પાટણમાં પણ એનો મોટો પથારો રહેતો. દેવડા સાથે સોનલ દે પણ પાટણમાં રહેતી થઈ. બર્બરક-વિજયોત્સવ દરવર્ષે પાટણમાં ઊજવાતો થયો. એવા એક ઉત્સવમાં, પાટણનો માનવસાગર ઊભરાયો હતો. મહારાજનો શ્રીકલશ સાચ્ચાં મોતીની ઝૂલ ઓઢીને નીકળ્યો હતો.

સુવર્ણજડિત્ર છત્ર નીચે બિરાજેલા જયસિંહ સિદ્ધરાજ બર્બરકજિષ્ણુની પ્રશસ્તિઓથી આકાશ ગાજી રહ્યું હતું. તે સમયે મહારાજની દૃષ્ટિ અચાનક એક હર્મ્યની ચંદ્રશાલા ઉપર ગઈ—અને જાણે કે એ દૃષ્ટિ ત્યાં ચોંટી જ ગઈ.

આકાશમાં ફુલ્લ પ્રફુલ્લ પદ્મિની જેવી—દેવડાની દેવડી, ત્યાં ઊભી હતી. ઊભી ઊભી એ તો વિજયોત્સવ નિહાળી રહી હતી. પણ એનું રૂપ માનવસાગરમાં એક અનોખી છાપ પ્રકટાવી રહ્યું હતું. ચહેરા ત્યાં હજારો તરવરતા હતા, પણ આ દેવડી તો આકાશગંગામાંથી ખરેલું જાણે કમળ હતું. સવારી તો પછી આગળ વધી, પણ મહારાજનું હૃદય પાછળ રહી ગયું. સિદ્ધરાજને દેવડામાં રસ પડવા માંડ્યો. એનું ઘોડાનું જ્ઞાન એને ઉપયોગી લાગવા માંડ્યું.

પણ વિધાતાએ પોતાના કાવ્યની સામગ્રીમાં ક્યાંય ઊણપ રહી ન જાય એની પહેલેથી જ સંભાળ રાખી હતી. દેવડી તો ક્યારની એક તરુણમાં રસ લેતી થઈ ગઈ હતી. એ હતો જૂનાગઢનો જુવાન ખેંગાર. એની નજરમાં એ ક્યારનો વસી ગયો હતો. ખેંગારની દૃષ્ટિમાં પણ એ સમાઈ ગઈ હતી. દેવડાને એ વાતની જરા ગંધ પણ આવી હતી. એ વખતે તો એને એ વાત રુચી, પણ પાટણના અને સોરઠનાં બે મહારાજ્યો વચ્ચે, પસંદગી પાટણ ઉપર જ ઊતરે, તો પોતાનું ભાગ્ય ઊઘડે, એ દૃષ્ટિએ એણે દેવડીને હવે બીજી પણ કેટલીક વાતો કહેવા માંડી. દેવડીનું અંતર ખેંગારની કલ્પના સાથે નાચતું હતું, તે એ સાંભળીને ખિન્ન થયું. પોતાના પાલક પિતાને નારાજ કરવામાં એને વિશ્વાસ-ઘાત લાગતો હતો. એને નારાજ ન કરવામાં હૃદયની એક

જબરજસ્ત ઊથલપાથલનો સામનો કરવાનો હતો. તે ઘોડે-સવારી શીખી હતી. સાંઢણી એકલી ગમે તેવા ભયંકર રણમાં હંકારી લેતી. તલવાર તો એ ગ્રહણ કરતી—એટલે એના દેહમાં રણચંડીનો પ્રવેશ થતો. એને જુદ્ધ આવડતું, પણ પોતાના નાનકડા હૃદયનું આ નાનકડું જુદ્ધ કેમ ચલાવવું એની એને ગતાગમ ન હતી. ખેંગારને એ જેમ જેમ ભૂલવા મથતી—તેમતેમ એ હૃદયમાં વધારે ને વધારે ઊંડો પ્રવેશ કરતો. એમ શા માટે થતું એની એને સમજણ ન પડી. એ ખેંગાર હવે તો જૂનાગઢનો રા' થયો છે એની એને ખબર હતી. એ હમણાં આવ્યો ન હતો. કદાચ રા' થયો એટલે પોતાને ભૂલી પણ ગયો હોય. દેવડીએ હૃદયમાં ખોટું આશ્વાસન પણ લીધું કે એ એને ભૂલી ગયો હોય! તે પોતાનું મન બીજે વાળવા મથતી. દેવડાના વિશાળ વાડામાં જાતવંતાં ઘોડાં નિહાળતી. સવારી કરીને વાડામાં ફેરવતી. આમલીની ડાળે બાંધેલા હીંચકાને છેક આકાશ સુધી ફંગોળતી. મોરને પકડવા દોડાદોડ કરી મૂકતી. પોતાના તાનમાં પોતે મસ્ત રહેતી. પણ જેવી એમાંથી એ છૂટતી કે તરત એનું હૃદય, એના મૂંગા ગાનનો પ્રદેશ ખુલ્લો કરી દેતું. એક ક્ષણમાં તો એ એમાં નિમગ્ન થઈ જતી. એના આ છાના આનંદસાગરમાં પાછો ખેંગાર એકલો ચક્રવર્તી બનીને એની સાથે વિહરતો. બુઢ્ઢો બ્રહ્મા એ જોતો—અને પોતાના એકાંત લોકમાં ખડખડાટ હસતો!

આજે જ્યારે દેવડો બન્ને મહેમાનોને લઈને વાડામાં આવ્યો, ત્યારે સોનલ દે એક ઘોડા પાસે ઊભી ઊભી એને નિહાળી રહી હતી. દેવડાને તેણે આવતાં જોયો અને એ

સામે દોડી. ખેંગાર ને મહીડો હજી પાછળ હતા, એટલે એકદમ એની નજરે ન ચડયા.

'બાપુ!' સોનલે ઉતાવળે ઉતાવળે કહ્યું: 'તમે કાલે કહેતા હતા ને, કે પેલો પંચકલ્યાણી ઘોડો, એના ઉપર કોઈ સવારી કરી શકતું જ નથી, પણ મેં અત્યારમાં એને સાત ચક્કર લેવરાવ્યાં. એ ઊભો ઊભો ત્યાં હાંફે, જુઓ! ઠારણ ના કહેવા આવ્યો સવારીની, તો એને એક મૂકી, તે હજી આ બાજુ પાછો ફરકયો જ નથી! બીજા કોઇને નહિ ને મને—ના કહેવા આવ્યો, બાપુ!'

'ધીમે, ધીમે, દીકરી! ધીમે બોલ. પાછળ આવી રહ્યો છે મહીડો, એ સાંભળશે. એ ઘોડો તો મહારાજનો પોતાનો છે—' દેવડાએ કહ્યું. 'કોટિધ્વજ કહે છે તે—આંહીં મહારાજે સંભાળ લેવા મોકલાવ્યો છે—જરાક એની રૂંવાટી હાથમાં આવી જાય છે એટલા માટે. એના ઉપર સવારી ન હોય. ઠારણે બરાબર કહ્યું હતું. કયાં ગયો એ? પણ એને બચારાને શું ખબર કે વહેલેમોડે એ ઘોડો છે તો તારો જ. કેશવ નાયક આ બાજુ આવ્યા'તા, દેવડી? મળ્યા તને?' દેવડાએ પોતાના મનમાં રમી રહેલી વાત રજૂ કરી,

'ના. શું કરવા, બાપુ?'

'ઓ હો હો! શો કળજગ આવ્યો છે?' દેવડાએ હસતાં હસતાં કહ્યું: 'આ આજકાલનાં છોકરાં મને બુઢિયા બાપનેય બનાવે છે! શું કરવા? હેં! નહિતર તો જાણે નાનકડી ગીગલી! કાંઈ ખબર જ નહિ હોય! કોટિધ્વજ ઉપર સવારી તો પોતે માંડી, ને વળી મને પૂછે છે શું કરવા?'

દેવડાને મનમાં હતું કે સોનલને પણ પાટણની રાણી

થાવું તો ગમે છે. જરાક એ વાતને એ વધારે આગળ લેત, પણ એટલામાં મહીડાનો સાદ આવ્યો.

'ઓ હો હો! દેવડાજી! આ તો એક આખી ઘોડાર જ તમે વસાવી છે ને શું? આટલાં જ ઘોડાં?'

દેવડાને સાંભર્યું કે આંહીં આમને બહુ રખડાવવા ઠીક નથી. તેણે વાત ફેરવી.

'આપણે ત્યાં મહેમાન આવ્યા છે, દેવડી! મહીડાજી—ઉમેટાના—ને ખેંગારજી.'

પોતાની ઘોડાર આ બન્ને જણા જુએ એ દેવડાને ગમતી વાત ન હતી. એટલે એણે હવે એમને પાછા લેવાનો તાગડો રચ્યો:

'ઘોડાં તો એમણે ઘણુંય દીઠાં છે, એમને આ નવી નવાઈ ન હોય, પણ આપણી મહેમાની લાજે નહિ.. દીકરી! હું તો તને બોલાવવા આવ્યો'તો. ચાલો, અત્યારમાં તો ગોરસ કાઢો ને રોટલાનો ઝપાટો બોલાવો. ચાલો, મહીડાજી! ચાલો. પહેલાં શિરામણીનું કરો. પછી બીજી વાત. અરે! ઠારણ!'

ઠારણ દોડતો આવ્યો. તેના ચહેરા ઉપર હજી ગુસ્સો હતો.

'શું છે અલ્યા?' દેવડાએ પૂછ્યું.

'મા'રાજનો કોટિધ્વ . . .' ઠારણ બોલવા માંડયો પણ દેવડાએ એને અટકાવ્યો.

'ઠીક ઠીક હવે, અત્યારે તો તું જા. લ્યો, આ ખેંગારજી પણ આવ્યા! ચાલો!'

પાછળ ખેંગાર આવી રહ્યો હતો. પણ 'કોટિધ્વ..' શબ્દે એ ચમકયો હતો ને ઠારણ તરફ દૃષ્ટિ કરતાં એ વધારે

ચમકી ગયો. કદ ને ચાલ તો જાણે ખર્પરકનાં હતાં. પણ રંગ ફરી ગયો હતો. ચહેરો જરાક વિચિત્ર દેખાતો હતો. વાળમાં ઘણો ફેરફાર હતો. ખેંગાર એક ક્ષણ વિચારમાં પડી ગયો. એના કળ્યામાં વાત એકદમ આવી નહિ. પણ એટલામાં એની દૃષ્ટિ દ્વારણ પાસે ઊભેલી દેવડી ઉપર ગઈ. સોનલે એક છાની નેહભરી દૃષ્ટિએ એને નીરખી લીધો. એ વ્યવહાર કોઇની નજરમાં આવ્યો નહિ—પણ એ જ એનો નેહ હજી ત્યાં જોઈને, ખેંગાર ડોલી ઊઠ્યો. એણે દેવડીને એક દૃષ્ટિવ્યવહારથી પોતાના પ્રેમની અવધિનું સૂચન આપ્યું—પણ ત્યાં બહારથી એક અનુચર દોડતો આવી રહ્યો હતો.

'કેમ? કોણ આવ્યું છે?' દેવડાએ પૂછ્યું.

'કેશવ નાયક!'

'કેમ?'

'મહારાજે ખેંગારજી ને મહીડાજીને સાંજે સંભાર્યા છો'

દેવડોજી હાંફળોફાંફળો આગળ વધ્યો. મહીડો એની પાછળ હતો. ખેંગારે એક દૃષ્ટિ પાછળ નાખી. એ દૃષ્ટિને સોનલે ઝીલી લીધી હતી. એમાં કોઈ સંકેતસ્થાનનો ધ્વનિ બેઠો હતો. ખેંગારે એ ધ્વનિ ઝીલ્યો હોય તેમ ડોકું હલાવ્યું ને દૂરની આમલીઓ તરફ દૃષ્ટિ કરી. સોનલે પણ એની આ વાત પકડી લીધી હતી, એ વિચારે તો એના આખા શરીરમાં વીજળીનો વેગ મૂકી દીધો. પછી તે ત્વરાથી દેવડાની પાછળ ગયો. એમ કર્યા વિના છૂટકો ન હતો. પણ એનું હૃદય આજ એનું ન હતું.

એ સોનલ દેની સાથે હતું: ને સોનલ દે એની આંખમાં હતી.

## ૨૮. હંસરાજને પડકારીને ખેંગાર પાછો ફર્યો

**મોડી** સાંજે ખેંગારજી ને હંસરાજ મહીડો રાજ-દરબારમાંથી પાછા ફર્યા ત્યારે દેવડો એમને બન્નેને નિહાળીને કાંઈક વિચારમાં પડી ગયો. ખેંગાર કાંઈ બોલ્યો નહિ. પણ મહીડો મુંજાલ મહેતાને ઇંદ્રનો અવતાર મનાવી રહ્યો હતો.

વાળુ થઈ ગઇ. મહીડાએ પોતાની સાંઢણી તૈયાર કરવા માંડી.

'કેમ નીકળવું છે, મહીડાજી ?'

'હા, ચાંદની રાત છે—ધીમે ધીમે ઉમેટા ભેગા થઈ જઇએ.'

'પણ ત્યારે તમે શું આવ્યા—શું ચાલ્યા—? મુંજાલ મહેતાએ શું કહ્યું ? મહારાજ મળ્યા કે નહિ ?'

મહીડો બોલ્યો : 'મહારાજ તો માલવા કર્ણાટકના કોક આવ્યા હોય તો મળે. એમ હાલીમવાલીને મળવાનો એમને સમય પણ ક્યાંથી હોય ? અમે ને ખેંગારજી ને બધા હાલીમવાલી જ તો. હજી ખેંગારજીનું તો રા'પદનું જ ક્યાં ઠેકાણું છે ?'

'હેં ખેંગારજી ? તમને રા'પદ નહિ મળે ?' દેવડાએ

પૂછ્યું. સોનલ દેને સંભળાવવાનો એનો આશય સ્પષ્ટ હતો.

ખેંગારનો પ્રત્યુત્તર એના જેવો જ ખુમારીભર્યો હતો.

'એ તો મહીડાજીને એમ જ લાગે, ભા! ઈ તો એમ જાણેનાં કે રા'પદ આંહીં પાટણના સિંહાસનને પાયે વળગ્યાં હશે! કેમ એમ જ નાં?'

મહીડો વ્યંગમાં હસ્યો: 'શીંદરીવાળી વાત છે—ભૈ—પાટણના સિંહાસનને પાયે તમારાં રા'પદ વળગ્યાં ન હોય, તો તમે કાંઈ મુંજાલ મહેતાએ કહ્યું કે રોકાઈ જાઓ—રાયઘણજીને આવવા દો પછી નક્કી થાય ને રોકાઓ ખરા?'

દેવડાને ખેંગારની રોકાવાની વાતમાં પોતાનું અહિત લાગ્યું. પણ તે કાંઈ બોલ્યો નહિ.

'રોકાવુંય પડે. ઈ તો પાઘડીનો વળ છેડે નીકળે, ભા!' ખેંગાર બોલ્યો.

'અમને તો આટલી ખબર પડે કે મોટું નાનાને ગળી જાય. એમાં પછી જેટલો વળ રાખીએ—ઈ પછી પેલું કે' છે નાં—ઝાઝું કરે તે થોડા સારુ—એના જેવી વાત થઈ!'

'તમારું એમાં કામ નથી, મહીડાજી! જેનાં જે કામ . . અમારે રા'ને તો કૈંક રણ પતાવવાનાં હોય, એમાં એક આ વધારે. એમાં તમારું કામ નહિ!'

મહીડો કળ ખાઈ ગયો. પણ તેણે મનમાં શાંત પકડી રાખી.

પછી મહીડો તૈયાર થયો. સાંઢણી સાબદી કરી. દેવડાને પ્રેમથી જય ગંગનાથ કર્યા—ને એને જરાક પાસે બોલાવ્યો: કાનમાં કહ્યું.

'દેવડાજી! આને હવે રાખશો મા. આ તો સરપ

છે. તમે તો એને ઓળખો છો નાં ?'

દેવડાએ ડોકું ધુણાવ્યું. 'ત્યારે જુઓ, આને આંહીંથી ઝટ કાઢજો. નહિતર કામ તમારું બગાડશે. રાજમાતાને ગંધ આવી છે—તમારી દેવડીની—એને એ વાત ગમી નથી. મુંજાલ મહેતાને પણ ગમી નથી. લાટની કુંવરી તો તૈયાર બેઠી જ છે. મેં સાંભળ્યું છે કે આંહીં આવે પણ છે... પાટણ જેવું રાજ હાથમાંથી જાશે, દેવડાજી ! જો આને બહુ મનમાં આપ્યાં તો. લ્યો, ત્યારે જય ગંગનાથ !'

'જય સોમનાથ !' દેવડાએ કહ્યું.

દેવડો પાછો અંદર આવતાં જરાક ખંચાઈ ગયો. પાસેની ભીંતે ઊભીને દેવડી એની વાત સાંભળીને દોડી ગયેલી લાગી. એટલામાં એણે ખેંગારને આવતો દીઠો : 'રાણંગ !' ખેંગારે બૂમ પાડી : 'આપણી સોનરેખને પણ કરજો તૈયાર !'

'કેમ ખેંગારજી ! તમને વળી શું થયું છે ? આવો ને—બે ઘડી મન તો મોકળાં કરીએ !' દેવડાને મહીડાની વાત ગળે ઊતરી ગઈ હતી. ખેંગાર આંહીં બહુ રહે એ એને હવે ગમતું ન હતું.

'મારેય જાવું પડશે, ભા !' ખેંગાર બોલ્યો.

'ક્યાં ? તમારે શું છે વળી ?'

'આ મહીડાને બતાવવું પડશે નાં—કે ભા ! રાજ રા'નાં તો હજી રા'નાં જ છે. મુંજાલ મહેતો આંહીં મોટા—પણ ગિરનારની છાયામાં તો સૌ સરખા, ભા !'

દેવડો સાંભળી રહ્યો. એને એમાં કાંઈ ખાસ રસ ન હતો. મહીડાની પાછળ આ જાતો હોય તો ભલેને જાય—

મુંજાલ મહેતો જાણે ને એ જાણે. મહેતાના હાથ લાંબા છે.

'પણ મહારાજે કહ્યું શું?'

'મહારાજ બીજું શું કહેવાના હતા? મુંજાલ મહેતાએ કહ્યું એ જ મહારાજે કહ્યું એમ સમજો ને. બીજું શું?'

'ત્યારે મહારાજ મળ્યા પણ નથી?'

'ના.' ખેંગારે સ્પષ્ટતાથી કહ્યું: 'મહારાજ મને મળ્યા નથી ને હું પણ મહારાજને મળ્યો નથી! મહારાજની પાસે તો પાટણનું પાધર છે; મારી પાસે તો ગિરનારનો ડુંગર છે. ડુંગરા ક્યાંય નમ્યા જોયા છે, દેવડાજી?'

સોરઠના રા' જેવાને તો જે મળે પણ નહિ—એ સિદ્ધરાજ જયસિંહ પોતાને બોલાવે છે એ વિચારથી દેવડાને તો પોતાનો વક્કર વધતો લાગ્યો. એણે ખેંગારની વાતને ઉત્તેજન ન આપ્યું.

'હા—ભૈ—એને હજારું કામ હોય—' દેવડો બોલ્યો.

રા'એ દેવડાની વાતને કાંઈ હોંકારો ન ભણ્યો.

'રાણુંગ! ભૈ! પાણીબાણી હારે રાખજે હો—આ તો નેહા વિનાનાં કામ કહેવાય—'

એ પોતે સાંઢણી ઉપર ચડ્યો. ને એ ક્ષણમાં જ એ અદશ્ય થઈ ગયો. એને જતો તો એક જણ જોઈ રહ્યું હતું. રા'ની ખુમારીએ એનું દિલ જીતી લીધું હતું. દેવડીએ થોડીવાર પછી ઉપલી બારી બંધ કરી. તે નીચે ઊતરી અને આમલીની ઘટામાં હીંચકવા ચાલી ગઈ.

રા' ખેંગારની સોનરેખે મહીડાનું પગલે પગલું દબાવ્યું હતું. થોડીવારમાં તો ખેંગારે હંસરાજને પડકાર્યો. હંસરાજે

પાછળ જોયું. ખેંગારની સાંઢણી આવતી જોઈ. એ ઊભો રહી ગયો, ખેંગાર પાસે આવ્યો.

'ડરતા નહિ હો—મહીડાજી ! આજ તો તમને કહેવા આવ્યો છું—રમઝટ બોલાવવાને હજી વાર છે !'

'અરે ! આવોને, ખેંગારજી ! આંહીં જ પતાવી લૈં. તમારા ભોડકાને એના વિના શાંતિ નહિ થાય !'

'ભોડકું તો ઠીક, ભા ! એવાં અનેક ભોડકાં રખડાવ્યાં છે તો એક તમારું વધારે—પણ તમે ભા ! જરાક બાઇડી—ને મળી કારવીને—આજ પુનમ છે નાં, આવતી ચૌદશે ધ્યાન રાખજો. અંધારિયું પણ હશે ને ભારે મજો પડશે. ક્યાં મળવું છે—? તમારે ત્યાં આવું કે તમે આંહીં આવશો ?'

'અરે ! તમે કહેશો ત્યાં. ત્યાં આવવું હોય—ઉમેટાને પાદર તો ભારે મજાનો પટ છે. આંહીં ભેટવું હોય તો આંહીં. તમને ઠીક પડે તેમ કરજો !'

'ઠીક ત્યારે—તૈયાર રે'જો, ભા ! હું જ આવીશ—ને નો આવું તો બીજી ચૌદશે—એ ને આ પેલો વડ દેખાય છે નાં—ત્યાં તમારી રાહ જોતો હું ઊભો હઇશ !'

'પેલો—તળાવડે ઊભો ત્યાં ?'

'હા, બસ ત્યાં—તમને ખોબો પાણી તો મળે !'

'હવે—આવજો ને બળ હોય તો—પણ તમે ક્યાંક પાટણમાં તળ રહી જાવ નહિ !'

'તો બીજો કોક આવશે, મહીડાજી ! ડરતા નહિ—ઠીક ત્યારે—જય સોમનાથ !'

'જય ગંગનાથ !' મહીડાએ સાંઢણી હંકારી મૂકી.

## ૨૯. એક કોયડો

ખેંગાર જ્યારે પાછો ફર્યો ત્યારે દેવડાની ડેલી તો બંધ થઈ ગઈ હતી. અંદર તાપણાની આસપાસ બેઠેલા પહેરેગીરોની વાતચીત ચાલતી હતી. એમને બોલાવ્યા વિના જ અંદર પ્રવેશ કરવામાં ખેંગારે સાર દીઠો. ત્યાંથી તે તરત પાછો ફરી ગયો. દેવડાના વાડાના કોટની રાંગ ફરતો એક આંટો લીધો. ડેલી કરતાં પણ ત્યાં અંદર, ચારે તરફ પડ વધારે જાગ્રત દીઠું. 'રાણુંગ !' ખેંગારને વિચાર આવ્યો : 'આંહીં મફતના આંટા શું કરવા મારવા—સોનરેખને લઈ લે—પેલી આમલીઓનાં જૂથ દેખાય તે તરફ. ભગવાન સોમનાથ કરશે તો એકાદ ડાળી તો ત્યાં ભીંત બહાર લટકતી હશે. ત્યાં અંધારુંય ઠીક છે ! ને એણી કોર પડ પણ જાગતું લાગતું નથી !'

ખેંગારનું અનુમાન સાચું નીકળ્યું. કોટ એ બાજુ ઊંચો હતો છતાં બેત્રણ ડાળી કોટ બહાર થઈ નીચે તરફ લટકતી હતી. એ બાજુ માણસોની અવરજવર ભાગ્યે જ થતી. ખેંગાર સોનરેખ ઉપર ઊભો થયો. એક ડાળી હાથમાં આવી : 'રાણુંગ ! તું હવે આંહીં થોભતો નહિ—મંદિરમાં

જાજે. બાપુ ઊતરતા એ મંદિર. અને સવારે મને આંહીં લેવા આવજે!'

'પ્રભુ! પણ દેવડાનાં લક્ષણ મને સારાં લાગ્યાં નથી હો!' રાણુંગ બોલ્યો.

'આખું પાટણ સામે છે—એમાં એક ઈ વધારે, રાણુંગ! પણ આજે તો કાંઈ ગયા વિના હાલશે?'

ખેંગારના મનમાં સોનલદેનો સંકેત રમી રહ્યો હતો. એ ઘટામાં અદૃશ્ય થયો. રાણુંગ ગુપચુપ ઊપડી ગયો. ખેંગારે ઝાડની ઘટા ઉપરથી જ અંદરની હિલચાલ નિહાળવા માંડી. દેવડાનું મન તો એ ક્યારનો પામી ગયો હતો—એનું હાલે તો એ ખેંગારને તળ રાખી લ્યે—પણ દેવડી—દેવડીના હૃદયમાં, એણે મમતા પ્રેમ ને નિર્ભયતા જોયાં હતાં. આજ એ સંકેતસ્થળે ન જાય તો દેવડી એના નામ ઉપર થૂંકે પણ નહિ—એ દેવડીને ઓળખતો હતો. બધે માણુસના હાથમાં તલવાર રહેતી, પણ આની તો આંખમાં તલવાર હતી. કોઇને ભીરુ જોતી—અને એનામાં હજાર સિંહણનું તેજ પ્રકટતું. ભીરુતા—ભીરુતા એનાથી જોઈ જાતી નહિ. ખેંગાર એના સાન્નિધ્યમાં પોતે કોણ જાણે શું અનુભવતો—પણ જ્યારે જ્યારે એને જોતો, ત્યારે ત્યારે એને લાગતું કે, એને કોઈ અમરેન્દ્રનો વારસો મળ્યો છે. એને માટે મૃત્યુ નથી. એને કોઈનો ભય નથી. એનો રણમાં પરાજય નથી. એની સમશેર માટે કોઈ પાસે ઢાલ નથી. આજ તો વળી આ સંકેતસ્થાનમાં દેવડાની મનઃસૃષ્ટિનો પણ કાંઇક ખ્યાલ દેવડી આપે તેમ હતું. પોતાનો ભવિષ્યનો કાર્યક્રમ પણ એમાંથી નક્કી થાય. ખેંગારે સાહસ કર્યું.

તે ધીમે ધીમે પણ સાવચેતીથી વાડાની અંદર ઊતર્યો.

વાડાની અંદર આવીને છેટેના પડને હજી જાગતું જોઈને, એ બે ઘડી ઝાડના થડને ઓથે તદ્દન શાંત જેવો ઊભો રહી ગયો. એને એક શંકા પડી હતી કે વખતે દેવડો આંહીંથી હમણાં ઊપડી જ જાય. એમ ઊપડી તો જતો નહિ હોય ?—તો તો દેવડી આવી રહી. એણે તીક્ષ્ણ દૃષ્ટિથી આમલીના જૂથના આછી ચાંદની-શણગાર્યા અંધારાને જોવા માંડયું. પછી તે થડે થડ પાસે ફરી વળ્યો. તે નિરાશ થયો. કોઈ ક્યાંય હતું જ નહિ. નક્કી દેવડાએ સોનલને રોકી. પણ એને સોનલની તેજસ્વિતા યાદ આવી. સોનલને આંહીં આવતાં રોકી શકે તો એ પોતે જ પોતાને રોકી શકે. બીજું કોઈ એને રોકી શકે એ એના માન્યામાં આવ્યું નહિ.

એક ક્ષણભર એના મનમાં અમંગળ શંકા ઊઠી: 'દેવડી—દેવડીને પાટણના સિંહાસનનો મોહ ન થાય ?' પણ એટલી નાની સરખી શંકાએ એની પોતાની જ ક્ષુલ્લકતા પ્રકટ કરી હોય એમ એને લાગ્યું, કારણ કે બીજી જ ક્ષણે કોઈકનાં ધીમાં પગલાંનો અવાજ એના કાને પકડી લીધો. એનું હૃદય સમુદ્રના તરંગ જેમ હેલે ચડયું. દેવડી—એની દેવડી—આવી રહી હતી. જેને ત્રિલોકમોહિની કહીએ એવું એ રૂપ હતું. પણ—અરે—આ શું ? ખેંગારે એકદમ પ્રકટ ન થવામાં ડહાપણ દીઠું. કોઈ દિવસ નહિ ને આજે દેવડી સાથે આ બીજું કોણ આવી રહ્યું હતું ? ખેંગારે ત્વરાથી આમલીના થડની પાછળ આશ્રય લીધો. ને દેવડી બીજી બાજુ વળી કે તરત તે પાછો ઉપર જ ચડી ગયો. દેવડીની

સાથે આવેલી આ ડોશીને ખેંગારે ક્યારેય દીઠી ન હતી—દેવડાના ઘરમાં પણ એનું મોં જોયું ન હતું. ત્યારે આજે એ ક્યાંથી ફૂટી નીકળી? દેવડી એને સાથે કેમ લાવી હશે? એ કોણ હશે? દેવડાની કોઈ સગી હશે? ખેંગારના મનમાં પ્રશ્નોની પરંપરા ચાલી.

પણ તેને લાંબો વખત થોભવું પડ્યું નહિ. પોતાને પરિચિત એવો મિઠો, આકર્ષક, કાંઇક જુદો જ—સહેજ માદક, સહેજ કરુણ એવો—રણકો આપતો, દેવડીનો અવાજ એને કાને પડ્યો: 'લચ્છી!' ડોશીનું નામ લચ્છી લાગ્યું. 'હવે તું મને પહેલાં મારી વાત કરી લે—પછી બીજું. આંહીં એકાંત છે. અત્યારે કોઈ આવે તેમ નથી. પહેરેગીરો ને બીજા તો આ આમલીના જૂથમાં ભૂતથી એવા ભડકે છે કે આ બાજુ કોઈ ફરકશે જ નહિ. ને એક જણ—આવનાર હતું તે આવત—પણ હવે તે નહિ આવે. બહુ મોડું થયું છે ને જુદ્ધનો મામલો—કોને ખબર—શું હશે—?'

'જુદ્ધનો મામલો?' લચ્છીએ તેનો એક શબ્દ પકડી લીધો: 'જુદ્ધનો મામલો—તેં એમ કીધું, દીકરી? ત્યારે તો વાત સોએ સો ટકા સાચી નીવડવાની, એમ?'

'શેની વાત, લચ્છી? તું શું કહે છે?'

'તારી જ વાત છે, દીકરી!' લચ્છી જાણે પોતાની દીકરીને જ સંબોધી રહી હોય તેમ બોલતી હતી. ખેંગારને એના આ વર્તનનો ભેદ એકદમ કળવામાં આવ્યો નહિ. 'મેં તને દિવસ તો છ—એમ તો છ મહિના—આ મારે થાનેલે જેમ બચોળિયું વળગાડે, એમ વળગાડી રાખીને

વગડે વગડો ખૂંદ્યો છે. જનેતાનો જીવ એમ કાંઈ પોતાના જણ્યાને છોડી દેતાં હાલે? તારા બાપે તો તને તજી દીધી— પણ તારી માએ છાની રીતે મને મોકલી'તી કે એને ક્યાંક સંતાઇને મોટી કર—પણ શું નશીબ, દીકરી! જ્યાં તને હું લઈ જાઉં ત્યાં જાણે એ પહોંચ્યું જ છે! એક દી ધરાઇને ધાનનો કોળિયો ખાધો નથી! જ્યાં તું—ત્યાં જુદ્ધ. જાણે કે કેમ તારી સાથે જ તે વળગ્યું હોય! જે ગામમાં હું જાઉં, તેમાં ન હોય ત્યાંથી, મારામારી ઊભી થાય! આજ તેં જુદ્ધની વાત કરી—ને મને એ સાંભર્યું. ત્યારે તો આંહીં પણ તારી પાછળ પાછળ જ એ આવ્યું લાગે છે! જુદ્ધ, દીકરી! જુદ્ધ તારી પાછળ વળગ્યું છે. તું એને અટકાવજે. નકર તારે નામે જુદ્ધ ચડશે!'

દેવડી બે ક્ષણ બોલી નહિ. તે બોલી ત્યારે એના એના અવાજમાં છાનું દર્દ હતું.

'મારી મા—લચ્છી! મારી મા કોણ છે? પહેલી તું મને એ વાત કર. તેં એને જોઈ છે? કેવી છે?'

'તારી મા તો, દીકરી! ત્રિભુવનને મોહ પમાડે એવી રૂપની નદી છે. તારા શરીરમાં વહેતી સુંદરતાની રેલંછેલ એ તારી માનો અણમોલ વારસો છે. તું સંધના શેર પરમારની દીકરી. દેવડાજીને તો મેં સોંપી—મોટી કરવા. દેવડોજી પછી એ બાજુથી આંહીં આવ્યા. હું ત્યાં રહી કચ્છપંથકમાં. દેવડાજીએ મને કહેવરાવ્યું'તું કે એક આંટો આવી જાજે. એટલે હું આવી છું.

'તું જુદ્ધનું કે' છે એટલે એ સંભારી દઉં છું, દીકરી! કે જેના કુળનું ઠેકાણું નથી, જેનું ખોબલા જેવડું રાજ તો

તારાં ત્રણ ચીર લેવામાં વપરાઈ જાય તેમ છે, જેને આભીર, રબારી ને ભરવાડનો આધાર છે, જેને દોસ્તી હમેશાં બર્બરકોની રહી છે—એવા જૂનાગઢ ઉપર તું નજર માંડે છે? તું—શુદ્ધ રજપૂતી વંશની, રજપૂતી ગૌરવમાં જન્મેલી, રજપૂતી પરંપરામાં ઊછરેલી—તું આ કરશે, દીકરી? તું ઊઠીને આ કરે તો આંહીં પણ જુદ્ધ તો આવ્યું જ, એમ ગણવું નાં?'

ખેંગારને એક કૂદકો મારીને ડોશીનું ભોડકું ઉડાવી દેવાનું મન થઈ આવ્યું. તે વાત સમજી ગયો. દેવડાજીએ કાં સોનલદેની સાચ્ચી ધાવને તેડાવી હોય—કે પછી કોઇને ઊભી કરી હોય—પણ ડોશીની વાણીમાં અદ્‌ભુત બળ હતું. પોતાનાં માતાપિતા કોણ છે એ જાણવાની—કે એમને જેણે જોયાં હોય એવાં કોઈકને મળવાની સોનલદેની તાલાવેલી હતી. દેવડાએ એનો ઉપયોગ કર્યો હતો. સોનલને સમજાવવાની એની આ એક યોજના લાગી.

'અને આ તારું જૂનોગઢ—એ કેવડું? અવંતીનાથ જેવા જેને નામે ધ્રૂજે છે એ પાટણને છોડીને તું જૂનોગઢ જાય—ત્યારે તો રાજના જોશીએ જે કહ્યું હતું એ જ જાણે સાચું પડવાનું હોય એમ લાગે છે! એમાંથી પાટણને ને જૂનોગઢને જુદ્ધ થાશે, ને જૂનોગઢ તારે નામે રોળાઈ જાશે, દીકરી!'

લચ્છીના શબ્દોની અસરકારકતા ખેંગારને ખૂંચી રહી. દેવડીનો શુદ્ધ પ્રેમ—જૂનોગઢને રોળાતું રોકવા માટે પણ—એને પાટણ તરફ ધકેલે. ડોશી આગળ બોલવા જાતી હતી—પણ એને કાંઈક અવાજનો ભણકારો પડ્યો.

'કોણ છે, અલ્યા?' તેણે બૂમ પાડી: કોઈ કાંઈ બોલ્યું નહિ. તેમ કાંઈ અવાજ પણ આવ્યો નહિ. થોડીવારની શાંતિ પછી, ખોટો ભણકારો થયો છે એમ માનીને લચ્છીએ આગળ ચલાવ્યું:

'રાજજોશીએ, દીકરી! તારે માટે જે વાત જન્મોત્રી વખતે કહી હતી—એ હું તને સંભારી આપું—તો તું એમ તો નહિ માને નાં કે મને લચ્છી ભડકાવે છે?'

ખેંગારનો તો શ્વાસ જ અધ્ધર રહી ગયો. આ તો કોઈક એવી વિચિત્ર વૃદ્ધા હતી કે ગમે તેવા દૃઢ નિશ્ચયને પણ ફેરવી નાખવાની અજબ જેવી કુનેહ એની પાસે હતી. પણ એથી વધુ અધ્ધર શ્વાસ તો એનો એમ રહી ગયો, કે પોતે જ્યાં બેઠો હતો ત્યાંથી થોડે દૂર—એક કોઈક બીજો માણસ પણ—પોતાની પેઠે જ બેસીને, લચ્છીની આ વાત સાંભળી રહ્યો હતો. એ કોણ હશે? દેવડોજી હશે? જયસિંહ સિદ્ધરાજ પોતે તો ન હોય? પેલો દારણ—એણે જોયો હતો—એ હશે? ક્યાંક મહીડો જ વાંસોવાંસ આવ્યો હોય નહિ! એણે આમથી તેમથી જોવા માટે ને જાણવા માટે પ્રયત્ન તો બહુ કર્યો, પણ એને કાંઈ પત્તો મળ્યો નહિ. હમણાં અવાજ આવ્યો એ આ માણસે કર્યો હશે? એ હમણાં આવ્યો કે પહેલેથી બેઠો હશે? એ કોણ છે એ કેવળ અનુમાનથી જ કલ્પવાનું રહ્યું. એને લાગ્યું કે દેવડોજી પોતે જ હોવો જોઈએ. લચ્છીને એણે કામ સોંપ્યું હોય—ને પછી એ કામની ખાતરી મેળવી લેવા માટે એ આંહીં બેઠો હોય. પોતાના પ્રત્યે એનું ધ્યાન ગયું હોય તેમ લાગ્યું નહિ. કદાચ એ બીજી બાજુથી હમણાં જ આવ્યો

હોય! પણ એણે પોતે હવે ભારે સાવચેતી ને ગુપ્તતા જાળવવાનાં હતાં. તેણે પોતાની જાતને વધારે સંકેલી લીધી. બહુ જ શાંતિથી એ જરાક ઊંચે ચડી ગયો ને ડાળીઓની ઘટાનું વધારે રક્ષણ મેળવ્યું.

'રાજજોશીએ તો એમ કહ્યું હતું કે, દીકરી!' લચ્છી બોલી રહી હતીઃ 'જ્યાં તું જાય ત્યાં રાજ નાશ પામે. રાજા નાશ પામે. રાજકુલ નાશ પામે. મહાલયો ખંડેર થાય. એ કાળમુખાની વાણી ખોટી છે. દીકરી મારી! આવું રૂપ ભગવાને એટલા માટે આપ્યું ન હોય. તારે એ વાણી ખોટી પાડવી. ખોટી પાડવી હોય, તો તું પાટણમાં રહેજે, બેટા!'

'કેમ પાટણ નાશ નહિ પામે?'

દેવડીના પ્રશ્નનો ઉત્તર લચ્છીએ બહુ જ ચાલાકીથી આપ્યો.

'ના. પાટણ નાશ નહિ પામે. ને નાશ પામશે—પાટણનું જુદ્ધ અવંતી સાથે—ને અવંતીનું પરમારકુલ—એટલે તારા જ સ્વજનો—ઉદય પામશે! પણ જૂનોગઢ—જૂનોગઢ તો રોળાઈ જાશે ને તને અપજશ મળશે! માલવા ને પાટણ તો જોડી પણ છે. એનું જુદ્ધ થાશે તો એ તારે નામે નહિ ચડે. એ જુદ્ધ કરશે, હારશે, થાકશે. પાછા બેઠા થાશે. પણ જૂનોગઢ તો હતું ન હતું થઈ જાશે. ને તારા નામને મળેલો અપજશ હમેશનો રહી જાશે!'

'મારી માનું કુળ કોણ, લચ્છી?' દેવડીએ અત્યંત વ્યાકુળતાથી પૂછ્યું.

'તારી માનું કુળ? બેટા! તારી મા દેવડાજી જેવા

જ—શુદ્ધ ચૌહાણ વંશની. તારો પિતા પૃથ્વી આખી માન આપે—એવો પરમાર વંશનો. તારો ઉછેર દેવડાજી જેવાને ત્યાં. તને મોટી કરનારી—હું—હું પણ અણિશુદ્ધ રજપૂતી ગૌરવ રાખું છું. તું ઊઠીને—પાટણ તજી જૂનોગઢ જાશે—એમાં તારું કુળ પણ લાજશે! આભીર રાણક—જૂનોગઢનો—એનું કુળ શું? એને કોઈ કુળ નથી!'

'મારી માની વાત કહે, લચ્છી!' સોનલે કહ્યું: 'એ કેટલી મારા જેટલી ઊંચી છે? મને કોઈ દી સંભારે છે ખરી? એને ખબર છે કે હું આંહીં છું? તું એને છેલ્લું ક્યારે મળી હતી?'

'દીકરી મારી! તારે માટે હજી સૌની આંખમાં શ્રાવણભાદરવા ચાલે છે!'

લચ્છીના અવાજે ખેંગારને હવે એક નવું સત્ય સમજાવ્યું. આ ડોશી પોતાનો નિરવધિ પ્રેમનો હક્ક સ્થાપિત કરવા આકાશપાતાળ એક કરી રહી હતી. સોનલને એ તુંકારી રહી હતી—એ પણ એ જુક્તિનો જ અંશ હતો. અત્યારે આંહીં બીજો બેઠો ન હોત—તો કૂદકો મારીને ખેંગાર નીચે આવત ને લચ્છીને પૂછત કે, 'ડોકરી! જેની મુરલીની મોહિની ઉપર હજી દુનિયા મુગ્ધ છે એ યાદવકુળને તું ઓળખે છે? હું તો એ યાદવકુળનો—છું! રા'ને કુળ નથી એમ કહેનારી તું કોણ?' પણ અત્યારે તો એ વાત સાંભળી રહ્યો.

'મને મળવા મારી મા ન આવે—? હું ત્યાં જાઉં તો? મને મળે ખરી?' દેવડી બોલી: 'મારે તો પાછું ત્યાં જવું છે—લચ્છી!'

લચ્છીને વાતનો આવો વળાંક જોતો હોય તેમ લાગ્યું નહિ. 'એક મારી શિખામણ માન, દીકરી ! સાદી સોનલ—ને પાટણની મહારાણી સોનલ—એમાં તો દુનિયા હાથી-ઘોડાનો ફેર જુએ છે! તારી મા પાસે તું જા—જરૂરથી જા—પણ તારી સાથે હજારો હાથી હોય, સેંકડો પાલખીઓ હોય . . . એવી રીતે . . . . . .'

દેવડીનું સ્વપ્ન સરી જતું લાગ્યું. એને લચ્છીના શબ્દો આકરા લાગ્યા. કદાચ લચ્છી પણ પોતાના પાલક-પિતા દેવડાજીની જ યોજના નહિ હોય—? સોનલને શંકા ગઈ. તે એકદમ શાંત બની ગઈ.

'કેમ બોલી નહિ, બેટા ?'

'તું કોઈ દીકરીની મા નથી લાગતી !'

'હું . . ? અરે ! બેટા ! . . .'

'તો તું આમ ન બોલત . .'

'હું તો બોલી છું . . .' લચ્છીએ વધુ અસરકારક પાસો નાખ્યો : 'હું તો બોલી છું એટલા માટે—મને ખબર છે, તું રા'ને કેટલું ચાહે છે ! ત્યારે દીકરી ! એ રા'ને જો રોળીટોળી નાખવો ન હોય તો આ પગલું ન ભરતી. તારો જન્મ મૂલનક્ષત્રમાં—જે નક્ષત્રે અનેકને રાનરાન રખડાવ્યા છે!—મહા ફણીધરના માથા ઉપર રહેનાર વૃશ્ચિકના ભયંકર ડંખ ઉપર બેઠેલું મૂલ નક્ષત્ર—દીકરી મારી ! એણે તો કેકને હતા ન હતા કરી નાખ્યા છે !'

કોઈકનો અવાજ આવ્યો. ઠારણ આ બાજુ આવ્યો હતો. તેણે લચ્છીને બોલાવી. એણે એને શું કહ્યું તે કાંઈ સમજાયું નહિ—પણ લચ્છી તરત એની સાથે ચાલી નીકળી.

## ૩૦. દેવડીનું હૃદય

**દેવડી** જેવી તદ્દન સામાન્ય સ્ત્રી –મહારાણીપદે આવે એ મંત્રીમંડળમાં કોઈને રુચતું ન હતું. રાજમાતા તો વિરુદ્ધ હતાં. માત્ર મહારાજ પોતે દૃઢ હતા. એટલે હરહમેશ પાટણનો પ્રશ્ન વધારે વિકટ થતો હતો. કેશવ દેવડા પાસે વારંવાર આવતો. કૃપાણ પણ આવતોજતો. પણ સોનલનો નિર્ણય હજી દેવડો મેળવી શક્યો ન હતો. તે બહાનાં આપતો. વખત કાઢતો. પણ બેંગાર આવવાનો છે—એ સાંભળીને દેવડાને ભય લાગ્યો. એટલે એણે એ વાતને હવે જલદી પતાવવામાં સાર જોયો હતો.

લચ્છીને મોકલવામાં દેવડાનો હેતુ આ પ્રશ્નને તાત્કાલિક નિર્ણય કરી લેવાનો હતો. દેવડીએ માતાપિત વિષેની પૃચ્છા કરતાં એને ઘણી વખત સાંભળી હતી. લચ્છીને કાંઈક એ વાતનો પરિચય હતો. દેવડાએ એટલા માટે એને યોજી.

દેવડો લચ્છીની પાછા આવવાની રાહ જોતો હતો તેટલામાં કૃપાણ આવ્યો હતો. મહારાજે દેવડાને સવારે બોલાવ્યો હતો. પંચાસર પાસેનો ધાંધો રબારી આવ્યો હતો. મહારાજ

ત્યાં મોટો કોટકિલ્લો કરવા માગતા હતા. દેવડાને એ પ્રદેશનો પરિચય હતો, એટલે એને યાદ કર્યો હતો. દેવડો એનો ખરો અર્થ સમજતો હતો. કૃપાણને કાંઇક આશા જેવો જવાબ અપાય એમ ધારી એણે લચ્છીને બોલાવી લાવવા ઠારણને મોકલ્યો—પણ લચ્છીના જવાબમાં હજી એ જ અનિશ્ચિતતા હતી. દેવડો પોતે જ વાડા તરફ ચાલ્યો. ત્યાં સોનલ દે આવતી સામે મળી.

'કૃપાણ આવ્યો હતો, સોનલ દે!' દેવડાએ કહ્યું.

'શું આવ્યો હતો?'

'ગીગલી નહિ તો! શું કરવા આવે? જાણવા!'

'પછી? પછી તમે શું કહ્યું, બાપુ?' શું જાણવા એમ દેવડીએ પૂછ્યું જ નહિ.

'તારા મનમાં હતું તે—મેં કહેવરાવ્યું કે મહારાજ એકાદ વખત અમારી ઘોડાર જોવા આવે! પછી અમારે પણ મહાલય જોવો છે!'

'સારું કર્યું, બાપુ!' સોનલે કાંઈ વિરોધ ન બતાવતાં ટૂંકામાં પતાવ્યું. પોતે ઠારણ સાથે ઘોડાર તરફ ચાલી: 'આજ આટલી વળી તો કાલે હવે વધારે વળશે' કરીને દેવડો અને લચ્છી ત્યાંથી પાછાં ફર્યાં.

પણ દેવડીનું હૃદય આજે અનેક ભાવથી છલકાતું હતું. લચ્છી—પોતાને કાંઈના કાંઈ સમાચાર આપશે, પોતે મા વિષે, બાપ વિષે, પોતાના ગામ વિષે, પોતાના જન્મ વિષે, કુળ વિષે કાંઈક જાણશે—પોતાની માનું એ વર્ણન કરશે, એવા એવા ઉત્સાહથી એ લચ્છી સાથે ગઈ હતી. પણ તેનું હૃદય ભાંગી ગયું. તેની પાસે પણ એ જ વાત

હતી. દેવડાજી પાસે પણ એ જ વાત હતી. સૌની પાસે એક જ વાત હતી. તે પાટણની મહારાણી થાય—પછી જે થાવું હોય તે ભલે થાય—પણ તે પાટણની મહારાણી થાય એટલે બસ. તેને મા યાદ આવી. જન્મભૂમિ યાદ આવી. પોતાનું નસીબ યાદ આવ્યું. ખેંગાર યાદ આવ્યો—અને તરત તેને ખેંગારનો સંકેત યાદ આવ્યો. ખેંગાર હજી આવ્યો ન હતો—પણ ખેંગાર આવ્યા વિના રહે ખરો? એ શક્ય છે? ભયથી, નિર્બળતાથી, સાવધાની માટે કે સલામતી માટે—ખેંગાર ન આવે, એ કદી પણ બને? એ આવ્યા વિના આજ તો ન જ રહે. ત્યારે એ આવ્યો હશે? લચ્છીને વચ્ચે અવાજ જેવું લાગ્યું—એ ખેંગાર તો નહિ હોય? દેવડીને એક વખત ફરી ત્યાં તપાસ કરવાનું મન થઈ આવ્યું. દેવડો ગયો એટલે તે પાછી ધીમે ધીમે આમલીઓનાં જૂથ તરફ ચાલી નીકળી. ત્યાં એ પહોંચી ત્યારે એ પોતે જોયેલું માનતી ન હોય તેમ આંખ પહોળી કરીને જોવા લાગી. આમલીના થડ પાસે ખેંગારજી જેવું જ કોઇક ઊભું હતું કે શું?

'ખેંગારજી!' તેના અવાજમાં પ્રેમ હતો. ઉતાવળ હતી. પણ ખેંગારે કાંઈ જવાબ ન વાળ્યો.

'ખેંગારજી! તમે છો? કેમ બોલતા નથી?' એણે ફરીને ઉતાવળે પૂછ્યું.

'ઊં હું.. હું નથી!' ખેંગાર બોલ્યો.

દેવડી આગળ ન વધતાં અટકી ગઈ. ખેંગારને સાંભર્યું કે કદાચ પેલો માણુસ—જે એટલીવારમાં તો એને અલોપ થઈ ગયેલો જણાયો હતો, વખતે દેવડીને એ

જોવામાં આવ્યો હોય! દેવડી આગળ ન આવી એટલે એની શંકા વધી.

'કેમ—કોઈ છે? કોણ છે?'

દેવડી બોલી નહિ. ખેંગાર આગળ આવ્યો: 'કેમ બોલ્યાં નહિ? કોઈ દેખાય છે?'

'જી.. હું.. હું પણ નથી!' દેવડી બોલી.

'દેવડી! પણ તમે મને તપ કરાવ્યું એનું શું? તપના પ્રમાણમાં તો પ્રસન્નતા બતાવો. આજ શું થયું છે તમને?'

'તમે ક્યારે આવ્યા? ડેલીએથી તો કોઈ આવ્યુ જાણ્યું નથી!'

'હું તો હમણાં આવ્યો—ડેલીએથી અમે ન આવીએ. અમારું કુળ ચોરનું!'

'દુશ્મનની નગરીમાં, અને આંહીં તો ગમે તે પળે એને કોઈક દગો પણ આપે એવી અત્યારની સ્થિતિમાં, આટલી મોડી રાતે પણ, એ આંહીં આવીને ઊભો હતો. એના એક નહિ જેવા આંખના સંકેત ઉપર—' દેવડી વિચારમાં પડી ગઈ. તે કોટ તરફ જોઈ રહી. 'તમે રાંગ ઠેકીને આવ્યા?' તેણે પ્રશ્ન કર્યો. જવાબમાં ખેંગાર હસ્યો.

એના દિલમાં આજે ભાર તો હતો જ. ખેંગાર પોતા માટે હતો ન હતો થઈ જાય એ વિચાર જ એને અસહ્ય લાગતો હતો. લચ્છીએ જતાં જતાં છેલ્લો પાસો ફેંક્યો હતો તેની અસર ધીમે ધીમે થઈ રહી હતી. લચ્છીને એ જ એક ઉપાય દેવડીને વાળવાનો જણાયો હતો તે બરાબર હતું. દેવડી થોડીવાર વિચાર કરી રહી. પછી તેણે કહ્યું: 'ખેંગારજી!' ખેંગાર ચમકી ગયો. દેવડીની

વાણીમાં કોઈ મહારાજ્ઞીની વાણીમાં આવી શકે એટલી બધી આજ્ઞાભરી ખુમારી એણે પ્રથમ જ અનુભવી.

'ખેંગારજી! હવે તમારે આંહીં આવવું ન જોઈએ— એ કહેવા માટે જ મેં તમને આજે નોતર્યા હતા. તમે સોરઠના રા' છો. હું ગમે તેમ, પણ પાટણની મહારાણી છું!'

બીજી કોઈ પળે જે વાક્યે રા'ને જનોઇવઢ ઘા કર્યો હોત, એ જ વાક્ય અત્યારે રા'એ સાંભળ્યું, ને એનું હૃદય તો આનંદથી ડોલી ઊઠ્યું! સોનલ દે વિશ્વમોહિની નહિ— વિશ્વધાત્રી સામે જાણે પોતે ઉભો હોય એમ એને લાગ્યું. દેવડીનો ગંભીર અવાજ ખોટો હતો. આજ્ઞાભરી ખુમારી એ પણ કૃત્રિમ હતી. સાચી વસ્તુ તો જુદી જ હતી. રા' એ સમજી ગયો. માંદગીને છેલ્લે પાટલે જેમ કોઈ મા પોતાના બચ્ચાના હિતને માટે, કૃત્રિમ કર્કશતા ધારણ કરે, કે જેથી બચ્ચું એનો સંગ છોડી દે, આ..હા! દેવડીના દિલમાં, એને બચાવવા માટે અત્યારે એ વસ્તુ આવીને વસી હતી. તે પોતાનો પ્રેમ બાળી નાખવા માટે મથી રહી હતી. ખેંગારે એ જોયું અને એના અંગેઅંગમાં એક અનોખા પ્રકારનો ઉત્સાહ આવી ગયો. તેણે આ મહાધાત્રીના સાન્નિધ્યમાં માત્ર પાટણનો દરવાજો તૂટતો ન જોયો—પણ પોતાના અજિત ગિરનારી કોટકિલ્લાના ખડકો પાસે જયસિંહ સિદ્ધરાજને પણ ધૂળચાટતો જોયો. એણે પોતાની વિનોદભરી મર્માળી શૈલીમાં પ્રત્યુત્તર વાળ્યો: 'સોનલ દે! મને આ પરિણામની ખબર હતી. મારી પણ એ જ ઇચ્છા હતી. મારે પણ સોનલ દેનું કામ નથી...' દેવડીના મોં ઉપર

જરાક શોકછાયા આવી આવી ને ચાલી ગઈ. ખેંગારે એ દીઠી ન દીઠી. તે આગળ વધ્યો : એનો સીનો જરાક કડક થયો : અવાજમાં ખુમારી પ્રકટી : 'હું પણ રા' સોરઠનો, મારે પણ દેવડાજીની પુત્રીનું નહિ—પાટણની મહારાણીનું જ કામ છે. હું પણ એની પાછળ ભેખધારી છું—પાટણની જે મહારાણી—એની પાછળ !'

'તમને ખબર નથી, ખેંગારજી !' દેવડી બોલી : 'કે તમે કેટલાં ઊંડાં પાણીમાં રમી રહ્યા છો, એટલે આમ બોલો છો. તમને ખબર છે, તમે કોની સાથે વાત કરો છો ?'

'કેમ વળી ? હું આભીર રાણક જૂનોગઢનો—રાણક પોતાની દેવડી સાથે વાત કરે, બીજા કોની સાથે ?' ખેંગારે પોતાની એ જ બાની આગળ ચલાવી.

'ત્યારે હું તમને કહું—તમે કોની સાથે વાત કરો છો તે—જેના કુલ વિષે ને જન્મ વિષે સિંધની રણની રેતી સિવાય બીજા કોઈને કાંઈ જ ખબર નથી એવી હું . . નથી કોઈ મહાન કુલની કે નથી કોઈ રાજવંશની. દેવડોજી તો મારા પાલક પિતા માત્ર છે. મહારાજ્યો, ખેંગારજી ! ગમે તે કરે; એનો કોઈ ભાવ ન પૂછે, નાનાં રાજ્યોને તો સૌ પીંખી નાખે. હીણું કુલ, મોટાં મોટાં રાજ્યોને પણ નીચું જોવરાવી દે છે, તો તમારું નાનકડું રાજ તો વધારે નાનકડું થાશે. મારું કુલ શું ? મેં તમને આ કહેવા બોલાવ્યા હતા. આવો સંબંધ તો તમને ભારે પડી જાય, રા ' !'

ખેંગારને તો દેવડીનો શબ્દે શબ્દ સમજાતો હતો. એનું હૃદય વાંચીને એ છક્ક થઈ ગયો. પોતાને ઉગારવા

માટે એ મથી રહી હતી. જ્યાં એ જાય ત્યાં નાશ થાય—એ કલ્પના એને દોરી રહી હતી. એના અવાજમાં છાનો વિષાદ બેઠો હતો. ખેંગારે જવાબ દીધો :

'જુઓ, દેવડી! ત્યારે તમારા કુલની, સિંધના રણની રેતીને પણ કાંઈક તો ખબર, અમારું આભીર બાપનું કુલ—અમને તો જંગલનાં ઝાડવાં પણ નો ઓળખે.'

દેવડીના હૃદયને ખેંગારના વાક્યે વાક્યે એના ઉત્કટ પ્રેમની પ્રતીતિ મળતી હતી. પણ પોતાની જે વાત, માત્ર એ જાણતી હતી—જે લચ્છી કહી ગઈ હતી—જે આને કહેવી જોઈએ—અને એ કહીને પણ આને રોકવો જોઈએ, એ વાત અંતે એણે ઉધાડી. એ જીવનભર એકલી રહી શકે—પણ આવી રજપૂતીનો સર્વનાશનો શોક વેઠી ન શકે. તેણે બાળકને પટાવે એવી છાની મિઠ્ઠી વાણી કાઢી : 'ખેંગારજી! જુઓ, જાણે હું તમને જાણું છું, તમે મને જાણો છો. પણ એક એવી વસ્તુ છે કે જે આપણે જાણતાં નથી, જેને આપણે જાણવી જોઈએ—ને માનવી જોઈએ. મારા ઉપર—એક ભયંકર શાપ છે! તમને એ ખબર છે?'

—ખેંગાર પોતાનું મુક્ત નચિંત ખડખડાટ હાસ્ય હસી પડયો : 'અરે! સોનલ દે! તમારા તો એકના ઉપર શાપ હશે—પણ અમારું રા'નું તો આખું કુળ, સાત સાત પેઢીથી શાપ જ સંઘરતું આવ્યું છે, એનું શું? અમારે એક શાપનું શું લેખું? બહુરણિયાને વળી રણ શું? કોઈ રા' ઢોલિયામાં મરતો નથી. કોઈ મશરૂને ઓશિકે જીવ છોડતો નથી. અમારે તો પેઢી—દર પેઢી, આ શાપ ઊતરતા આવે છે. એનું શું? શાપ ન હોય—તો અમારે

નોતરવો પડે. સારું છે કે તમારા ઉપર શાપ છે!'

'ખેંગારજી! મારા ઉપર આ શાપ છે—મારી જન્મોત્રીમાં જે ગ્રહ પડ્યા છે—મોટા મોટા જ્યોતિર્વિદો, છાયાશાસ્ત્રીઓ, મહાપંડિતો ને સાધુઓએ એ જોયા છે—એમાં મીનમેખ નથી. એની અનિવાર્યતા વિષે કાંઈ પણ શંકા નથી. એના જીવતજાગત સાક્ષી પણ છે. હું જ્યાં જાઉં —જ્યાં જાઉં ત્યાં રાજવૈભવ નાશ પામે. રાજ નાશ પામે. રાજા નાશ પામે! એટલા માટે તો માબાપે મને તજી દીધી છે. તમે—તમારું રાજ—તમારું સર્વસ્વ—ખેંગારજી! આવા ગાંડા પ્રેમે કાંઈ રાજ રહે? પાછા ફરો—રાજ કરો. તમે રાજા છો; રાજ સંભાળો. દેવડીને ભૂલી જાઓ. દેવડી હશે—ત્યાં તો સર્વનાશ આવશે અને...'

'અરે દેવડી! દેવડી!' સોનલને રા'એ વચ્ચે જ અટકાવી દીધી. 'એમ હોય તો તો તમે મારો જન્મારો જ સફળ કરી નાખ્યો—'

ખેંગાર ખરેખર તાનમાં આવીને નાચી રહ્યો હતો: 'તો તો તમે મને અમરવેલનાં ફળ ચખાડ્યાં! જ્યાં પાંડવ, કૌરવ ને વીર વિક્રમ જેવાનાં રાજ ટક્યાં નથી—ત્યાં રાજ ટકાવવાના લોભમાં, મારી રા'ની સમશેર, ખરે વખતે મોળી પડી જાત—હવે તો, આવતી કાલે સોનરેખની ઉપર, ત્રંબાળે ઘા દેવરાવીને, ભરબજારમાં ઘોષણા કરાવવી રહી કે, રા' જૂનાગઢનો, પાટણને પાદરથી દેવડીને લઈ જાય છે—આવવું હોય ઈ હાલ્યા આવજો! નાશને નોતરનારું આથી વધુ તો કાંઈ નથી નાં? હું માત્ર તમને લેવા આવ્યો નથી, દેવડી! તમારી સાથે મારો સર્વનાશ પણ લેવા આવ્યો

છું. જેને મન રાજ ને વૈભવ અધિક હશે, જેને ગાદી, મહાલય ને સત્તાનો શોખ હશે—એ બિચારો તમારા શાપથી ધ્રૂજશે. રા'ને તો, દેવડી! જેવાં છો તેવાં તમે જ બસ છો. તમારા વિના ખેંગારમાં શક્તિ કેવી? તમારા વિના ખેંગારમાં જીવન કેવું? ખેંગારે તો જીવનમાં બે જ વસ્તુ જાણી છેઃ એક દેવડીને—બીજી આ તલવારને; ત્રીજીનો એને કાંઈ ખપ નથી. હવે એક આ જૂનોગઢ જેવું સફલું રાજ—તમારા નામ ઉપરથી ન્યોછાવર કરતાં જો હું ધ્રૂજું—ત્યારે તો હું હિંગ જોખવા બેસીશ હીંગ! દેવડી! હું તમને પૂછું છું હવે, કે તમે તે વાત જૂનાગઢના રા' સાથે કરી રહ્યાં છો—કે કોઈ હિંગતોળુ વાણિયા સાથે?'

'રા' મારા!' દેવડી બોલી. એનો અવાજ ફરી ગયો હતો: 'રા' મારા! પણ મારે તમારી અદ્‌ભુત રજપૂતીને મારા ઉપર વેડફાઈ જતી જોવી નથી. એનું શું? ભલે પાટણ પણ રહેશે—તમે પણ રહેશો—હું પાછી સંધના રણમાં રોળાઈ જઈશ. મને મારી જનમભોમકા સાંભરે છે! મને જાવા દો!'

'સંધમાં નાં? સંધમાં પણ જાશું, દેવડી! રા' તો કૈક સંધમાં ગયા છે ને આવ્યા છે! સંધ હારે અમારે તો લેણાદેણી છે. સંધમાં પણ જાશું! પણ સાથે—એક સાંઢણી ઉપર!'

'રા' ખેંગારજી! મારે નશીબે કાળી ટીલી છે. જ્યાં હું હોઉં ત્યાં વંશવેલો રહેતો નથી!'

'અરે! રાણકદેવડી! શું કરવા મફતનાં મને તાવો છો? જ્યાં તમે ત્યાં હું. ને જ્યાં હું ત્યાં તમે. વિધાતાના

એ લેખ કોણ ખોટા પાડવાનું છે? બીજું કાંઈ બનવાનું જ નથી. સોનરેખ સાંઢણી છે. ખેંગાર હાંકવાવાળો છે. જૂનાગઢનો એ નો એ લાંબો પંથ છે. આંહીં પાટણની સેંકડું ને હજારુંની સેના છે. ખડી સમશેરની ચોકી છે. એમાંથી હાથતાળી દઈને આપણે જાવું છે. જૂનાગઢના રાણકનું તો આ સોનેરી સ્વપ્નું છે. હવે રાણકદેવડી—બોલે!'

'તમે કહ્યું, રા'! એમાં થોડોક સુધારો કરવો છે..' દેવડીનો હાથ રા'ના ખભા ઉપર પ્રેમથી આવી પડ્યો.

'હા, શું? બોલો!'

'સોનરેખને હાંકવા માટે રાણક નહિ—રાણકદેવડી હશે!'

'દેવી!—તમને હવે તો દેવડી પણ કેમ કહેવાય? તમે તો જૂનાગઢના **રાણકનાં દેવી** છો! ગિરનારનાં ભૈરવી ખડક હું જોતો, અને મને લાગતું કે હું અભય છું! તમને મળ્યો અને મને લાગ્યું કે તમારી પડખે હું અ–મર છું: આજ હવે મને લાગે છે કે હું અ–જર પણ છું!'

દેવડીએ જ્યાં ખેંગારના ખભા ઉપર પ્રેમભર્યો હાથ મૂક્યો હતો—ત્યાં હવે એનું માથું ઢળી પડ્યું. પળ બે પળ—જાણે કોઈનું અસ્તિત્વ ન હોય એવી શાંત પ્રેમસમાધિ વ્યાપી ગઈ.

વર્ષો પછી જોયેલા દેવયુગલ જેવા આ યુગલની કથા, પોતાના બુઢિયા બાપને કહી દેવા માટે, ચંદ્રમાએ વાદળીના વિમાનમાં ભૂસકો માર્યો અને મૂઠી વાળીને આઘુંપાછું પણ જોયા વિના, એ આકાશમાં દોડ્યો જ ગયો.

## ાવની મનોવ્યથા

ચંદ્રમા ભલેને વિમાનમાં દોડે પણ એમ રાણક-
સુંદરતા જોઈ ને, ઘેલી કવિતાને ચાળે ચડે એવા
પાટણના વણિક રાજમંત્રીઓ ન હતા. એ તો તેલ
-તેલની ધાર જુએ—ને પછી પગ માંડે. સિંહાસન
ં. વર્ષોથી જે પ્રણાલિકાને આધારે ટકતું આવ્યું
એ પ્રણાલિકા તોડવાનો ખુદ જુવાન રાજાને
ધિકાર નથી એમ એ માનતા. એટલે એને બે ઘડી
ઢવાં હોય તો ભલે કાઢે—બાકી, દેવડી પાટણના
ને ન જ આવી શકે. એ સિંહાસને તો જે આવતું
આવે. લાટની કન્યા આવે. માલવાની કન્યા આવે.
જની કન્યા આવે. એક ભીમદેવ મહારાજે ભૂલ કરી
-ચૌલાદેવીને લાવવાની—પણ એ તો ભીમદેવ મહારાજ
મને છતાં રાજસિંહાસને ચૌલાનો પુત્ર નહોતો જ આવ્યો.
પ્રપૌત્ર ત્રિભુવન આજ પણ એની સાક્ષીરૂપે હતો.
કોણ છે એ કોને ખબર? એનું કુળ શું? એનો
શી મહિમા શો? એવા સંબંધથી પાટણની સત્તાના
ં શું? જયસિંહ સિદ્ધરાજ બળવાન હતો. પણ

પ્રણાલિકા વધારે બળવાન હતી. મુંજાલે તક પકડી. રાજા બર્બરકજિષ્ણુ ઘણો સત્તાશીલ થયો હતો. અમાત્યો ઢીલા પડ્યા હતા. આ સમય હતો—રાજાની સત્તાને નિયંત્રિત કરવાનો. એ લોકપ્રિય હતો. પણ લોક આખી રાજસત્તા નથી. મુંજાલે ધસીને ના પાડી દીધી. એ સંબંધ ન જ બને. રાજમાતાએ ના પાડી હતી. સાંતૂએ ના પાડી. દંડનાયકે ના ન પાડી, પણ હા ન કહી. સિદ્ધરાજે એ સૌને એક તરફ રાખી દીધા હતા. ને દેવડા સાથે એ પોતે જ વાત ચલાવી રહ્યો હતો. કેશવ સેનાનાયક—એને એણે આજ્ઞા આપી. દેવડાને રાજ-દરબારમાં જતોઆવતો કર્યો હતો. પૃથ્વીભટ્ટ ને પરમાર—એમને આજ્ઞા આપી હતી—પાટણમાંથી દેવડો કે દેવડાના કુળનું કોઈ બહાર જઈ શકે તેમ ન હતું. બર્બરક—એને આજ્ઞા આપી હતી: માલવા અને સોરઠ બન્ને સાથે એકી-વખતે યુદ્ધ કરવું પડે તો, આજ દિવસ સુધી એકને સાધી બીજાને હંફાવવાનો પ્રયોગ થતો. આજ હવે નવો જ પ્રયોગ કરવાનો હતો. ઠેઠ સોરઠના સીમાડા સુધી—કોટકિલ્લા રચવાનો. એમાં થાણાં રાખવાનો. માલવાને પણ એમ જ વશ કરવાનું હતું.

એક તરફથી આ પ્રમાણે મહાન યુદ્ધો માટે સિદ્ધરાજે તૈયારી કરી હતી—બીજી તરફથી દેવડાને બોલાવીને પોતાની ઇચ્છા સ્પષ્ટ કહી દીધી હતી. પણ દેવડો હા પાડી શક્યો ન હતો. ના પણ કહી શક્યો ન હતો. દેવડાએ દેવડીને સાધવા યત્ન કર્યો હતો—ને સમય લંબાવવો શરૂ કર્યો હતો. કૃપાણુ રાજાના સંદેશા લઈ જતો-આવતો. કેશવ નાયક રાજાનો વિશ્વાસુ હતો. રાજાની વાત જાણતો ને એની

પડખે ઊભો રહ્યો હતો. એને આ વ્યવહાર કરતાં એક શંકા પડી ગઈ હતી—મહારાજે દેવડાની ઘોડારનું લશ્કરી મહત્ત્વ વધારવા કોટિધ્વજને તો ત્યાં રખાવ્યો એ ખરું—પણ એવા દેવઘોડાની જવાબદારી ત્યાં કોની? દેવડાનો અતિવિશ્વાસુ કહેવાતો ઠારણ—એ ઠારણનાં લક્ષણ કેશવને સારાં લાગ્યાં નહોતાં. એને એમાં ખર્પરકનો હાથ લાગ્યો. એટલે તેણે ગુપ્ત વેષે અચાનક દેવડાના વાડામાં રાતે પ્રવેશ કરીને વાત જાણી લેવાની જુક્તિ ગોઠવી. તે રાતે ગયો. પણ આમલી નીચે દેવડી ને લચ્છીનો સંવાદ સાંભળ્યો, એટલે ત્યાં થોભી ગયો. એણે બધી વાત પહેલેથી છેલ્લે સુધી સાંભળી—ને પછી એ અલોપ થઈ ગયો. ખેંગાર ઉપર એની નજર પડી ન હતી—ખેંગારે એને જોયો હતો, પણ ઓળખ્યો ન હતો. ખેંગારને તો મનમાં હજી દેવડાની જ શંકા રહી ગઈ હતી.

પણ કેશવે લચ્છી પાસેથી જે સાંભળ્યું, એનાથી એનું હૃદય હચમચી ગયું. એ તો યોદ્ધો હતો—મહારાજનો પડ્યો બોલ ઝીલનારો. એની જ પડખે છાયાની પેઠે ફરનારો. એને માટે મરી ફીટનારો. એનામાં એ વીર વિક્રમને જોતો. મંત્રીઓના વિરોધની એણે અત્યાર સુધી એટલા માટે તો દરકાર પણ કરી ન હતી—એને તો મહારાજ અવંતીનાથ થાય—એ સ્વપ્નની મોહની હતી. પણ આ સ્ત્રી—આ સ્ત્રી તો મહારાજનો સર્વનાશ કરે. અવંતીનાથ થવું તો બાજુએ રહ્યું, પૂરું ગુજરાત પણ ન રહે. મહારાજ જે આકર્ષણથી એના તરફ વળ્યા છે, એમાં ભાગ્યનો આવો જ કોઈ સંકેત નહિ હોય? કેશવના મનમાં ઘડભાંગ થવા માંડી.

તે આ વાત ઉપર શાંતિથી વિચાર કરવા માગતો હતો. એટલે એ કોટિધ્વજની વાત પડતી મૂકી, એકદમ જ બહાર નીકળી ગયો. સીધો ઘેર ગયો. ઘેર જઈને માળિયે ચડી ગયો. માળિયે ચડીને પહેલાં તો સૂઈ જ ગયો. સવારે કદાચ મહારાજ એને બોલાવશે—તે પહેલાં એણે પોતાનો નિશ્ચય કરી લેવાનો હતો, અને એ નિશ્ચય શાંતિ વિના થાય તેમ ન હતો.

કેશવ જ્યારે જાગ્યો ત્યારે સવાર થવાને વાર હતી. પણ હજી તેનું માથું ભમતું હતું. જે વાત ઉપર એણે મહારાજનું પડખું સેવીને—તમામ મંત્રીઓની ઉપેક્ષા કરી હતી—આજે એ જ વાત એના પગ નીચે એક ભયંકર ખાડો કરીને સામે ડોકિયું કરતી ઊભી હતી. હવે પોતાનું માનપાન એક બાજુ ફેંકીને એણે મંત્રીઓને સાધવા? શું કરવું? આ વાત કોને કહેવી? કોઈને ન કહેવી? રાજાને સર્વનાશ તરફ જવા દેવો, એમ? એણે શું કરવું? કોને પૂછવું? લચ્છી બોલી એ સાચું કે ખોટું? દેવડો તો શા માટે લોભનો માર્યો એક શબ્દ પણ દેવડી વિરુદ્ધ બોલે—ત્યારે લચ્છીએ કહેલી વિશ્રંભકથા જ સાચી ગણવી, એમ? એને અચાનક પોતાના જ પાડોશમાં રહેતા રુદ્રશર્માનું નામ યાદ આવ્યું. રુદ્રશર્માએ સેંકડો વખત તારા, ચંદ્ર અને સૂર્યને પણ, એમની પળેપળની ગતિની ગણતરી કરીને પ્રકટાવ્યા હતા અને આથમાવ્યા હતા. એનો અંગૂઠો ટચલી આંગળીને પહેલે વેઢે આવે અને મોટા મોટા મહારથીઓનાં પણ દિલ ધડકી ઊઠે. ત્રિભુવનપાલ દંડનાયક તો એને પૂછીને પાણી પીતો. નવે ગ્રહો એના ઘરમાં રહેતા, અને એ પોતે નવે ગ્રહોમાં રહેતા. રુદ્રશર્માને ઊઠતાં વેંત પકડવા માટે કેશવ સફાળો

પ્રાતર્વિધિથી પરવાર્યો. પોતાની તલવાર સંભાળી. મગાવ્યો. તે રુદ્રશર્માને ઘેર ગયો.

કેત હજી ઊઠ્યા ન હતા. ને પંડિતાણી તુળશીના ગી પાતાં હતાં. મહારાજના ખાસ અંગત મિત્ર ર નાયકને અત્યારમાં આવેલો જોઈને કાંઈક મોટી એવા ઉત્સાહે એ અંદર દોડ્યાં ગયાં.

રે! તમે આંહીં ઘોરો છો—પણ બહાર તો ણ આવ્યું છે?'

ણ છે? મહારાજ છે?' સૂર્યચંદ્રને હથેળીમાં ી છટાથી રુદ્રશર્માએ પૂછ્યું.

ા.. હો! આને તો કાંઈ પાછો મરડ છે? નહિતર રાજામહારાજા જ આંહીં આવતા હશે!' પંડિ- 'ફાડો કર્યો: 'પંદર વરસમાં મેં તો કોઈ રાજા- આંહીં જોયેલ નથી! હા, મારા બાપને ત્યાં ને જેવા જોયા છે! આવ્યા છે—કેશવ સેનાનાયક!'

ાવ? સેનાનાયક?...' રુદ્રશર્માને હમણાં હમણાં ના અનેક વિરુદ્ધ ગ્રહો ભેગા કરવા પડતા, ને ાને પાછા જુદા પાડવા પડતા. એટલે કેશવ નાયકનું ળતાં જ એ સમજી ગયો કે સિદ્ધરાજ મહારાજનું —ને ભલું હશે તો દેવડીની વાત હશે. ગઈ કાલે ાજમાતાએ બોલાવીને કહ્યું હતું કે, દેવડીના ગ્રહ ણના રાજાના ગ્રહ ન મળે, એટલી બધા ગ્રહોને ાપી દેજો! ત્યારથી જ એના તો રામ રમી ગયા જમાતા ને મંત્રીઓ જે ગ્રહોને કાઢી મૂકવા માગતા જ ગ્રહોને રાજા લાવવા માગતો હતો. એટલે

રુદ્રશર્માનું કામ અત્યારે સહેલું ન હતું. તે બેઠા થયા. થોડી-વારમાં કામ આટોપ્યું. બહાર આવ્યા. તુળશીક્યારાના ઓટલા પાસે કેશવ નાયક એમની રાહ જોતો ઊભો હતો: 'આવો, આવો, સેનાનાયકજી ! આજે તો તમે અત્યારમાં એ શું ? હમણાં તો ક્યાંય યુદ્ધ પણ નથી કે વિજયપ્રસ્થાનનું મુહૂર્ત લેવાનું હોય !'

'તમારું એક અગત્યનું કામ પડ્યું છે—' કેશવે ઓટલા ઉપર બેસતાં કહ્યું: તેણે સાવધાનતાથી ચારે તરફ દૃષ્ટિ ફેરવી. પંડિતને વાત ગંભીર લાગી: 'એક પ્રશ્ન છે !'

'હા, શું બોલોને !'

'મારું કામ' બહુ અગત્યનું છે,' કેશવનો અવાજ ધીમો હતો. રુદ્રશર્માને તે આવતી આપત્તિનો સૂચક લાગ્યો. 'વાત આપણી બેની વચ્ચે જ રહેવી જોઇએ. તમે મારા પાડોશી છો. વળી મારા પિતાના મિત્ર છો. આજકાલ તમે જુઓ છો નાં ? . . પણ આપણને કોઈ સાંભળે તેમ તો નહિ હોય ના ?'

પંડિતાણી ભીંતને લપાઇને ઊભવાની કેશવને શંકા આવી હોય તેમ રુદ્રશર્માને લાગ્યું. તે બેઠો થયો.

'આવોને ત્યારે આંહીં ડેલીએ . .' તે ઊભો થઇને ડેલી તરફ ચાલ્યો. કોઈ વળી ડેલીએ આવીને કેશવને જોવા ઊભો રહે. એ કરતાં ડેલીએ બેઠા હોય તો આવતા જતા ઉપર નજર તો રહે. કેશવે એ ક્ષણ રુદ્રશર્મા સામે જોયું: પછી તેણે અત્યંત ધીમા સાદે કહ્યું: 'પંડિતજી ! કોઈના એવા ગ્રહ હોય કે વિપત્તિ જ લાવ્યા કરે ને નાશ જ સર્જે ? એ શી રીતે જણાય ?'

રુદ્રશર્મા શાંત રહ્યો. કેશવ મહારાજ સિદ્ધરાજનો પડચો બોલ ઝીલતો હતો એ જાણીતું હતું. રાજમાતાએ કાલે જે કહ્યું હતું એ વાતને આની સાથે કાંઈ સંબંધ હશે ? રુદ્રશર્મા પોતાની ટચલી આંગળી ઉપર અંગૂઠો મૂકી—ઊંડા વિચારમાં જાણે પડી ગયો.

'સેનાનાયકજી !' અંતે તે બોલ્યો. 'ગ્રહો જ્યાં છે ત્યાં કોઇકને આધારે રહ્યા છે. કર્મ પણ છેઃ ગ્રહો પણ છે. આ પૃથ્વી પણ છે. એ ત્રણે છે ને આપણે પણ છીએ. અરસપરસનો સંબંધ ન હોય તો બધા શા માટે હોય ? મૂલનક્ષત્ર હોય, અને મિથુન, તુલા, કન્યા ને મીન હોય એટલે મૃત્યુલોકે મૂલ હોય તો સર્વનાશ અનિવાર્ય હોય ! એનું પછી કાંઈ શમન ન હોય

કેશવ સજ્જડ થઈ ગયો. એને લચ્છીના મૂલનક્ષત્રનો પડઘો કાનમાં આવ્યો.

'પંડિતજી ! કોઈને કહો નહિ તો કહું !.. આપણે પાટણ—અને પાટણપતિને બચાવવાનું મહાન કાર્ય કરવાનું છે. આપણે બ્રાહ્મણ છીએ. તમે તો મને જાણો છો. મેં મહારાજને દેવ માન્યા છે..!'

'તમે શું—નગરી આખી જાણે છે કે એ દેવ છે. બર્બરકને જેણે વશ કર્યો..'

'હવે મહારાજ જેના તરફ આકર્ષાયા છે—દેવડી, દેવડાની પુત્રી—એનો જન્મ મૂલનક્ષત્રમાં છે ! કોઇને આ ખબર નથી —'

રુદ્રશર્માએ જીભ કાઢી. આંખો ચડાવી. કોઈ મહાન વિપત્તિકર સમાચાર સાંભળ્યા હોય તેમ બે ઘડી ગંભીર

થઇ ગયા: 'સર્વનાશ! કેશવ નાયક! તમે આ રાજમાતાને કહ્યું છે?'

'પંડિતજી! કોઈને કહેવાની જરૂર નથી. કોઈને કહેવાથી તો વાત વેડફાય તેમ છે. આ મંત્રીઓ—બધા જ એમ ને એમ રહેત, ને દેવડી મહારાણી થઈ જાત—મહારાજે મને તો આજ્ઞા પણ આપી દીધી છે. હું મહારાજને જાણું છું. એક વખત એમણે જે વાત મનમાં લીધી—કોઈના પણ ભયથી ડરીને એ વાત એ કદાપિ પણ નહિ મૂકે. એને મુકાવવાનો રસ્તો બીજો છે. તે હું કરીશ. કોઈને કહેવા જતાં તો વાત વળે ચડી જાય . . પણ જોજો હો . . વાત બીજે જાય નહિ!'

'એ વિષે નચિંત રહેજો, કેશવ નાયક! આંહીં અમારે ત્યાં તો અનેક ગ્રહો અનેક વખત આવે ને જાય—અમે એમને રમાડીએ. એ અમને રમાડે. પણ એકનો ગ્રહ બીજે જાય નહિ—કે કોઈનો ગ્રહ કોઈ જાણે નહિ. એ વાત તો આંહીં દટાઈ ગઇ જ સમજો. પણ જોજો . . આ નક્ષત્ર—એ ભયંકર છે!'

'એટલે તો મેં તમને પૂછી લીધું . . !'

'તે ઠીક કર્યું! જન્માક્ષર તો એક આવ્યા છે. કાં રાજની અધિષ્ઠાત્રી થાય, કાં વિજયકીર્તિ વરે, કાં અમરલોકમાં યશઃકથા કહેવાય!'

'કોણ છે?'

'કેશવ નાયકજી! તમને કહેવામાં વાંધો નથી—પણ રાજમાતાએ મોકલ્યા છે—લાટની રાજકન્યા છે! જોજો—બીજે વાત જાય નહિ!'

'અરે ! એ શું બોલ્યા ?'

બન્ને જણા એક બીજાને વાત કહીને જાણે મિત્ર થયા લાગ્યા. પણ અંતરમાં બન્નેને પસ્તાવો થતો હતો.

થોડીવાર પછી કેશવ ઘેર ગયો ત્યારે એની મનોવ્યથા વધી ગઈ હતી. પણ એણે પોતાની વાત પોતાના હૃદયમાં જ સમાવી દીધી. મુંજાલને કે કોઈને કહેવાનો કાંઈ જ અર્થ ન હતો. રાજમાતાનું વલણ તો લાટની કન્યા માટે જ હતું. પણ મહારાજ સિદ્ધરાજ જયસિંહને—એમના નિર્ણીત પંથેથી કોઈ પણ પાછા વાળી શકે—કેશવને એ અશક્ય લાગ્યું. એટલે વાત કહેવી એમાં ઘર્ષણ વધે. મહારાજને શી રીતે આ પંથેથી પાછા વાળવા—ને પાછા ન વળે તો દેવડી સાથેનો એનો સંબંધ શી રીતે અશક્ય બનાવી દેવો—એની ચિંતા એને રાતદિવસ થવા માંડી. એ પોતે એ વિષે જ વિચાર કરી રહ્યો.

## ૩૨. સિદ્ધરાજનું સ્વપ્ન

પોતાની મનઃસૃષ્ટિના એક શતાંશને પણ સ્પર્શે એવું કોઈ હજી સિદ્ધરાજની દૃષ્ટિએ આવ્યું ન હતું. એ ઝંખી રહ્યો હતો—હરિષેણ જેવા એકાદ મંત્રીને, કાલિદાસ જેવા કોઈ મહાકવિને, ધ્રુવસ્વામિની દેવી જેવી કોઈક નારીને. મહાન મંત્રી, મહાકવિ કે મહાન નારી—એ ત્રણેમાંથી કોઈ એને હજી મળ્યું ન હતું. એના હૃદયમાં અશાંતિ હતી. કાર્યમાં વેગ હતો. મનમાં ત્વરા હતી. વાણીમાં સ્વપ્ન હતું. એને રાતદિવસ ઝંખના હતી—કાંઈક મહાન, કાંઈક ભવ્ય, કાંઈક ઉત્તુંગ,, કાંઈક લોકોત્તર, કાંઈક ચિરંજીવ સરજી જવાની. એ મનઃસૃષ્ટિ રાત ને દિવસ એની પાછળ પડી હતી. એણે દેવડીને જોઈ—અને એને લાગ્યું કે જે મહાન નારીને માટે એ ઝંખના કરી રહ્યો હતો—એ આ નારી હતી. કેશવ આ વાત જાણતો હતો. એટલે એણે અત્યારે તો વાત પોતાની પાસે જ સંઘરી રાખી. કોને આ વાત કહેવી —એ એની સમજણમાં આવ્યું નહિ, ગમે તેને કહે—ઘર્ષણ ચાલતું હતું તેમાં એથી માત્ર વધારો થાય. એક જ માણસ માત્ર હતો, જે મહારાજ માટે પ્રાણન્યોચ્છાવરી કરતાં પાછો

ન પડે. અને કદાચ મહારાજ ઉપર પ્રભાવ પણ પાડે. ત્રિભુવનપાલ દંડનાયક. એને આ વાત કરી હોય તો એ મહારાજને સમજાવે. પણ ઊંડો વિચાર કરતાં કેશવને એ પણ અશક્ય લાગ્યું. દંડનાયક લાટની રાજકન્યા માટે જ આ કરી રહ્યો છે, એવી શંકા સ્વાભાવિક રીતે જ થાય. એટલે એની વાતની મહત્તા ઘટી જાય. રુદ્રશર્મીએ લાટની રાજકન્યાના જન્માક્ષરની કીર્તિકથા કહી—એમાં પણ રાજમાતા અને ત્રિભુવનનો હાથ હોય. એટલે કેશવને લાગ્યું કે એણે એની વાત પોતે જ સંઘરવી રહી. એમાંથી જે રસ્તો એને ઠીક લાગે એ ભલે એકલો ને એકલો એ વિચાર્યા કરે. એ પોતાને પાટણનો ઉદ્ધારક માને તો એના એ હક્ક વિષે કોઈ પ્રશ્ન કરનાર ન હતું. જે ભાર એ ઉપાડે એમાં કોઈ સહાયક ન હતું. અને ગમે તેટલો ઉપાડે તો કોઈ જાણે તેમ ન હતું. એ પોતે જ પોતાની વિચાર-સૃષ્ટિનો સ્વામી હતો, સેવક હતો, સ્રષ્ટા ને દ્રષ્ટા હતો. એની સ્થિતિ મહાભારતના સહદેવ જેવી હતી. એ વાત જાણતો હતો—અને કોઈને કહી શકે તેમ ન હતો. કહેવાથી ફળ ન હતું. જગદેવ પરમાર હતો—એના પ્રત્યે મહારાજને પ્રેમ હતો. પ્રેમ કરતાં પણ વધુ આદરભાવ હતો. એનામાં મહારાજ કાંઈક અલૌકિક જોતા ને એ રીતે એને સત્કારતા. બર્બરકની શિલ્પસૃષ્ટિ જોવા તો એ બન્ને જ એકલા જતા. કોઈનો ત્યારે સાથ રાખતા નહિ. અને એ સૃષ્ટિને નીરખતાં તો ઘડીભર સમય અને સ્થળનું ભાન પણ એમાંથી એકેને રહેતું નહિ. પણ જગદેવ પરમાર —કેશવને એ રુચ્યું નહિ—ગમે તેમ પણ પરમાર પરદેશી

હતો, એની સર્વાંગ વાતનો તાગ હજી એને મળ્યો ન હતો. પરદેશી પાસે પોતાની જાંઘ ઉઘાડવી—કેશવને એ અત્યંત ક્ષુલ્લક લાગ્યું. એ પોતાનો ભાર પોતે વહી રહ્યો. દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. દેવડાની અવરજવર વધી ગઈ. મહારાજની મનોદશા વધારે દૃઢ થતી ગઈ. કેશવની ચિંતા પણ વધતી ગઈ. કારણનો ભેદ પણ એને હજી મળ્યો ન હતો. કોટિધ્વજ ઉપર દેવડીને સવારી કરવી ગમે છે, એવા દેવડાજીના કથને વાતને વધારે વિષમ બનાવી હતી. મહારાજે કોટિધ્વજને ત્યાં જ રાખવાનું કહ્યું. કેશવે એના ઉપર સતત ચોકી તો રાખી હતી—પણ કારણ વિષે કાંઈ જ પત્તો મળ્યો ન હતો. એની વાણીમાં એટલી કચ્છી કાંકરી હતી કે એ કચ્છનો જ છે, એવી દેવડાજીની વાતને ના પાડી શકાય તેમ ન હતું. કેશવ સાવચેત રહ્યો.

એટલામાં એક સમાચાર મળ્યા. માલવા અને સોરઠ પ્રત્યેની રાજનીતિની રેખા મહારાજે પોતાના મનમાં નક્કી કરી લીધી હતી. એમણે મંત્રણાસભા બોલાવી. એમાં દંડનાયક પણ આવવાનો હતો. કેશવને લાગ્યું કે રાજમાતાએ લાટની રાજકન્યાનો પ્રશ્ન આ રીતે ઉકેલવાની જુક્તિ રચી હોય. એના દિલમાં આશા અને આનંદ પ્રકટચાં. રાજમાતા, દંડનાયક, મહારાજ—ત્રણેની ઝીણામાં ઝીણી વિગત ઉપર એ ધ્યાન રાખવા મંડચો. મંત્રણાસભામાં એ ગયો, ત્યારે એના મનમાં આવો આશાનો સંચાર હતો.

પણ માત્ર બે પળ વીતી—અને એની આશા નિરાશામાં ફેરવાઈ ગઇ.

એ રાજસભાના ચોગાનમાં પહોંચ્યો, જ્યાં હમેશાં

સાંતૂ, મુંજાલ, દંડનાયક સૌના ગજરાજ શોભતા, ત્યાં આજે એણે ફેરફાર જોયો. કોઈનો ગજરાજ ત્યાં હતો જ નહિ. માત્ર મહારાજનો શ્રી કલશ એકલો ચક્રવર્તી હોય તેમ આમ-તેમ સૂંઢ હલાવી રહ્યો હતો. પોતાને પણ જાણ નથી—એવો આ નવો ફેરફાર કોણે કર્યો, ક્યારે કર્યો, શા માટે કર્યો એવી પ્રશ્નોની પરંપરા એના મનમાં ઊગી નીકળી. પણ એને બહુ શોભવું પડ્યું નહિ. સામેથી કૃપાણ જ આવી રહ્યો હતો. કૃપાણના ચહેરા ઉપરથી જ કેશવ કળી ગયો કે કાંઈક નવાજૂની લાગે છે.

'કૃપાણ! આ બધું શું છે? આ ફેરફાર કોણે કર્યો? જગદેવ પરમારે?'

'પરમાર ક્યાંથી કરે? પરમાર તો બર્બરક સાથે મુંજપુર છે. આજકાલમાં આવશે. ત્યાં એક સુંદર *વાપી બર્બરકે રચી છે એ જોવા ગયા છે. મહારાજના શ્રી કલશ સિવાય બીજા કોઇનો ગજરાજ તમને હવે પાટણમાં નહિ દેખાય! મહારાજની પોતાની એવી આજ્ઞા થઈ ગઈ છે.'

'ત્યારે દંડનાયક નથી આવ્યા કે શું? ક્યાં છે એમનો ગજરાજ?'

'દંડનાયક આવ્યા છે ને. દંડનાયકનો ઘોડો પણ આ સામે ઊભો—જુઓ . . . પણ તમને મહારાજ તરત બોલાવે છે.'

'શું છે?'

કૃપાણે ધીમેથી કહ્યું: 'એ જ તો. દંડનાયકજી આવ્યા છે—રાજમાતાએ લાટની રાજકન્યાની વાત મૂકી લાગે છે.

*વાવ.

મહારાજને એ રુચતી લાગતી નથી. ત્રણે જણાં અંદર રાજમાતાના ખંડમાં છે. મુંજાલ મહેતા પણ ત્યાં છે.'

'મારે ક્યાં થોભવાનું છે ?'

'મહારાજના મંત્રણાખંડમાં—મહારાજ મંત્રણા-સભામાં આવતાં પહેલાં, તમને મળી લેવા માગે છે!'

'શા માટે હશે, કૃપાણ?'

'એ તો પ્રભુ! મારા કરતાં પણ તમે વધુ જાણો છો. દેવડીની જ વાત હશે!'

કેશવ વિચાર કરતો અંદર ગયો. એણે આ ફેરફારમાં સિદ્ધરાજના પ્રતાપને અગ્નિનું રૂપ લેતો જોયો. એની આશા નિરાશામાં ફેરવાઈ ગઈ. રાજા એને હમણાં જ બોલાવીને કહી દે, કે દેવડીને મેં મહારાણીપદે સ્થાપી છે—તો એણે શું કરવું? ના પાડવી? જે વાત પોતે જાણે છે એ પ્રકટ કરવી? હવે એ પ્રકટ કરે તો પણ, રાજા શંકા વિના એ માને ખરો? ને ન માને તેમ હોય તો પ્રકટ કરવાથી ફાયદો શો? એના કરતાં તો એણે પોતે એકલાએ જ વસ્તુને અફળ કરવા પ્રયત્ન કરી છૂટવો—એ વધુ સારું નહિ? કે પછી જે થાય તે થવા દેવું? કેશવને એક પણ પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ.

માત્ર એક જ વાત એની તાત્કાલિક ચિંતા ઓછી કરવા માટે હજી રહી હતી. દેવડી પોતે અડગ હતી. જ્યાં સુધી એ અડગ હતી ત્યાં સુધી રાજા સિદ્ધરાજ પણ—એનો એક વાળ પણ હલાવી શકે તેમ ન હતો. મહારાણી મીનલદેવી ત્યાં હતાં—એનું શાંત તેજ કેકને થથરાવી દે તેવું હતું. દંડનાયક ત્રિભુવનપાલ હતો. મુંજાલ હતો. અને સૌથી વધુ

તો એ કે પાટણની હવા હતી. અગ્નિ જેવો પ્રતાપી છતાં, રાજા સિદ્ધરાજ પાટણની હવામાં ઊછર્યો હતો. એ હવામાં જ અમુક મર્યાદા રહી હતી. પણ વખત છે ને આ ઘર્ષણના આવેગમાં રાજા પોતે એને આજ્ઞા કરે— . . . કેશવ એ વિચાર આવતાં જ ધ્રૂજી ઊઠ્યો. એની રાજભક્તિ, એની પ્રતિષ્ઠા, એનો ધર્મ—ત્રણેની એમાં કસોટી થઈ રહી હતી. પણ એ પોતાના વિચારમાંથી પૂરો જાગ્રત થાય તે પહેલાં તો એણે સિદ્ધરાજને વેગથી આ તરફ આવતો જોયો. એની પાછળ જ રાજમાતા આવી રહ્યાં હતાં. કેશવ આભો બની ગયો. એ આશ્ચર્યમાંથી સ્વસ્થ થાય તે અગાઉ તો એના કાન ઉપર એના રાજાનો પરિચિત, પ્રતાપી, આજ્ઞાવાહી સ્વર પણ સંભળાયોઃ 'કેશવ! મેં તને એટલા માટે બોલાવ્યો હતો . . શ્રી કલશને લઈને જા—દેવડીને રાજમહાલયમાં લાવો. આજે મહારાણીપદે એનો અભિષેક કરવાનો છે!'

કેશવ સડક થઈ ગયો. એના અંગે અંગમાં એક ક્ષણ તો જડતા વ્યાપી ગઈ. જેનો એને માત્ર વિચાર આવ્યો હતો—તે પરિસ્થિતિ પોતે જ સામે આવીને ખડી થઈ ગઈ હતી.

'કેમ કેશવ? મેં કહ્યું તે તેં સાંભળ્યું નહિ?'

'મહારાજ . . . ! . .'

કેશવ વ્યાકુળ થઈ ગયો. ગભરાટથી નહિ—વેદનાથી. જેણે એને હમેશાં પોતાનો માનીને એક બાલમિત્રની જેમ પાસે રાખ્યો હતો, જેને મનમાં ખાતરી હતી કે આખું સામ્રાજ્ય સામે હોય, પણ કેશવ તો એનો પોતાનો જ હતો, જેને પોતે હમેશાં વીરવિક્રમની પરાક્રમમૂર્તિ માન્યો હતો, તે સિદ્ધરાજની આજ્ઞાને અવગણતાં એને ધરતી–આકાશ એક થતાં લાગ્યાં.

એક પળવાર એ આંખો મીંચી ગયો. બીજી જ ક્ષણે એણે પોતાની જવાબદારી—અને આ એક મહાન પળની કિમ્મત જાણી લીધી. તેણે દૃઢતાથી પણ અત્યંત ગૌરવભરેલી વિનમ્રતાથી કહ્યું:

'મહારાજ! એ ન બને . .'

'ન બને? શું ન બને?' સિદ્ધરાજ માનતો ન હોય તેમ એની સામે જોઈ રહ્યો.

'દેવડીને આંહીં લાવવાનું!'

'કેમ? હું કહું છું ને ન બને એમ? આ કોણ કેશવ બોલે છે? ક્યાં છે પરમાર . . એને બોલાવો . .! કૃપાણ!'

'મહારાજ! હું તમારો સેવક છું,' કેશવે કહ્યું: 'પણ પ્રભુ! પાટણની હવાનો તો હું એક અદનામાં અદનો દાસ છું. એ હવા બગાડવાનો મને કાંઈ જ અધિકાર નથી. તમને પણ અધિકાર નથી. કોઈ ને અધિકાર નથી. એનું એ વાતાવરણ ઘડવામાં—ચૌલાદેવી, વાચિનીદેવી, ભીમદેવ, દામોદર, દેવપ્રસાદ, વિમલમંત્રી—એમના જેવાનો હિસ્સો છે. દેવડીને આંહીં ત્યારે જ—લાવી શકાય, મહારાજ! જ્યારે દેવડી પોતે એ વસ્તુ કબૂલે . . . દેવડીએ હજી સુધી એવું કોઈ વલણ બતાવ્યું નથી. કોઈ પણ નારીને એમ આંહીં લાવી ન શકાય. ક્ષમા કરજો . . .'

કેશવ બે હાથ જોડીને નમી રહ્યો. એક ક્ષણમાં આવો અણધાર્યો જવાબ મળતાં, સિદ્ધરાજનો આવેગ કાંઈક મોળો પડ્યો. એટલામાં તો રાજમાતાનો સ્વર સંભળાયો:

'અરે! પણ જયદેવ! તું ગાંડો થયો છે? હજી તું જો તો ખરો. હજી ક્યાં લાટનું નક્કી થાય છે—? હજી તો

ત્રિભુવનની વાત જ તેં પૂરી ક્યાં સાંભળી છે ? . . !' રાજ-માતા એની પાછળ જ આવી પહોંચ્યાં હતાં. મુંજાલ ને દંડનાયક પણ આવતા હતા.

કેશવ સમજી ગયો. લાટની રાજકન્યાના કોઈ પ્રશ્ને નાજુક પરિસ્થિતિ ઊભી કરી હતી. રાજાએ આગ્રહ રાખ્યો લાગે છે—લાટની કન્યા લાવવી હોય તો—દેવડીને પહેલાં મહારાણીપદે સ્થાપો !

'કેશવ ! તું ને મુંજાલ બન્ને જાઓ . . મુંજાલ ! . .' મુંજાલ આવ્યો . . પણ એણે કાંઈ જવાબ ન વાળ્યો.

'પણ જયદેવ ! . . તું પાટણનો રાજા છે તેનું શું ?' મીનલદેવીના અવાજમાં શાંત મક્કમતા આવી: 'પાટણના રાજને પોતાનું ગૌરવ છે. પોતાના સંબંધો છે. પોતાની પ્રણાલિકા છે. . ત્રિભુવનની વાત તો હજી અધૂરી છે. તેં પૂરી સાંભળી પણ નથી. . .'

'મેં પૂરી સાંભળી નથી—પણ એનો સાર મેં લઈ લીધો છે. જુઓ, મા ! હું તમને કહી દઉં—પહેલું અને છેલ્લું: પાટણના સિંહાસન ઉપર તમે જેને લાવવું હોય તેને લાવી શકો છો, મારા હૃદયના સિંહાસન ઉપર તો એક જ નારી બેઠી છે—અને તે આ દેવડી !'

'પણ જયદેવ ! તું તે ગાંડો થયો છે—? આ તારી દેવડી—એ છે કોણ ?'

'એ કોણ છે એ જેટલું તમે જાણો છો એટલું જ હું જાણું છું. એ કોણ છે એની મને પણ ખબર નથી.'

કેશવને વાતનો ઘડોલાડવો કરવાનું મન થઈ આવ્યું. પણ તેને એનું પરિણામ ઊલટું વિપરીત લાગ્યું. તે શાંત

રહ્યો. જયસિંહ આગળ બોલતો હતો—

'એ કોણ છે એની મને ખબર નથી. એટલે તો એ પોતાના કુલથી નહિ, રાજવૈભવથી નહિ, સત્તા, મહત્તા કે મહાન સંબંધોથી પણ નહિ—પરંતુ કેવળ એના પોતાના નારીત્વથી મને આકર્ષી રહી છે. રાણી તરીકે તમે ગમે તેને લાવો—મા ! મહારાણીપદ તો આ દેવડીનું થઈ ચૂક્યું છે !'

'દેવડીનું થઈ ચૂક્યું છે, એટલે ? મહારાજ !' મુંજાલ બોલ્યો: એને મહારાજનો આવો વ્યવહાર ખૂંચી રહ્યો હતો. સામનો અત્યારે ન થાય—તો પછી ક્યારે ય ન થાય. એટલે એણે તક પકડી. એના અવાજમાં તીખાશ હતી: 'તમે દેવડીને મહારાણીપદે લાવવા માંગો છો, એમ ? શું મહારાજનો એ અફર નિશ્ચય છે ?'

'હા, મુંજાલ ! દેવડી મહારાણી થશે—આજે કે કાલે—કે ગમે ત્યારે..'

'અને તે આ . . . પાટણ નગરીમાં ?'

'હા . . પાટણમાં જ . . કેમ ?' સિદ્ધરાજનો અવાજ ઠંડો હતો. પણ એમાં રહેલી દૃઢતા અત્યંત ઉગ્ર હતી.

'પણ જયદેવ ! પાટણ—એનું ગૌરવ—એમાં દેવડીનું સ્થાન કયે ઠેકાણે ? અને હું તને પૂછું છું—આ દેવડી—દેવડીમાં એવું તેં શું જોયું છે ?'

'તમે ઊઠીને મા ! મને આ સવાલ પૂછશો ? કોઈ નહિ ને તમે ? ત્યારે તો હું તમને પૂછું કે ચૌલામાં મહારાજે શું જોયું હતું ? કોઈનામાં કોઈ શું જુએ છે એ વિષે કોઈ શું જાણે ? અને પોતે શું જુએ છે એ કહી શકનારો વળી કોઈ દિવસ કાંઈ જુએ છે ખરો ? દેવડીમાં મેં શું જોયું

છે એ મને પોતાને પણ ખબર નથી. પણ આ યુગમાં કોઇને અવંતીનાથની પેઠે ભારતસમ્રાટ થવાનું સ્વપ્ન હોય—તો એની સમ્રાજ્ઞીનું સ્થાન માત્ર આ સોનલ દે જ લઈ શકે તેમ છે—અને મારે એ સ્વપ્ન છે. એ જ્યાં હશે ત્યાં એકચક્રી રાજ સ્થપાશે. ઇંદ્રનો વૈભવ ત્યાં પ્રકટશે. ત્યાં મહાકવિઓ, મહાશિલ્પીઓ, મહાપુરુષો પ્રેરણા મેળવશે. એ જ્યાં હશે, ત્યાં મહાયુદ્ધો જન્મશે—સામ્રાજ્ય સ્થાપનારાં મહાજુદ્ધો . . '

'મહારાજ!' કેશવે હાથ જોડયા: 'આ સઘળી તમારી કલ્પના—કવિતા છે. એની વાત જવા દો. એ જ્યાં જશે ત્યાં સર્વનાશ થશે!'

'તારા કહેવાથી? એમ?' સિદ્ધરાજે કહ્યું: 'તેં તો, કેશવ! દેવડીને જોઈ છે—પણ જોઇ નથી. એને જોઇ છે મેં!'

'પ્રભુ! હું જે જાણું છું તે તમને કહું છું,' કેશવે હાથ જોડયા: 'દેવડી જ્યાં જશે ત્યાં જુદ્ધ આવશે, સર્વનાશ આવશે . . !'

'હા, હા, તારા કહેવાથી . . . '

કેશવના વાકયને કોઈએ મહત્ત્વ આપ્યું લાગ્યું નહિ. તે પણ બોલીને તરત જ શાંત થઇ ગયો.

'પણ જયદેવ! તને આ ત્રિભુવને વાત કરી—લાટની રાજકન્યા લક્ષ્મીદેવીની—એને તેં જોઈ છે જ કયાં? અને એ લાટની રાજકન્યાનો રક્ષક કોણ છે એ તને ખબર છે? એનો રક્ષક ત્રિભુવનપાલ પોતે છે . . . . . ત્રિભુવનની સ્થિતિનો તેં વિચાર કર્યો? ત્રિભુવન એનો રક્ષક —અને એ જ પાછો આપણો દંડનાયક પણ છે! ત્રિભુ-

વનને આ ધર્મસંકટ નથી ?'

'કેમ ત્રિભુવનને શું છે ?'

'મારે બીજું કાંઈ નથી, કાકા! તમે ઊઠ્યા ત્યારે હું જે વાત કરી રહ્યો હતો—તે લાટ સાથે પાટણ સંબંધ બાંધે તો ખોટું નથી એટલું કહેવા પૂરતી. સંબંધ બાંધવો—ન બાંધવો—'

'જો, ત્રિભુવન ! આજ દિવસ સુધી તમે સૌ તમારી દૃષ્ટિએ રાજ્ય ચલાવતા હતા. તમારી સૌની માન્યતા હતી—છે—અને આજે આપણે એ જ પ્રશ્ન છે—કે પાટણે, માલવા અને સોરઠ—એમ બે સરહદ ઉપર એકીસાથે યુદ્ધ કદાપિ પણ ન નોતરવું. એટલે તમે એવાં યુદ્ધો અટકાવવા માટે પણ સંબંધો બાંધતા. મારે એવો કોઈ સંબંધ બાંધવો નથી, એનું શું ? હું પાટણને પોતાને જ સમર્થ કરીશ. મારી આ રાજનીતિ છે. સંબંધ બાંધીને માત્ર યુદ્ધ અટકાવવાં નથી. એ યુદ્ધ કદાપિ અટકતાં પણ નથી. એનો દાખલો આ આવ્યો છે રા.' હવે તું તારે તારી વાત કહે . . . .'

'ત્યારે મારી વાત તો ટૂંકી છે, કાકા ! આ લાટની રાજકન્યા છે એનો રક્ષણભાર મારા ઉપર છે. વર્ષો પહેલાંની વાત છે, મહારાજ !—માને યાદ હશે. લાટના ત્રિવિક્રમ જ્યારે મરણપથારીએ પડ્યા અને જ્યારે એને લાગ્યું કે હવે પોતે બચે તેમ નથી, ત્યારે એણે મને બોલાવ્યો. એ વખતે પણ હું લાટનો દંડનાયક . . .'

કેશવ સાંભળી રહ્યો. સૌને માટે વાત તદ્દન નવી હતી. સૌ એકધ્યાન થઈ ગયા.

'એ વખતે રાતનો સમય હતો. હું સામે કાંઠે . .

રાજગઢીમાં રહેતો. એટલે મને જતાં વાર થઈ. પણ મને એણે જોયો અને એના અંતરમાં એક પ્રકારની શાંતિ થઈ ગઈ. મહારાજ! કોઈના પણ મૃત્યુને જે અભડાવે છે તે રજપૂત તો નથી, પરંતુ માણુસ પણ નથી. એટલે જ્યારે એની આ નાની છોકરી લક્ષ્મીદેવીનો હાથ એણે મારા હાથમાં સોંપ્યો, ત્યારે મને જે કહ્યું હતું, તે આજ પણ મારી સ્મૃતિમાં ચોંટી રહ્યું છે. એણે મને કહ્યું: "ત્રિભુવનદેવ! આપણે આંહીં પૃથ્વી ઉપર લડ્યા. અધૂરી રણતૃષા રહી હશે તો તમે આવશો ત્યારે સ્વર્ગમાં લડીશું. પણ આ દીકરી—હવે મારી નથી. એ તમારી છે. એને તમે સાચવજો. મોટી કરજો. પાળજો. રક્ષજો. ને મારે સ્થાને રહીને એનું હિત તમે સંભાળજો. હું તમને ત્રિભુવનપાલ દંડનાયકને નહિ—દેવપ્રસાદના દીકરાને—આ કહું છું." મહારાજ! થોડીવાર પછી ત્રિવિક્રમ મરણ પામ્યા. લાટની એ રાજકન્યા આ લક્ષ્મીદેવી.'

સિદ્ધરાજ કાંઇ બોલ્યો નહિ. મીનલ શાંત રહી. મુંજાલે કહ્યું: 'થયું ત્યારે—ત્યારે તો એ રાજકન્યા તમારા હાથમાં જ છે, એમ કહોને—એનું હિત પાટણ સાથે સંકળાયેલું છે.'

'મુંજાલ મહેતા! તે પહેલાં આ વિષે મેં તમને કહ્યું છે, એ સાંભરે છે? મારા હાથમાં છે રાજકન્યા એ ખરું—પણ લાટની સુંદરીમાત્ર અતિશય સ્વમાની. પાટણના તો શું—ત્રિલોકના રાજ માટે પણ, એ પોતાનું સ્વમાન છોડે એવી આશા તમે ન રાખતા. એ તો મહારાજ એને જીતે—તો મહારાજ ઉપર પ્રાણ ન્યોછાવર કરે એવી અદ્દ્ભુત છે. તમે પદ્માક્ષીની વાત સાંભળી છે નાં?'

'હા, જેણે તારા બાપને ઘેલો કર્યો હતો . . . . . .' મીનલે કહ્યું.

'એ પદ્માક્ષીની આ ભત્રીજી છે . . . લાટનો પ્રશ્ન થાળે પડે માટે આ રાજકન્યા આંહીં આવે—અને એમાં હું સહાય થાઉં—એ વાતમાં કાંઈ માલ નથી, મહેતા !'

'થયું ત્યારે . . દંડનાયકજી ! પાટણના દિવસો હવે પૂરા થયા લાગે છે !' મુંજાલે કાંઇ કડવાશથી કહ્યું.

'તમારા કહેવાથી ?'

'મારા કહેવાથી નહિ. મહારાજને પોતાને પાટણના ગૌરવની પડી નથી. તમારે પાટણના હિતસંબંધની પડી નથી. મહાઅમાત્યોની બુદ્ધિની કોઇને પડી નથી. નહિતર લાટનો પ્રશ્ન આમાં હમેશને માટે થાળે પડે તેમ છે . . એનું શું? રાજકીય દૃષ્ટિએ એ વાત શું કાઢી નાખવા જેવી છે ? પણ આજ . . હવે જે થાય તે ખરું !'

'મુંજાલ મહેતા ! લાટનો પ્રશ્ન થાળે પડે કે ન પડે—પણ એ મારી દીકરી છે, એ કાંઈ આળસી જાશે ? એને દુઃખ થાય તો હું રૌરવ નરકમાં પડું. મહારાજનું આવું મન જાણ્યા પછી . . જો એને હું આંહીં લાવું, કેવળ રાજલોભને માટે, તો હું દેવપ્રસાદનું નામ લજાવું ! એટલે હવે હું જે કહું છું તે તમે સૌ સમજી લ્યો . . વહેલેમોડે નર્મદાકાંઠે જુદ્ધ તમારે માંડવાં પાડશે . . .' ત્રિભુવનપાલનો રણકો કેશવના અંતરને સ્પર્શી ગયો. એને એમાં પાટણની હવા દેખાણી.

'જુઓ . . આ લાટની રાજકન્યા લક્ષ્મીદેવી . . એને આંહીં આવવું હોય તો એનું ઘર છે. મહારાજ જે ઇચ્છે તે સિદ્ધ કરે તેમ છે. પણ એ કાંઈ ન બનવાનું હોય તો . .

મારે એને પૂછવું પડે, મહેતા ! એ રજપૂતી સમજે છે. કેવળ પુત્રને અભાવે લાટનું રાજગૌરવ ચાલ્યું જાય—એનો પરિતાપ એના મનમાં પણ પ્રકટે. એના મનમાં પણ આકાંક્ષા જાગે, પોતે લાટના ત્રિવિક્રમનો દીકરો જ છે—દીકરી નથી—એ વસ્તુ સિદ્ધ કરવાના કોડ એને પણ ઊઠે. લાટને ફરી સજીવન કરવાની એના મનમાં પણ તમન્ના ઊભી થાય, મુંજાલ મહેતા ! હું દીકરો દેવપ્રસાદનો, એને એનો પૂરેપૂરો વારસો ન આપું, તો જીવતોજીવત અગનકુંડ ભોગવું !'

મુંજાલ સાંભળી રહ્યોઃ તેણે ડોકું ધુણાવ્યુંઃ 'દંડનાયકજી ! તમે લાટમાં ફરી યુદ્ધ સળગાવશો . . !'

'જે થાવું હશે તે થાશે, મહેતા ! પણ મેં તમને કહી દીધું કે, એને એની રજપૂતીનો વારસો પણ હું સોંપી દઈશ. હું તો એને કહીશ કે, બેટા ! આ તારા બાપનું રાજ. સજીવન કરવાના કોડ હોય તો આ નર્મદાનાં જળ છે ને મહીનાં વાંઘાં છે. પડ મેદાને . . ને પછી એની સામે મહારાજનું લાટ સાચવવા ગલઢેગઢપણ રણમાં ચડવું પડશે, તો હું ચડીશ !'

'અરે ! ત્રિભુવન ! તું બરાબર—જાણે દેવપ્રસાદને આજે ફરી બોલતો સાંભળ્યો. પણ તું વખાણ કરે છે લક્ષ્મીદેવીનાં આટલાં—એને એક વખત પાટણ તો બતાવ !'

'આવતે વખતે આવું ત્યારે સાથે લેતો આવું, બા !'

'લે જોયું, જયદેવ ! આ વાત છે . . . ને આ ચીત છે . . તું તારે હવે વિચાર કરી જો. સોરઠ, માલવા, લાટ—સૌ સાથે બાથ ભીડવી છે . . કે શું કરવું છે તે તું જો . . . કરવાનું તારે છે.'

સિદ્ધરાજ વિચાર કરી રહ્યો. એનું મન કોઈ રીતે સમાધાન પામતું ન હતું. એકચક્રી સત્તા સ્થાપવા માટે જે પ્રભાવ જોઈએ, એ પ્રભાવની પાટણમાં એને હજી ખામી લાગતી હતી. પાટણ હજી તાત્કાલિક સમાધાની કરતું, સંબંધો બાંધતું, આપછૂટ કરતું. ત્યાં સોરઠના રા'નો પ્રશ્ન જ આવી રહ્યો હતો.

'રા' રાયઘણ ક્યારે આવે છે, કેશવ?' સિદ્ધરાજે પૂછ્યું.

'કાલે આવશે... પ્રભુ!'

'આવતી કાલે આ રા'ની જ વાત આવશે, લ્યો. શું કરશો? રાયઘણ સૌથી મોટો છે. જૂનોગઢ પાટણને પૂછે છે. છતાં ખેંગારને ગાદી મળી છે. એમ શા માટે, મુંજાલ? ખેંગારને વાત થઈ ગઈ મહીડાની?'

'એ તો થઈ ગઈ. એને ગળે ન ઊતરી!'

'દેવડોજી પણ એ જ કહેતા હતા. એણે મહીડાને પડકાર્યો છે. આપણે આ સાંઢણીનાં ને ઘોડાનાં—મારીને ભાગી જવાનાં, ને ભાગીને છુપાઈ જવાનાં—જુદ્ધ ચલાવવાં પણ નથી, ને ચાલવા દેવાં પણ નથી. એવાં જુદ્ધ હવે કરવાં નથી. એક પછી એક કોટકિલ્લા રચાતા જશે, તેમ તેમ ત્યાં થાણાં મુકાશે. એક વ્યાપક સત્તાને કેન્દ્ર રાખીને ભલે સૌ સત્તા ભોગવે. સોરઠ સાથે જુદ્ધ અનિવાર્ય હોય તો કરી લેવું. થાબડભાણાં કર્યે શાંતિ નથી રહેવાની. ખેંગારને કહી દેવું કે એ રા' નહિ થઈ શકે! રા' રાયઘણને જ પાટણ તો સ્વીકારશે!'

સૌ સાંભળી રહ્યા. સિદ્ધરાજને બધાના મૌનમાં કાંઈક

છૂપી વિરોધવૃત્તિ લાગી. પણ એણે પોતાની વાત પૂરી કરવા માંડી:

'તમને સાંઢણી ઉપર ને ઘોડાં ઉપર સોરઠ કેટલી વખત ડરાવી ગયું? એનો હિસાબ કર્યો? ગમે તે પળે થોડાંક થોડાંક ઘોડાં લઈને કોઈ પણ પાટણ ઉપર દોડ્યું આવે—એમાં પાટણનો પ્રભાવ શો? આપણી સત્તાને વ્યાપક બનાવ્યા વિના કેવળ સંબંધો બાંધવાથી કાંઈ સામ્રાજ્ય સરજી શકાશે? એવું સામ્રાજ્ય રહે પણ કેટલો વખત? મુંજપુરથી શરૂ થયેલી કોટકિલ્લાની માળા—આખા સોરઠને છાઈ દેશે. અને દર્ભાવતીથી શરૂ થયેલી ગોધ્રકમંડલ સુધી જાશે. પાટણનો એ સ્થાયી પ્રભાવ જ કેન્દ્રસત્તાને વ્યાપક અને બળવાન બનાવશે. દેવડોજી મુંજપુરની વાત કહેશે ત્યારે એનું મહત્ત્વ સમજાશે.'

સિદ્ધરાજની સ્વપ્નકથા અધૂરી રહી. મુંજપુરના કોટકિલ્લાની વાત કરવા માટે દેવડોજી આવી રહ્યો હતો. મંત્રીઓના સૂચક મૌનનો અર્થ હવે સિદ્ધરાજને સમજાયો. એ એમ માનતા લાગ્યા કે કેવળ દેવડાજીના સંસર્ગ માટે જ મુંજપુર તરફ કોટકિલ્લો બંધાઈ રહ્યો છે. પોતે જે નવી રચના કરવા ધારી છે—જે વડે પાટણનો પ્રભાવ સ્થાયી બનવાનો છે—એ વાતને શી રીતે સર્વમાન્ય કરવી એનો વિચાર સિદ્ધરાજ કરી રહ્યો.

## ૩૪. ખર્પરક પણ થંભી જાય છે

જેમ જેમ દિવસો જતા ગયા હતા, તેમ તેમ રા' ખેંગારને ચટપટી થવા લાગી હતી. પંદર દિવસ તો જોતજોતામાં વહી ગયા. મહીડાને આપેલી પહેલી મુદત તો ચાલી ગઈ. બીજી મુદત પણ ચાલી ન જાય માટે એણે દેશળને અને વિશળને રાયઘણ સાથે તુરત જ નીકળવાનું કહેવરાવ્યું હતું. રાયઘણ આવવાની એ હરપળે રાહ જોતો હતો. મહીડાજીને માપવો બાકી હતો. એણે દેવડાજીને ત્યાં રહેવાનું તો ક્યારનું છોડી દીધું હતું. એ અવારનવાર મુંજાલ મહેતાને મળતો—પણ દેવડીની વાતની લેશ પણ ગંધ ક્યાંય ન જાય, એની પૂરેપૂરી તકેદારી રાખી રહ્યો હતો. દેવડોજી પોતે જે જાણતો તે બોલે તેમ ન હતો. કારણ કે એને તો એમાં નુકસાન હતું. વળી એ હમણાં અવારનવાર કચ્છપંથકમાં જતોઆવતો, એટલે ખેંગારને એ તરફથી તો નિરાંત હતી. તે દિવસે, પોતે લચ્છીને સાંભળી—ત્યારે, ઝાડ ઉપર બીજો જણ પણ હતો. એ જાણ્યા પછી એણે એ રસ્તો જ તજી દીધો હતો. દેવડીને પણ ચેતાવી દીધી હતી. રાયઘણ આવે—પોતાની યોજના થાય—ત્યારપછી

પોતે એક દિવસ મળશે અને—એ દિવસે તો જૂનોગઢનો પંથ લેવાનો હશે—એવો સંકેત ક્યારનો થઈ ચૂક્યો હતો. હવે રાયઘણ આજ આવી રહ્યો હતો.;કાલે મહારાજને મળવાનું હતું.

ખેંગારને અચાનક એક મિત્ર મળી ગયો. ઠારણ વિષે એને શંકા તો હતી. પણ ઠારણનો છદ્મવેષ એટલો તો સંપૂર્ણ હતો—ભાષા, વેષ, કેશ, ગાત્ર તમામમાં એણે એવી તો અદ્ભુત કારીગરી કરી હતી કે હજી ખેંગાર એને ઓળખતો હતો, છતાં જાણે કે પૂરેપૂરો ઓળખી શક્યો ન હતો.

અધરાતે ખેંગાર દેવડાજીના વાડા પાસેથી નીકળ્યો. રાયઘણ પાટણમાં પ્રવેશ કરે ને મહારાજને મળે તે પહેલાં તેને મળી લેવાનો એનો વિચાર હતો. સવારે વખતે દોડા-દોડમાં એ વાત જ રહી જાય. તે દેવડાજીના વાડા પાસેથી પસાર થતો હતો—પણ રાંગની નીચેથી આવી રહેલા અત્યંત ધીમા અવાજે એના પગને જરાક થંભાવી દીધા. તેણે કાનને જમીન સાથે મેળવ્યા. એને કાંઇક શંકા પડી. તે ઝપાટાબંધ પાસેના રસ્તા ઉપર જ જમીન સરસો લાંબો થઈને સૂઈ ગયો. વધારે વખત ન હતો. એની આડે મોટો માટીનો ઢગલો પડ્યો હતો.

થોડીવાર થઈ.. અને ખેંગારે ભૂગર્ભમાંથી શિલા ધીમેથી ઊંચી થતી જોઈ. બે ક્ષણમાં તો એક માણસને માટીના ઢગલાથી થોડે દૂર આવીને ઊભેલો જોયો.

'કોણ હશે?' એના મનમાં મોટો પ્રશ્ન થયો. તે શાંત પડ્યો રહ્યો.

બીજી બે પળ વીતી. અને એણે એક ધીમો અવાજ

પકડી લીધો: 'જોયું ના? ખબર પડી કોઈને? આપણે બહાર આવી પણ ગયાં!'

'હારણ!..તારી વાત સાચી છે. આ ભોંયરા વાટે આપણે બહાર આવ્યાં. એ જ પ્રમાણે મોટા રસ્તા મારફત કોટિધ્વજ પણ નીકળી શકે. તેં કોટિધ્વજને એમ કેળવ્યો પણ છે. કોઈને ખબર ન પડે એવી રીતે તારી બન્ને ભોંયરાની ગોઠવણ છે. પણ તું તારી રીતે તારું કામ કર્યે જા. દેવડી—રા'ની રાણી આવી રીતે ભાગે, તો રા'નું નામ લાજે. એ તો એની રીતે ભાગશે!' ખેંગારને અચંબો થયો. બોલનાર દેવડી હતી. તે સાંભળી રહ્યો. મનમાં ને મનમાં એણે દેવડીની મૂર્તિ નીરખી લીધી. સામે હારણ ઊભો હતો.

'મેં તો તમારા ઉપર વિશ્વાસ મૂકીને મારી વાત તમને કરી નાખી છે. અમારી તો ખર્પરક-કપર્દકની જુગલજોડી છે. અમે તો આવાં સાહસ કરતા આવ્યા છીએ. તમને ખબર નહિ હોય, પણ ઉજ્જેનમાં અમારી ગાદી છેક વીરવિક્રમના સમાથી ચાલતી આવે છે. એ ગાદીએ જેટલા ખર્પરક-કપર્દક આવે—એ તમામે તમામ મા ભવાનીનું સાન્નિધ્ય સેવે. દુનિયાને મુગ્ધ કરનારું સાહસ કરે. ચોપટ—સોગઠાં રમે. જિંદગીને કોઈ અજબ જેવા જુગારી-રંગથી રંગી જાણે. અમારે મન દુનિયામાં સમયનું અસ્તિત્વ નથી. તમે સૌ જેનાથી ધ્રૂજો છો એ કાળ અમારે માટે નથી. અમારે તો રાત ને દિવસ—ચોવીસે ઘડી ને આઠે પહોર—કાંકરી ગાંડી થાતી હોય કે રાજા શેહ પામતો હોય! અમારે મન સમય કાંઈ જ નથી!—મારે તો કોટિધ્વજ લઈ જવાનો છે. તમારે આવવું હોય તો ખેંગારજી હજી આંહીં

હશે, ત્યાં તમને જૂનાગઢની ગિરિમાળા દેખાડી દઉં. મને એમાં સાહસ સિવાય બીજો કોઇ રસ નથી!'

'એમ મારાથી ન નીકળાય, ઠારણ! હું તો રા'ની સાંઢણી સોનરેખ હાંકતી હોઉં! આમ ન હોય!' દેવડી બોલી.

'પણ ભલાં થઈને..કોઈને આ વાત કહેતાં નહિ. આ તો તમને ખાતરી કરાવી દીધી કે બહાર નીકળતાં આટલી જ વાર! ને કોટિધ્વજ આંહીં ન હોય—તો તમારે નિરાંત. પાછળ પડીને તમને પહોંચશે કોણ?'

'કોટિધ્વજ આંહીં ન હોય...? એ તેં શું કહ્યું?' દેવડીએ પૂછ્યું.

'કોટિધ્વજ તો કાલે ઊપડી જાશે. પરમ દિવસ આ ઘોડાર સળગશે. તમે પણ આઘાંપાછાં થઈ જજો!'

રા' આશ્ચર્ય પામીને, ઠારણમાંથી ઊભી થતી ખર્પરકની વાત સાંભળતો હતો. તે મનમાં ને મનમાં ઠારણને ધન્યવાદ આપી રહ્યો. મારો બેટો આ મહાઠગ—પાટણને ઠીક મળ્યો છે. એણે પોતાની સોનરેખને જૂનાગઢને માર્ગે ઝપાટાબંધ ધસતી—ને કોટિધ્વજ વિના સિદ્ધરાજને હાથ અફાળતો કલ્પનામાં જોયો. તે મનમાં ને મનમાં ખર્પરક ઉપર ખુશ-ખુશ થઈ ગયો. એટલામાં દેવડીનો બોલ એને સંભળાયોઃ અને એ થંભી ગયો. દેવડીના શબ્દનો રણકો એને કોઇ મહાસત્ત્વશાળી ધાતુના રણકા જેવો કાને પડ્યોઃ

'ગમે તેમ, પણ તું તો જુગારી છે, ઠારણ! રા' જૂનાગઢના જુગારી નથી, એ તો જોદ્ધા છે. આંહીં પાટણમાં કોટિધ્વજ ન હતો—માટે રા' ઘા મારી ગયા—તારા મનને

એ વાત નિર્માલ્ય લાગે, મારા રા'ની તો એ યાવત્ચંદ્ર-દિવાકરો કલંકકથા બની જાય. કોટિધ્વજ તારાથી હમણાં નહિ લઈ જવાય !'

'હમણાં નહિ લઈ જવાય ?' ખર્પરક તો આશ્ચર્યમાં થંભી ગયો. એણે તો માન્યું હતું કે દેવડી એને આ વાતમાં મદદ કરશે. એને જુગારીને પણ દિલની આ દિલાવરી સ્પર્શી ગઈ: 'પણ તમને ખબર છે, તમે શું કરી રહ્યાં છો ? તમે તો ભયંકર જુદ્ધને નોતરી રહ્યાં છો. તમારો પોતાનો નાશ વહોરી રહ્યાં છો. કોટિધ્વજ આંહીં હશે તો તમે જૂનોગઢ પહોંચી રહ્યાં ! રસ્તે જ જુદ્ધ જામશે એનું શું ?'

'જુદ્ધથી ભડકવાનું કોને હોય ? રા'ને ? રા' કોઈ દી જુદ્ધથી ભડકતા નથી.'

'પણ ત્યારે તો.. આ મારી.. વાત..'

'તારી વાત ભોંમાં ભંડારાઈ જાશે, એ વિષે તું નિશ્ચિંત રહેજે. માત્ર કોટિધ્વજને લઈ જવાનો સહેજ પણ જો પ્રયત્ન થશે.. તો...'

'પ્રયત્ન શું.. હમણાં હું મૂંગો જ મરીશ...'

'તો ભલે. રા'નો—જૂનાગઢનો કીર્તિધ્વજ તો કોટિ-ધ્વજ આંહીં હોય ને સોનરેખ હાથ મારે, એમાં રહ્યો છે. કારણ ! અમારે તો જુદ્ધના દાવ ખેલવાના છે, જુગારના નહિ.'

ખેંગાર પોતાનો પોંચો કરડી રહ્યો. એના દિલમાં એક અજબ જેવી વીજળી ચાલી ગઈ. આજ દેવડીએ એને ચોર થાતો બચાવ્યો હતો. એ દેવડીને મોંએ પોતે વાત કરી ગયો હતો, એ એને સાંભરી આવી. દેવડીએ તો એ શબ્દેશબ્દ સાચો માન્યો, ને પોતે તો ત્યારે માત્ર

બોલ્યો જ એમ નાં? ખર્પરકના શબ્દે એને જરાક પણ આનંદ થયો, એનો ખેદ એને બાળી રહ્યો. એને પ્રકટ થઈને દેવડી પાસે ક્ષમા માગવાનું મન થઈ આવ્યું. પણ એ શાંત પડયો રહ્યો.

બે પળ પછી દેવડી ને ખર્પરક અદશ્ય થયાં, એટલે બેંગાર પોતાને માર્ગે પડયો. પણ હવે રાયઘણ આવ્યો હતો —એની પાસે પણ કાંઈક આવી જ વાત હશે તો?—એ વિષે એનું મનોમંથન ચાલી રહ્યું.

## ૩૪. ખેંગારની યોજના

ખેંગાર જ્યારે મંદિરે પહોંચ્યો ત્યારે એણે મંદિર બહાર કેટલાંક ઘોડાં ને સાંઢણીઓ દીઠી. તાપણું સળગાવીને બેચાર ચોકીદાર ત્યાં બેઠા હતા. ખેંગારને આવતો દેખીને પહેરેગીરે એને પડકાર્યો. ખેંગાર અંદર ગયો તો રાયઘણ એની જ રાહ જોતો બેઠો હતો. રાયઘણની પાસે જમાનાનો ખાધેલ, રંગે કાંઈક ગોરો, એક વૃદ્ધ બેઠો હતો. એના ધોળા નિમાળા, વૃદ્ધ છતાં સશક્ત અંગ, જમાનો જોયેલ અનુભવી ચતુર આંખો, અને આટલી ઉમ્મરે પણ આ ભાર સહેવાની શક્તિ—ખેંગારે એને પ્રથમ બે હાથ જોડ્યા: 'કાં ભા! દેવુભા! તમે પણ આવ્યા?' રા'ના વંશપરંપરાના બહુ જ જૂના ભાયાતી મુત્સદ્દીઓમાં દેવુભા હતા. એ ઘણા ચતુર ગણાતા. ખરી મુશ્કેલીમાં એને રસ્તો કાઢતા ઘણાએ જોયા હતા. 'ગલઢૈયા વિના ક્યાંય ગાડાં વળ્યાં છે, ખેંગારજી! હું ન આવું, તો ગળે ધાનનો કોળિયો શે ઊતરે? આંહીં તમે લીલાં વઢાવો ને ત્યાં હું ઢોલિયે બેઠો કાંઈ સારો લાગું, ભા? રાયઘણજીને કીધું, હાલો હું ય ભેગો આવું. દેહુભા છે. વિહુભા છે. હું આવ્યો છું. બીજા

પણ બેપાંચ કટંબી છે. સૌ આવ્યા છે. શું છે આંહીંના સમાચાર ?' દેવુભા બોલ્યો.

'આંહી તો મુંજાલ મહેતા છે!'

'એ તો એ જ હોય નાં—બીજું કોણ હોય? પણ મહારાજ મળ્યા ? કાંઈ વાતચીત થઈ?'

'ના, ના; મહારાજે તો કહેરાવી દીધું કે રાયઘણજી આવે એટલે બન્ને ભેગા થઇને આવો. કાલે મંત્રણા-સભા છે!'

'આપણે ત્યાં જાવું પડશે નાં ?'

'હા.'

'આપણે ન્યાં કેવી રીતે માંડવી છે? વિચાર કર્યો એનો કાંઈ? આંહી કોઈ એનો તો નહિ હોય નાં?'

'ના, ના, આંહીં કોઇ ન મળે!'

એંગારના મનમાં તો દેવડીના શબ્દો રમી રહ્યા હતા. થોડીવાર પછી એ બોલ્યો:

'દેવુભા! આપણે બીજી શી માંડવી'તી ? આપણે તો ત્રંબાળે ઘા દેવો છે! પાટણની ભરબજારેથી સાંઢણી સોનરેખ લેવી છે . . ને ધોળે દીએ લેવી છે!'

'રંગ બાપ! રંગ! રા'નાં તે કાંઇ મોળાં હોય ? પણ વિચાર કર્યો છે, બાપ! કે એ બધું શી રીતે બનશે ? મહીડો ગ્યો કે છે હજી ?' ચતુર દેવુભાએ રા'ને ઉત્સાહ આપ્યો. પણ વાતની અશક્યતા એની નજરબહાર ન હતી.

'કાલે રાતે એને મળવું છે!'

'ક્યાં ?'

'આંહીથી જોજનવા છે—તળાવડાને કાંઠે વડલા હેઠ.

વાટ જોતો હશે. હું આંહીંથી જાઈશ. મધરાત ભાંગ્યે આવીને પાટણને જગાડવું! તમે સૌ તૈયાર રહેજો ને પરભાતમાં પ્રયાણ કરી જવું!'

'જુઓ, ખેંગારજી!' દેવુભાએ ગોઠણે બાંધેલી ભેટને જરાક સરખી કરી. ખોંખારો ખાધો. ધોળી લાંબી દાઢીને બે હાથ પસારીને સરખી કરી: 'બાપદાદે સાત સાત પેઢીથી રા'ના કુળની બજાવતો આવ્યો છું. રા' કોઈ મોળો નીકળ્યો નથી, ને ભગવાન સોમનાથ કરશે તો, નીકળવાનો નથી. પણ ખેંગારજી! જમાનો પલટાયો છે. જેણે બાબરા જેવાને ભોંભેગો કરી નાખ્યો, એની હારે કામ લેવાનું છે. થોડુંક, બાપ! ડહાપણ નહિ રાખીએ, તો રોળાઈ જાશું. આ તમે વાત તો કરી, પણ પાટણના અગણિત સેનનું શું?' દેવુભાએ ખેંગારને પૂછ્યું. થોડીવાર પછી એ પોતે જ બોલ્યો: 'અમે તો એમ નક્કી કર્યું હતું કે મુંજાલ મહેતાને કહેવું કે જૂનાગઢની ગાદી ઉપર હક્ક રા' રાયઘણનો. ખેંગારજીનો હક્ક નહિ. ખેંગારજી તો સર્વનાશને નોતરે. એમને મહીડો મારવો છે. પાટણનો દરવાજો તોડવો છે. આમ વાત કરીને વિશ્વાસ મેળવવો. ને પછી કામ કરીને — પાંચે પંદરે નિરાંતે હાલ્યા જવું!'

ખેંગારની નજર સમક્ષ દેત્રડીની પરાક્રમી રણમૂર્તિ ખડી થઈ ગઈ. તેણે ડોકું ધુણાવ્યું.

'કેમ બા? ડોકું કેમ ધુણાવ્યું? મેં એંશી વરસ ખાધાં છે, ખેંગારજી! આ જેસંગ જેવો કોઈ જાણ્યો નથી. કામ ભોરંગ સાથે છે. મોરલી વગાડશો—તો આ મણિધરને જાગતો પકડશો. દેહુભા–વિહુભા ત્યાં મદનપાલની

હવેલીએ રહેશે—બરાબર તક જોઇને એને ફૂંકશે—એ વખતે અંધાધૂંધી થાય, એ લાગ જોઇને દરવાજો તોડવો—તે વિના બાપ! કામ નહિ થાય! દેવડી—દેવડી તો તૈયાર છે નાં?'

'દેવડી તૈયાર છે—દેવુભા! પણ એ તો જોદ્ધા સાથે નીકળે. સોનરેખ ઉપર—ધોળે દીએ—ભરબજારે. એ ચોરી-છૂપીથી ન ભાગે!'

'ભાગ્યા વિના તો તમે જૂનોગઢ ભેગા થાશો શી રીતે? ખેંગારજી! હું તમને ઉગારવા આવ્યો છું. એટલું સમજો——!'

ખેંગાર કાંઈ બોલ્યો નહિ.

'કેમ કાંઈ બોલ્યા નહિ? રા'નું કુળ આખું ગાંડું. લાખા ફૂલાણી ને ગ્રહરિપુના જમાનાથી તમે લડતા આવ્યા છો. તમારી પાસે જૂનોગઢ જેવો દુર્ગ છે. કચ્છ—લાટ—કે માલવાને ભેળવીને કોઈ મહાન લડાઈ આદરો ને? આ શી ઘેલછા લાગી છે સૌને—ટપલી મારીને ભાગી જવાની? એમાં તો, ખેંગારજી! રા'નું કુલ લજાઈ ગયું.'

'કાલે આપણે મહારાજને મળીશું—તમારે કહેવું હોય એ તમે કહેજો. હું મારો રસ્તો કરી લઇશ!'

'અરે એમ કાંઈ થાય, ભા! આંહીં આવ્યા છીં તમારા સારુ થઈને—પણ તમે કાંઈ વિચાર તો કર્યો હશે નાં? તમારી વાત કરો. બોલો, હવે તમે કહો.'

'ત્યારે, દેવુભા! દરવાજો તૂટશે—દેવડી પણ ચાલી નીકળશે—જેસિંગનું નાક વેંત ભરીને કપાશે—જુદ્ધ પણ થાતું જાશે—ને જૂનોગઢ પણ પહોંચી જવાશે. ચોરની પેઠે ભાગું—તો દેવડીની અપકીર્તિ થાય!'

'તો ભલે એમ કરો...' દેવુભા જમાનાનો ખાધેલ હતો. એણે વિચાર્યું કે છેવટે તો દેશુભા વિશુભા છે. મદન-પાલની હવેલી છે. શું કરવું એ દેશુભાને કહી દેવાશે.

'બીજું કોઇ છે ઓળખીતું.?'

'ઠારણ નામે છે.. દેવડાના વાડામાં.. ને માલવાના મદ્ય વેચનારાઓ છે. એ મદદરૂપ થાશે.'

'દેશુભા ને વિશુભા કાલે એ કામે ચડી જાશે ને નક્કી કરી લેશે. તમે શું ધાર્યું છે?'

'મહીડાને રાતે મારવો. વહેલી પ્રભાતે દરવાજો તોડવો. સૂરજનું કિરણ નીકળે ને દેવડીને લઇને નીકળી જાવું!'

'બરાબર... પણ દરવાજો શી રીતે તૂટશે?'

'ત્યાં બર્બરકનાં માણસો રાતે કામ કરે છે. આખી રાત કામ ચાલે છે. એટલે એ અવાજમાં આપણો અવાજ ડૂબી જાશે! આપણે આંહીં માલવાના મદ્ય વેચનારાઓ છે એમને સાધ્યા છે. દેશુભા કાલે ને કાલે એ વાત ગોઠવી દેશે. એ બધા તો ક્યારના તૈયાર છે!'

દેવુભાએ કાન પકડ્યો: 'આ તો સો વાલ ને એક રતી.' એનું મન મદનપાલની હવેલીએ ક્યારે આગ ચાંપવી એ સમયગણતરી કરી રહ્યું હતું: 'પણ પાટણનું સેન—એનું શું?'

'દેવુભા! તમારી ભેગી સાંઢણીઓ છે નાં? કેવીક છે?'

'ઠેકડા મારીને માંસના લોચા ઝડપે એવી—બનાવી દીધી છે.'

'ત્યારે રા'નાં સિંહાસનનો મહિમા થોડાક સારુ શું કરવા ગુમાવો છો? રા'ના સિંહાસન તો સાંઢણી ઉપર જ

થાતાં આવ્યાં છે. સોનરેખને કોણ પહોંચવાનું છે? જે પહોંચશે તે જુદ્ધ માંડશે નાં? જુદ્ધ માંડશે તો જવાબ મળશે. થઇ થઈને બીજું શું થાશે?'

દેવુભાએ તો મનની ગાંઠ વાળી લીધી. એણે સેનને કેમ રોકવું એ વિચાર કરી લીધો. દેવડાની ઘોડારને ફૂંકી હોય—તો ઘોડાં પાંચસો સાતસો છૂટાં થઈ જાય.. તેણે ખેંગારને એ વાત ન કરી.

'કાલે સવારે જ કાં તો બોલાવશે?'

'હા, કાલે સવારે જ.'

'થયું ત્યારે, તમે કહ્યું તેમ જ રાખીશું, કે અમારે તો ખેંગાર કરે એ સહી છે. બરાબર છે નાં? પછી જ્યાં જેવા રંગ!'

'બરાબર.. ને કાલે સવારે તમે મદનપાલની હવેલીએ જ પહોંચી જજો.'

ખેંગાર ગયો. રસ્તે આખે એને દેવડી આ વાતને શા રીતે માનશે એ વિચારો આવી રહ્યા હતા. પોતે દેવડીની દષ્ટિમાં ઊતરી પડે—એના કરતાં પણ દેવડીની ઉત્તુંગ કલ્પનાને આઘાત થાય, એ વસ્તુ એને વધારે ખૂંચતી હતી.

પણ એના ગયા પછી દેવુભા તો મોડી રાત સુધી દેશુભા વિશુભા સાથે અનેક પ્રકારની વાતો કરી રહ્યા હતા.

## ૩૫. ખેંગારની ખુમારી રૂંધાય છે!

ખેંગારના પ્રશ્ને મંત્રણાસભામાં એક પ્રકારનું ગંભીર વાતાવરણ પ્રકટાવ્યું હતું. રાજદરબારમાં સોરઠી મંડળ આવ્યું ત્યારે હજી કોઈ નિર્ણય થઈ શક્યો ન હતો. સાંતૂએ એ દિશાના એકીસામે આવનારા ભય સામે સાવધાનીનો સૂર મૂક્યો હતો. મુંજાલ તક જોવાની તરફણમાં હતો, તો ત્રિભુવન અનિવાર્ય હોય તો તાત્કાલિક યુદ્ધ ઉપાડવાના અને અનિવાર્ય ન હોય તો જ રાહ જોવાની રાજનીતિમાં માનતો હતો. મુંજાલનો સાવધાનીનો સૂર પણ ગારવ જળવાય એવી રીતે જ રાહ જોવાની વાત કરતો હતો. રાજમાતાએ જૂનાગઢના અજિત કિલ્લાની વાત સાંભળી હતી: ' નારા કોટકિલ્લા હજી થાય છે, જયદેવ ! માલવાની રાજનીતિ સ્પષ્ટ નથી. લાટ વિષે ત્રિભુવન શંકામાં છે. એવે વખતે એટલું તાણવું કે છેવટે તૂટે નહિ. '

' આપણે ખેંગારને આંહીં રોકયો. રાયઘણને બોલાવ્યો. એ અંદરઅંદર સમજતા હોય તો ભલે સમજે ! માત્ર આપણે એને નમતું આપ્યું એમ ન ગણાવું જોઈએ,' મુંજાલે કહ્યું.

'પણ નહિ સમજે તો?' સિદ્ધરાજે કહ્યું: 'એ ય જાણે છે એના દુર્ગનું બળ. આપણને તાવવાની રીત એનેય આવડતી હશે, મા! એ નહિ સમજે—જાણીજોઈને આપણું મન માપવા નહિ સમજે ને માટે જ દેખાવ કરશે—તો?'

'તો તો, પ્રભુ! આપણે પણ એને પાણી બતાવવું રહ્યું. બીજું શું?'

'આપણે યુદ્ધ તાત્કાલિક અનિવાર્ય હોય તો ઉપાડચે જ છૂટકો છે. એ જાણશે કે આપણે એના કોટકિલ્લાથી ડરીએ છીએ તો એ ધણી થાતો આવશે.. પણ એનો ગજ ન વાગે, ને આપણને એ અચાનક ઘા મારીને પાછો ભાગી ન જાય—એ જોવાનું છે. નમતું કોઇ આપવાનું નથી. આ આવ્યા!'

'પ્રભુ! નરવર્મદેવના બહુ સારા સમાચાર નથી હો!' સાંતૂએ ઉતાવળે પણ ધીમેથી કહી દીધું.

સિદ્ધરાજે કાંઈ જવાબ ન વાળ્યો. રાયઘણ, દેવુભા, ખેંગાર સૌ અંદર આવી પહોંચ્યા હતા. તે નમીને ત્યાં બેઠા—મુંજાલે સાંતૂના કાન કરડ્યા: 'તમે કહ્યું.. પણ ખેંગારનાં લક્ષણ જુઓ. એ જાણે યુદ્ધ લેવા આવ્યો છે. એના બેસવાની ઢબ જ જુઓને!'

ખેંગાર યુદ્ધ લેવા આવ્યો હતો એ સિદ્ધરાજ કળી ગયો. તેણે ક્ષણ બે ક્ષણ વિચાર કર્યો. પછી ત્રિભુવન સામે જોયું: 'ત્રિભુવન! ખેંગારજી આવ્યા છે. આપણે રા' નવઘણનું ગૌરવ જોયેલું, એટલે જરાક લાગી આવે!'

'કેમ, પ્રભુ? એમ કેમ બોલ્યા?' ત્રિભુવને હાથ જોડ્યા, સિદ્ધરાજની વાતનો મર્મ કોઈ સમજ્યું નહિ,

પણ સૌને લાગ્યું કે મહારાજ યુદ્ધનું આહ્વાન કરી રહ્યા છે. નમતું ન જોખવું—ને ગૌરવ ખોયા વિના વાત કરવી—એ વાત નક્કી થઇ હતી. એક મુંજાલને એમની વાણીમાં જુદો જ ટંકાર સંભળાયો : ને તેને આશ્ચર્ય પણ થયું.

'ખેંગારજી !' સિદ્ધરાજને એની તોછડી રીત ખૂંચી રહી હતી : 'હજી રા'પદ છોડ્યા પહેલાં રા'ની રીત કેમ છોડી દીધી ? આ વૃદ્ધ આવ્યા છે—ભા દેવુભા તો નહિ !'

'હા, મહારાજ ! હું દેવુભા ! મહારાજે નામ બરાબર યાદ રાખ્યું લાગે છે !'

'નામ તો રા' નવઘણજીએ એક વખત આપ્યું'તું. રા' નવઘણ ગમે તેમ પણ રાજના રીતની જાણનારા હતા—'

'ખેંગારજી, ભા !' દેવુભાએ કહ્યું : 'મહારાજ બોલ્યા, એમાં ઊંડા અરથ છે હો !'

'તમારું નામ સાંભળ્યું'તું, ભા દેવુભા ! એટલે લાગ્યું કે તમારા જેવા જાણકાર ભેગા ને રા' ખેંગારજીએ રા'-પદ છોડ્યા પહેલાં રા'નો રીત કેમ છોડી ? જુદ્ધ તો ઠીક હવે : જુદ્ધ તો થાતાં આવે ને શમતાં આવે.'

ખેંગાર શરમાયો. તેણે પોતાની બેસવાની રીત તરત બદલી કાઢી.

'ત્યારે ખેંગારજી ! અમે તમને એટલા માટે રોક્યા કે અમને પણ તમારો પરિચય થાય ! આ તો રા' રાય-ઘણજી, આ ભા દેવુભા, આ ભાઈ કોણ છે ?'

'એ મારો ભાણેજ—દેશળભા !'

'એમ ?'

'મહારાજ એમનો તો હું ભાણેજ . . પણ એક સગપણે

મહારાજ મારા કાકા છે!'

'ત્યારે તો કુટુંબમેળો છે એમ જ બોલો ને!' સિદ્ધરાજે કહ્યું. મુંજાલ સાંભળી રહ્યો. વાત હમણાં જ યુદ્ધની કરી હતી: ને આંહીં તો શરૂઆત જ સમાધાનવૃત્તિથી થઈ. એને નવાઈ લાગી. પણ એ સાંભળી સૌને આશ્ચર્ય થયું. બા દેવુભા પણ અચંબો પામ્યો. એણે વાત આંહીં આજ જ ધારી હતી. એણે તો સિદ્ધરાજની આજ્ઞા આવશે એમ ધાર્યું હતું. ને સૌ એવી જ તૈયારી કરીને આવ્યા હતા.

સિદ્ધરાજ મનમાં હસી રહ્યો ખેંગારની પ્રતિજ્ઞાની વાત એની પાસે ક્યારની આવી પહોંચી હતી. એણે સૌને વિચાર કરતા કરી મૂક્યા. રાજાનો અવાજ શાંત—વિનમ્ર—એકદમ સમાધાનસૂચક હતો. એ શું? રાજમાતા પણ એનો ભેદ કળી શક્યાં નહિ.

હજી તો ગઈ કાલે જ મંત્રણાસભામાં 'રા' નહિ રહી શકે!' એમ એણે કહ્યું હતું.

એટલે સાંતૂ કે મુંજાલ પણ એના આ પરિવર્તનનો તાગ પામ્યો નહિ

'ખેંગારજી! તમારી પ્રતિજ્ઞા છે,' સિદ્ધરાજ બોલ્યો, પણ એનો અવાજ સ્વસ્થ હતો: 'પાટણનો દરવાજો તોડવાની. બીજી પ્રતિજ્ઞા છે મહીડાને મારવાની. એ બન્ને પૂરી થઈ ગઈ? પૂરી થઈ ગઈ હોય તો રા'પદ રાયઘણજી સાચવે. પૂરી ન થઈ ગઈ હોય તો ભલે તમે સાચવો! તમે મુંજાલને કહ્યું હતું કે અમારી રજપૂતી સાચવો. અમારે પણ રજપૂતીને તો સાચવવી જ છે.'

રાયઘણ, દેવુભા કે ખેંગાર ત્રણેમાંથી કોઈ ને કેમ

બોલવું કે શો જવાબ આપવો તે સૂઝયું નહિ. સિદ્ધરાજનું વેણ એકદમ ન ધારેલું એવું આવ્યું હતું. ઘણે સમયે રહી રહીને મુંજાલ સમજ્યો. ખેંગારજીની ખુમારીને વ્યક્ત કરવાનું મન થઇ આવે એવી કોઇ વાત જ સિદ્ધરાજે જાણી જોઇને કાઢી ન હતી. ખેંગાર પણ મનમાં ને મનમાં સમસમી રહ્યો હતો. રાજાની અત્યંત વિચિત્ર બુદ્ધિ વિષે મુંજાલ ઊંડો વિચાર કરી રહ્યો. એ અતાગ હતો—એની આજે એને બરાબર પ્રતીતિ થઈ ગઈ. એક ક્ષણ પહેલાં તો આજે એ વાત આવી રીતે ઉપાડવાનો છે એની કોઇને ગંધ પણ આવી ન હતી. થોડી વારે ખેંગારને જવાબ આપવાની સમજણ પડી.

'રા'પદને ને પ્રતિજ્ઞાને, મહારાજ ! કાંઇ લેવાદેવા નથી !'

'ખરેખર ? ખેંગારજી ! સાચું કહો છો ?' ખેંગારને લાગ્યું કે આ તો સૂડી વચ્ચે સોપારી જેવું થાય છે. જે વસ્તુને એ ટેવાયેલો હતો—જુદ્ધને, આહ્વાનને, રણભૂમિને —એની જાણે કોઈ વાત જ સિદ્ધરાજે કાઢી નહિ. બીજી વાતમાં એને પાણી ઊંડું જણાતું હતું. સિદ્ધરાજ ખેંગારની મૂંઝવણ ઉપર મનમાં હજી હસતો હતો. ખેંગારને તો ભાષા પણ જડતી નહોતી. બર્બરકને હરાવનાર સિદ્ધરાજ વિષે દેવુભાએ કરેલી કલ્પના ખોટી પડતી હતી. એણે એને આવો વિચક્ષણ નર નહોતો કલ્પ્યો.

'એમ કરીએ તો, ખેંગારજી ! જૂનોગઢનું રા'પદ રાયઘણજી સાચવે. પ્રતિજ્ઞાઓ તમે સાચવો. બન્નેને સંબંધ નથી—એ તો તમે જ કહ્યું નાં ?' સિદ્ધરાજ આગળ વધ્યો.

'મહારાજ ! રા'પદ, જૂનોગઢનું, સતી જેવું છે. એક

રા' જીવતે જૂનાગઢમાં બીજો રા' થાતો નથી, એનું શું?'

'તો ભલે..ભલે રા' એક જ રહે. પણ રા' કોણ રહેશે—તમે કે રાયઘણજી?' મુખ્ય પ્રશ્ન આવી પહોંચ્યો. એક ઘડીભર ગંભીરતા છવાઇ ગઇ.

મુંજાલ સાંતૂ સૌએ માન્યું કે હવે મહારાજ યુદ્ધ તરફ જઇ રહ્યા છે. 'પ્રભુ! જૂનાગઢ પંથકમાં તો રા' એક જ છે. રા' ખેંગારજી!' દેવુભા બોલ્યા: 'ત્યાં તો સૌએ રા' એમને માન્યા છે.'

'રાયઘણજી શું કહે છે?' સિદ્ધરાજે પૂછ્યું.

'પ્રભુ! એમાં મારે શું કહેવાનું હોય? રા'પદ તો છે જ ખેંગારજીનું!' રાયઘણ બોલ્યો.

સિદ્ધરાજનો શાંત અને સ્વસ્થ જ રહેલો ચહેરો સૌને આશ્ચર્ય પમાડી રહ્યો. એનો અવાજ હજી પણ સમાધાનકારક હતો: 'ત્યારે.. એમ કરો—જૂનાગઢ પંથકમાં રા' ખેંગારજી; વંથળી પંથકમાં રા' રાયઘણજી!' સિદ્ધરાજે એના વાક્યને ફેરવી બતાવ્યું. એમ કરો ભલે!'

'જૂનાગઢ ને વંથળી જુદાં ન પડે, મહારાજ! એ તો ધડ ને માથાં જુદાં થાય તો એય જુદાં થાય..' ખેંગાર બોલ્યો.

પણ સિદ્ધરાજે એની વાણીની ખુમારીને પાછી હરી લીધી: 'ભલે.. તો, ખેંગારજી જેમ કહે તેમ કરો. રા'-પદ જૂનાગઢ ને વંથળીનું બન્ને ભલે ખેંગારજી સાચવતા. રાયઘણજી! તમારે આમાં કાંઇ કહેવાપણું નથી નાં?'

'મારે શું કહેવાનું હોય? રા' તો રા' ખેંગારજી જ છે. જૂનાગઢને કોઈ રા' બીજો હવે નહિ ખપે!'

'મને પણ એમ જ લાગે છે!' સિદ્ધરાજ બોલ્યો. એના શબ્દના ધ્વનિથી મુંજાલ ને રાજમાતા બન્ને ચમકી ઊઠયાં. એ દ્વિઅર્થી વાકયનો ભેદ ખેંગારને તો તદ્દન અકળ રહી ગયો લાગ્યો. મુંજાલે સાંતૂના કાનમાં કહ્યું: 'મહારાજે આજે આ શું માંડયું છે? કે તમારી માલવાવાળી વાતની અસર થઈ? આ તો ગાજી ગાજીને વરસ્યા નહિ એના જેવી વાત થાય છે! આ તો આપણો ઉપહાસ થાશે! સોરઠીઓ પોતે પણ હેબતાઇ ગયા છે. એમણે તો મહારાજના શબ્દમાં વીજળીના ધડાકાની આશા રાખી હશે.'

'મુંજાલ! આજે આવી આશા કોણે રાખી હશે? આજે તો આંહીં પટાબાજી થાશે એમ ધારીને આપણે તો સૌ કાંઇક વારવા આવ્યા'તા. ત્યાં મહારાજે આ નવી નવાઇનું આ કાઢયું!' સાંતૂ બોલ્યો.

'તો તો.. મહારાજ! અમે રજા લઈએ? કામ તો આટલું જ હતું. રા'પદે કોને થાપવો એ નકકી કરવાનું જ?' દેવુભાએ ઉતાવળ કરવા માંડી.

કદાચ હવે જ મહારાજ કાંઈક વ્યગ્ર કરી મૂકે એવું બોલશે એવી આશામાં જ દેવુભા આ બોલી ગયો લાગ્યો. પણ એની એ આશા ન ફળી.

'ભલે...' સિદ્ધરાજે અત્યંત શાંતિથી કહ્યું: 'સોરઠ તરફ તમારે કયારે.. કાલે જવું છે?'

દેવુભાને હવે શંકા પડી. સિદ્ધરાજને વાતની ગંધ આવી ગઈ હોય, ને એટલે જ એણે આવી શાંતિ બતાવી હોય, એમ ન બને? સૈનિકોનો બંદોબસ્ત એવો કર્યો હોય કે એક આંગળી પણ ઊંચી થઈ શકે નહિ. તેણે ખેંગારજી સામે

જોયું. ખેંગારજી પણ એ જ વિચારમાં લાગ્યો. ખેંગારે રાયઘણ તરફ જોયું. રાયઘણને પણ આ ચાલનો અકળ ભેદ મૂંઝવી રહ્યો હતો.

'ના, પ્રભુ! કાલ તો શું..? એમ તો હજી અઠવાડિયું ગાળશું!' રાયઘણે કહી નાખ્યું. સૌ એમાં સંમત લાગ્યા.

'વાહ વાહ! તો તો, મુંજાલ મહેતા! આમને કાંઈ ઓછું ન આવે... ક્યાં છે, કેશવ? એને બોલાવોને! ક્યાં—મદનપાલજીની હવેલીએ ઉતારો રાખ્યો છે નાં?'

'હા, પ્રભુ!'

થોડીવાર પછી બધા ઊઠયા. પણ સિદ્ધરાજનો અકળ રહેલો ભેદ દેવુભાને હજી મૂંઝવી રહ્યો હતો. આવતી કાલે જ ધા આવી રહ્યો છે એની એને ખબર પડી છે—કે દેવડીની વાતની એને જાણ છે.. માટે આ કૃત્રિમ શાંતિ ધારી છે—કે માલવાના કોઈ સમાચાર હોય ને ખરેખર એને સમાધાન જોઈએ છીએ એટલે આ કૃત્રિમ સમાધાનવૃત્તિ છે—કે પછી એણે સૈનિકોને મદનપાલની હવેલી આસપાસ મૂકીને, એમને હવેલીએ પહોંચતાં જ, બંધનમાં નાખી દેવાનો વિચાર કર્યો છે, કે છે શું—એની લવલેશ પણ ગંધ કોઈ કળી શકયું નહિ. દેવુભાની ચતુરાઇનું દેવાળું એને પહેલી વખત મૂંઝવી રહ્યું. એણે કાંઇક બોલીને પણ ઊંડાણ માપી લેવામાં સલામતી જોઈ. તેણે રા' ખેંગારજીનો હાથ પણ સહેજ દબાવ્યો.

'જુઓ ત્યારે, મહારાજ! અમે આમ સમજ્યા છીએ કે રા' ખેંગારજીને રાજની સોંપણી થઈ ગઈ છે..' દેવુભા બોલ્યો.

'રાજની ને રા'પદની બન્નેની,' સિદ્ધરાજ બોલ્યો. 'તમે એમ કહ્યું ને હવે જૂનોગઢને કોઈ રા' બીજો નહિ ખપે. મને પણ એ વાત ભાવિના અક્ષર જેવી નિશ્ચિત હોય એમ લાગે છે. જૂનોગઢ ઉપર હવે બીજા કોઈને રા'પદ ન હોય!' સાંતૂ મહેતો એમાં રહેલ યુદ્ધનો ભયંકર અગ્નિ અચિંત જોઇ રહ્યો અને જૂનોગઢનું આગામી યુદ્ધ જોઈ રહ્યો. પણ સિદ્ધરાજના અવાજે એના વાક્યનો એક જ અર્થ દેવુભાને પકડવા દીધો. એને તરત જ રજા લઈ લેવામાં—રજા લઇને ઘેર જઈ ફરી મસલત કરવામાં—ને અને તો કાલે ને કાલે ઘા મારીને ભાગી જવામાં સલામતી લાગી. સિદ્ધરાજના સૈન્યની નહિ એટલી ભડક સિદ્ધરાજના આ અકળ વર્તનની સોરઠીઓમાં આવી ગઈ લાગી.

એકદમ ભાગવા માટે સૌ અધીરા થઈ ગયા હતા.

સિદ્ધરાજ એ કળી ગયો: 'કેમ બેસોને! ખેંગારજી! હમણાં કેશવ આવશે.' એટલામાં કેશવ આવ્યો. 'કેશવ!' મહારાજે કહ્યું: 'આ ખેંગારજી, રાયઘણજી, સૌ મદનપાલજીના હવેલીએ છે. એમને ક્યાંય લવલેશ ખામી ન આવે એ જોતા રહેજો. હજી તો પોતે આંહીં છે.. બેચાર દી... દેવડાની ઘોડાર જોઈ, રાયઘણજી?'

સિદ્ધરાજે બીજું તો ઠીક, મહીડાજીની વાત પણ સંભારી ન હતી! મુંજાલને વિચાર આવી ગયો.

'ના, પ્રભુ!'

'ત્યારે આવજોને, આપણે કાલે સાથે જઇશું, દેવડાજીને ત્યાં નામી ઘોડાં છે. ખેંગારજીને તો ખબર હશે!'

'કહો ન કહો, પણ આપણી તલેતલ વાત આની પાસે

છે. ને આ શાંતિનો એ જ ભેદ છે—' દેવુભા વિચાર કરી રહ્યો: 'આપણે આપણી વાત ફેરવી કાઢવી પડશે.' દેવુભા ને સૌ રજા લેતા એકદમ ઊઠયા. મહારાજની મનોદશા કાંઇ કળી શકાતી ન હતી. ને હરેક વાકયે ઊંડાણ વધારે થતું હતું. એમને હવે ઝટ ઘરભેગું થાવું હતું. વિચાર કરવા માટે શાંતિ જોઇતી હતી. દેવુભાને કેશવની દૃષ્ટિમાં પણ કાંઇક ભેદ દેખાયો. ગમે તેમ પણ આજે હવે ઘા ન કરવો.. આજે સૌ જાગ્રત છે! એટલો વિચાર એને આવી ગયો. એ સૌ રજા લેતા ઊઠયા.

મુંજાલ ઘેર પહોંચ્યો ત્યારે એને પણ હજી આ અણઉકલ્યો ભેદ મૂંઝવી રહ્યો હતો.

એ ઝાંઝણની રાહ જોતો બેઠો હતો.

આજના મહારાજના પરિવર્તને એની બુદ્ધિનો પણ તાગ લીધો હતો. મહારાજ આવી રીતે વાત કરવાના છે એ ખબર જ કોઇને ન હતી. સોરઠીઓ પણ તમામ હેબતાઇ ગયા હતા. રાજમાતાને જયદેવની વાતમાં કાંઇ ધડ કે માથું મળ્યું જ નહિ. પણ મહારાજે તો સ્પષ્ટ રીતે જૂનોગઢનો આ રા' રહેવાનો હોય તો એ છેલ્લો જ છે એ પોતાની અફર રાજનીતિ પ્રકટ કરી દીધી હતી. પણ એ સમજ્યું કોઇ ન હતું.. મુંજાલને પણ આ ભેદના કારણની કાંઇ સમજણ પડી નહિ.

એક વાત એને ઝાંઝણે છેલ્લા વખતની કહી હતી.. ને એથી એનું મન ગભરાઇ ઊઠયું હતું. રાજા પોતે જ પ્રજાજનોમાં એવી તો કુનેહથી ભળે છે કે કોઇને કાંઇ

ખબર પડતી નથી. એને લાગ્યું કે સિદ્ધરાજને—કદાચ કોઈ દોરી જ નહિ શકે. મહાઅમાત્યોનો યુગ પણ આથમ્યો કે શું—એની ચિંતામાં એ પડી ગયો. ગુપ્તચરો વાત લાવે તે પહેલાં જ સિદ્ધરાજ પ્રજાજનોમાંથી એ વાત મેળવી લેતો—મુંજાલને સિદ્ધરાજના આ પરિવર્તનમાં આવો જ કોઈક ભેદ હોય તેમ જણાયું હતું. મહારાજે જે મંત્રણા ચલાવી હતી તેનાથી વિરુદ્ધ દેખાવ કરીને—ભલે સોરઠીઓને મૂંઝવી દીધા હોય—પણ અમાત્યમંડળ પાટણનું—એનો તો એમાં ઉપહાસ થઈ રહ્યો હતો. આ શું? મુંજાલ મનમાં અકળાઈ ઊઠ્યો. આવી રીતે ચાલે તો અમાત્યમંડળની પ્રતિષ્ઠા જ નાશ પામે.

એટલામાં એણે ઝાંઝણને આ બાજુ આવતો જોયો. એની પાસે કાંઈક અગત્યના સમાચાર લાગ્યા. 'મહીડાને મારીને ખેંગારજી આજે જ પાટણનો દરવાજો તોડવાના હતા..' એ સમાચાર મહારાજને મળ્યા હતા! ઝાંઝણે આવતાં વેંત કહ્યું: 'આજે, મહારાજે ખેંગારને એ વિષે કાંઈ કહ્યું, પ્રભુ?'

'ક્યારે એ સમાચાર મળ્યા, ઝાંઝણ? કોણે? તેં આપ્યા? આંહીં તો હજી આ સમાચાર વિષે વાત થઈ પણ નથી. લાગતું'તું કે ખેંગારજીને બંધન નહિ આપો, તો કાંઈક નવાજૂની થાશે. પણ એ વાત આજકાલની જ છે—એટલું બધું? એટલું બધું હતું? મહારાજને કોણે—તેં કહ્યું?'

'મહારાજ પોતે એકલા જાણી આવ્યા લાગે છે!'

'હેં? તેં કેમ જાણ્યું? મહારાજ પોતે એકલા ફરે છે?'

'કનકચૂડનું નામ સાંભળ્યું છે, પ્રભુ? એ કનકચૂડ નાગ

આવ્યો છે, સિંધમાંથી. એનું દુઃખ જાણવા માટે મહારાજ પોતે એકલા ગયેલા. કૃપાણે કહ્યું કે પ્રભાતે મહાલયમાં આવ્યા .. અને મોડી રાત સુધી બર્બરકની પાસે .. જ બેઠા હતા!'

'બર્બરકની પાસે? ત્યાં શું હતું?'

'પ્રભુ!' ઝાંઝણે ચારે તરફ જોયું: પછી ધીમેથી ઉમેર્યું: 'રાજાને દેવડીની ઘેલછા લાગી છે!'

'એમાં બર્બરકની મદદ લેવી છે, એમ?.. અરે! આ તું શું કહે છે? પાટણનું શું થવા બેઠું છે?' મુંજાલ બોલ્યો.

'ના, ના, પ્રભુ! સાંભળો તો ખરા. આ તો ભયંકર વાત છે. તમે કે સાંતૂ મહેતા કે કોઈ મંત્રી હવે સુખે સૂઈ રહ્યા! રાજાને આ કનકચૂડનું દુઃખ ભાંગવાની ઇચ્છા થઈ આવી!'

'કનકચૂડ નાગ? સિંધનો છે. એની?'

'હા, પ્રભુ! એના ઉપર વારંવાર યવનનાં અરિદળ આવે છે. મહારાજની સહાય્ય લેવા માટે એ આંહીં ગુપચુપ આવ્યો. બર્બરકનો મિત્ર એટલે પ્રથમ તો એને મળ્યો. મહારાજને પરદુઃખભંજન વીરવિક્રમનું સ્વપ્ન છે. એણે કનકને મદદ કરવા વચન દીધું. પછી બર્બરકે એમને વાત કરી, કે બર્બરક પાસેથી એમણે ધીમેધીમે વાત મેળવી, કે શું થયું, તે ખબર નથી; પણ એમને ખબર પડી કે બર્બરક પાસે વીરોપાસના છે. રાજાને એ લેવાની લગની લાગી. હજારોનાં દુઃખ વીરવિક્રમની પેઠે તો ટળે—વીરોપાસનાથી.'

'વીરોપાસના?'

'હા. વીરોપાસના બર્બરક પાસે છે, એમ કહેવાય છે. એના ખભા ઉપર રાત ને દિવસ વીર બેઠો છે. તમે કે હું

૨૧

કે કોઇ એ જોઈ શકીએ નહિ. પણ વીર ત્યાં બેઠો હોય. એનો અર્થ એ કે રાત ને દિવસ—ચોવીસે ઘડી ને આઠે પહોર. એક પળની પણ નિરાંત વિના, બર્બરકે કામ કરવું રહ્યું. એણે વીરોપાસના સિદ્ધ કરી છે, એમ માન્યતા છે. એટલે એ થાકે, પરિતાપ કરે, આંસુ પાડે, ગમે તે કરે. . પણ જ્યાં સુધી કોઈ બીજો, આ વીરને આહ્‌વાન આપી, પોતાનો આશ્રય આપે નહિ, ત્યાં સુધી બર્બરકને એ છોડે નહિ. અને બર્બરકને નિરાંત પણ એક પળની મળે નહિ! એ ભલે અદ્‌ભુત કામ કરે. અનેક કામ કરે. કૈકનાં દુઃખદારિદ્ર ફેડે. આ બધું એ કરે, એ ખરું . . . પણ, નિરાંત એને એક ક્ષણની નહિ! રાજાને પરદુઃખભંજન થવું હોય, વીરવિક્રમની પેઠે અનેકનાં દુઃખ ફેડવાં હોય, તો . . તો તો રાજા માને છે કે આ વીરોપાસનાથી એ સિદ્ધ થશે. રાજાએ એટલા માટે એ સ્વીકાર્યું! આમ સાંભળ્યું છે!'

'કોણે રાજાએ આ સ્વીકાર્યું? તું શું કહે છે, અરે! ઝાંઝણ? વીરોપાસના સ્વીકારી છે—એમ?'

'સ્વીકારી નથી . . સ્વીકારવાના છે. . એમ સાંભળ્યું છે. આજ મધરાતે . . એ માટે જવાના છે! બર્બરક તો એ ઉપાસના બીજો કોઈ ઉપાડે તો જ મુક્ત થાય!'

'ઓત્ તારીની . .' મુંજાલના મનમાં અજવાળું-અજવાળું થઈ ગયું: 'ત્યારે . . એમ? ખેંગારજીને ભ્રમમાં નાખનારી ચાલનું રહસ્ય એને હવે સમજાયું. ખેંગારજી પણ એ ભેદના ભ્રમમાં આજે થંભી જાય. . પછી કાલે તો જોઈ લેવાશે એ વિચારે જ મહારાજનું આજનું વર્તન સ્પષ્ટ થતું હતું. એક ઘડીભર એ અવાક્ બની ગયો. એટલામાં કેશવ એની

સામે ઊભેલો એની દૃષ્ટિએ પડ્યો: ‘ અરે ! કેશવ તને ખબર છે . . . ?’ મુંજાલ બોલીને તરત પાછો વાતને ગળી ગયો. એની દૃષ્ટિ ઉપર દૃષ્ટિ રાખનાર ઝાંઝણ પણ શાંત થઈ ગયો. મુંજાલે કેશવના ચહેરા સામે જોયું: એણે આ વાત સાંભળી તો નથી નાં ? પણ કેશવે ચહેરો કાંઈ જાણતો ન હોય તેમ શાંત રાખ્યો હતો. મુંજાલે વાત પ્રકટ ન કરવામાં સાર દીઠો.

‘પ્રભુ ! આજે . . ખેંગારજી શાંત કેમ રહ્યા ? એની કાંઇ ખબર પડી ?’ કેશવ બોલ્યો: ‘ અને મહારાજે આ પ્રમાણે વાત ઉપાડી, એ શું ? એમણે પણ શાંતિ રાખી—આ શું ?’

કેશવે ઝાંઝણની વાત સાંભળી લીધી હતી, એટલે જાણી જોઇને બીજી વાત કાઢી. પણ એનું મન અંદર ક્યારનું વિહવળ થઈ ગયું હતું. એને મહારાજને ઉગારવા હતા. જે એને લાગતું હતું એ કોઈને લાગે તેમ ન હતું. એકદમ જગદેવ પાસે જ એ દોડવા માગતો હતો. પણ મુંજાલની શંકાને નિર્મૂલ કરવા માટે ને પળ બે પળ ગાળવા માટે એણે આડો પ્રશ્ન કર્યો હતો.

‘તમને કાંઈ મહારાજે આજ્ઞા આપી છે, સેનાનાયકજી ?’ મુંજાલે પૂછ્યું.

‘ શાની પ્રભુ ? ’

‘આ ખેંગાર આંહીં છે. વળી કાંઈ ઘા કરીને ભાગી જાય નહિ—એ વિષેની !’

‘ ના, એ વિષે મને તો કાંઈ આજ્ઞા નથી. આમ કેમ થયું એ જાણવા માટે તો હું પ્રભુ પાસે આવ્યો છું !’

‘આ રાજાની તો, કેશવ નાયક ! જેટલી તમને ખબર

એટલી જ મને ખબર છે. એ ક્યારે શું પગલું લેશે એની છેક છેવટની પળ સુધી કાંઇ ખબર જ પડતી નથી. આજે વાતાવરણ સમાધાનીનું છે. ખેંગારનું સૈન્ય ક્યાંય આસ-પાસમાં નથી. એ પોતે તો માત્ર સાતઆઠ જણા છે. તે છતાં આપણે તો તૈયાર રહેવું !'

'સેન પાટણનું સજ્જ છે, પ્રભુ! કોટિધ્વજ જેવો અશ્વ છે.. ખેંગારજી ઘા મારીને તો હવે ભાગી રહ્યા !'

'પણ મહારાજ.. મહારાજે એ વિષે કાંઈ કહ્યું જ નથી ?'

'આજે હવે ખેંગાર હાલેચાલે તેમ લાગતું નથી, કેશવ! આટલું જ મને કહ્યું છે !'

'હા..' મુંજાલને ઝાંઝણે કહેલી હકીકત સાથે આ વાતનો મેળ મળી ગયો.

'તે છતાં આપણે તો સજ્જ રહેવું, બીજું શું ? કેમ ઝાંઝણ ?'

કેશવ રજા લઇને ઉતાવળે બહાર નીકળી ગયો. એક ક્ષણ એ ભીંત સરસો બહાર થોભ્યો.. મુંજાલનો કોઈ શબ્દ નીકળે તો પકડવાઃ પણ મુંજાલ શાંત હતો. થોડીવાર પછી એ બોલ્યોઃ 'ઝાંઝણ! આજે જ ખેંગારની ચોકી કરજો! મને લાગે છે કે મહારાજ સિદ્ધરાજને કોઈ દોરી શકે તેમ નથી—મહાઅમાત્યોનો પાટણનો યુગ જાણે આથમી રહ્યો છે—પણ મને લાગે છે કે ખેંગાર ઘા તો આજે જ મારશે! આપણે આપણી તૈયારી રાખજો. એ ઘા મારીને ભાગી જાય—પાટણને તો અમાત્યોની પ્રણાલિકા લાજશે! એટલે તું પૃથ્વીભટ્ટને કહેજે—કનસડે પાંચપચાસ માણસ રાખે !'

'હા, પ્રભુ!'

'ને તું પણ પાછો—સાંજ પડ્યે દરવાજે ફરતો રહેજે. પરમારને પણ કહેવરાવી દેજે! કેશવ તો મહારાજની આજ્ઞા પ્રમાણે કરશે—પરંતુ એને પણ પાછો એક વખત આંટો મારીને સંભારી દેજે—તૈયાર રહે. આપણે તૈયારી તો રાખવી. કોને ખબર છે? હું પણ આવી જઈશ. બાકી, આ પગલું—અમાત્યની પ્રતિષ્ઠા ન રહે તેવું મહારાજે લીધું છે. તું મેં કહ્યું તે કરીને આવી જા. ખેંગારની ખરી ખબર મેળવી લે. પછી મહારાજ પાસે જવું છે.' ઝાંઝણે હાથ જોડીને રજા લીધી: 'ખેંગાર—પોતે ક્યાં છે—એ ખબર બરાબર મેળવો—બીજાનું કામ નથી.'

ઝાંઝણ ગયા પછી ઘણીવાર સુધી મુંજાલ વિચાર કરતો રહ્યો. તેણે જયસિંહનો ઇતિહાસ મનમાં તપાસ્યો. એને દોરવો—એ કામ અશક્ય બનતું હતું. પાટણના મહાઅમાત્યની પ્રણાલિકા પોતાના સમયમાં તૂટે—તો તો પોતે લાજે. આજે મહારાજે જે કર્યું—તેને વિષે એણે મહારાજને અત્યારે જ મળવાનો નિશ્ચય કર્યો. તે ઝાંઝણની પાછા આવવાની રાહ જોતો બેસી રહ્યો.

## ૩૬. રા' ખેંગાર વચન પાળે છે

**મુંજાલનું** અનુમાન સાચું હતું. ખેંગારે ધા આજે જ મારી લેવાનો નિશ્ચય કર્યો હતો. આજ એ ધા ન મારી શકે તો પછી ક્યારેય ન મારી શકે. રાજદરબારમાંથી મદનપાલની હવેલીએ જતાં આખે રસ્તે ખેંગાર તો વિચાર કરી રહ્યો હતો. એના મન ઉપર સિદ્ધરાજના વર્તનનો ઓછામાં ઓછો ભાર હતો. ભા દેવુભા, રાયઘણ, સૌ વિચારમાં પડી ગયા હતા. સિદ્ધરાજનું આ વતન ભેદભર્યું છે, કે એની રાજનીતિનું એ સાચું પરિવર્તન છે, એની કાંઈ સમજણ કોઈને પડી નહિ. મહીડાજી વિષે તો કોઈ કાંઇ બોલ્યું જ ન હતું! સાચું શું? મુંજાલે ખેંગારને કહ્યું હતું તે, કે સિદ્ધરાજે આજે કહ્યું તે? ત્યારે મુંજાલ માત્ર શોભાલાયક હતો? સૌ વિચારમાં મગ્ન થઈ ગયા.

મદનપાલની હવેલીએ પહોંચ્યા ત્યારે પણ એમને માટે એવું જ એક બીજું આશ્ચર્ય ઊભું હતું! સૈનિક ગુપ્તચર કોઈ ક્યાંય ફરકતો જ ન હતો. જાણે જૂનોગઢનો રા' પરમમિત્ર હોય તેમ એને વિષે કોઈ કાંઈ શંકા રાખતું લાગ્યું નહિ. પણ આ અતિવિશ્વાસે અવિશ્વાસ પ્રેર્યો. મહા-

રાજે ધાર્યું હતું તેમ જ થયું. શું પગલું ભરવું એ નિર્ણય મુશ્કેલ થઈ પડ્યો.

'ભા દેવુભા! બોલો હવે શું કરવું છે? આ તો ગાજ્યા મે વરસ્યા નહિ, એના જેવી વાત થઈ. હવે શું કરવું છે એનું? આમાં તો કાંઈ સમજાતું નથી!'

ખેંગારે સૌ નિરાંતે બેઠા કે તરત પૂછ્યું.

'પોરો ખાવ બે દી—બીજું શું?' રાયઘણ બોલ્યો.

'પોરો ખાવા બેસશો પછી પોરો જ ખાવો પડશે. મારે આજે મહીડાને મળવાનો દી છે. આજ જેસંગે આ કહ્યું—પણ આવતી કાલે કોણ જાણે એ શું કહેશે? એણે તો મહીડાની વાત જ સંભારી નથી! જાણે કાંઈ હોય જ નહિ! ને મુંજાલ મહેતો તો કેટલુંય બોલ્યો'તો!'

'તો શું કરવું છે, પ્રભુ?'

'મહીડાજીને ઠેકાણે પાડીને હું આવું..'

'પણ એનો શો નેડો, મહારાજ? રાયઘણજીને સાથે લઈ જાઓ..'

'મહીડો એકલો હશે. તળાવકાંઠો છે. વડ છે. કાજળઘેરી અંધારી રાત છે. આ તલવાર છે—બાપુની. આટલાં બધાં વાનાં છે ને રાયઘણજી સાથે આવે તો કાળી ટીલી આપણને ચોંટે—એનો વિચાર કર્યો? એક જણાની સામે બે જણ? આપણે તે વેણ પાળવાનું જુદ્ધ લેવા જાઈએ છીએ—કે કટક લઈને ગામ લૂંટવા નીકળ્યા છીએ? એમાં બીજા કોઈનું કામ ન હોય. તમે સાંજ પડ્યે જ આંહીંથી સૌ બહાર નીકળી જાજો!'

'પણ દેવડીને.. દેવડીને કહેવરાવવું પડશે નાં?

મામા! એનું શું?' દેશળ બોલ્યો.

'હા, મામા! તે વિના તો શી રીતે હાલશે?'

'તો તમે જાવ.. દેશુભા!' ભા દેવુભાએ કહ્યું. 'બરાબર ગોઠવીને આવો, ઈ પરમાણે આંહીંથી નીકળાય.' દેશુભા ઊઠ્યો. એ બેપાંચ ડગલાં ગયો હશે ત્યાં ખેંગારે બૂમ પાડી: 'દેશુભા! જરાક પાછા વળજો. એક્ક્રમે વાત રહી ગઈ કહેવાની.'

દેશળ પાછો આવ્યો. ખેંગાર બોલ્યો:

'જુઓ, ભા દેવુભા! આપણે સોરઠમાં લઈ જઈએ છીએ—દેવડીને—એ દેવડી કાંઈ માણસ નથી! એ તો દેવી છે! એ તમારી ભેગી આમ ચોરની પેઠે નહિ નીકળે!'

દેવુભાને ખેંગારની ગાંડી શૂરાતનની કલ્પનાથી જરાક ધ્રુજારી આવી. પાટણની ખડી સેના સામે વળી આની એ જ વાત નીકળશે. તે સાંભળી રહ્યો. ખેંગાર આગળ બોલ્યો:

'દેવડી સોરઠમાં આવશે, પણ એ તો દેવડીની રીતે આવશે, દેશુભા! ભરબજારેથી, હજારુંના દેખતાં, પાટણને દરવાજેથી એ નીકળશે! એ તો દેવડી છે! ચોરની પેઠે એ નહિ આવે! મફતનાં ફીફાં ખાંડવાં શું કરવા જાવું?'

'અરે! પણ એમ ક્યાંય બન્યું છે તે આંહીં બનશે—? ખેંગારજી! તો તો આપણી પછી આંહીં ખાંભી ખોડાય નાં?' રાયઘણે કહ્યું.

'ખાંભી તો, ભા! આપણે ક્યાં નવી નવાઈની વાત છે? ખોડવી પડે તો પથરા જૂનોગઢથી લાવજો. અને તમે ઠીક સંભાર્યું, લ્યો. મહીડોજી ત્યાં આવ્યા હશે. આંહીંથી હું જાઉં છું—મધરાત વીત્યે નો આવું, તો જાણવું કે તમારે

હવે મહીડાને જુદ્ધ આપવાનું રહ્યું ! ત્યાં તળાવકાંઠે વડલો ઘેઘૂર છે. ખાંભી મારી ન્યાં ક્યાંક ખોડજો ! ને તમે સૌ જૂનોગઢ ભેગા થઈ જાજો !'

'ત્યારે . . દેવડીને કહેવા જાવું છે નાં ?' દેશુભા બોલ્યો: 'પછી વેપ ઝાઝા છે ને રાત થોડી છે ! ઈ તો સારું છે કે દેવડોજી મુંજપર પડ્યા છે . . ને પેલો ઠારણુ છે તે આમાં ઠીક મદદ કરે છે. તમે કહેતા હો તો મોઢાર સળગાવી દઈએ. એ ભાગાભાગમાં દેવડી બહાર સોંસરવી નીકળી જાશે !'

'પણ, દેશુભા ! દેવડી શું કહેશે તેનો વિચાર કર્યો ? તમે 'કહેવા જાશો નાં, તો ભાગતાં ભોં ભારે પડશે ! "હિમ્મત ન હોય તો જૂનોગઢ ભેગા થઇ જાવ—જૂનોગઢ ભેગા. હું હાલી આવું છું તમારી વાંસોવાસ !" દેવડી આ જવાબ દેશે.'

'પણ ત્યારે વિચાર કર્યો ? આપણી પાસે નથી આંહીં સેન ! નથી ક્યાંય અડખેપડખે કોઇની મદદ. ને ચારે તરફ તો એનો મુલક છે. સેન વિના તમે આવા ઉધામા કરશો, એમ !'

'સેનનું શું કામ છે, રાયઘણ ! બર્બરકના અવાજ ભેગા—આપણો દરવાજો તોડવાનો અવાજ ભેળવી દેજો. માણસ તો ગોઠવ્યાં છે નાં, દેશુભા ?'

'માણસ તો ગોતી કાઢ્યાં છે . .' દેશુભાએ ચારે તરફ જોયું. પછી ધીમેથી ઉમેર્યું: 'તમે કહ્યું'તું એ જ બધા છે. ઊંચી દુકાને ચડીને મદ્ય વેચે છે—એ તમામે તમામ—કલાલ—માળવાના છે ! ને પાટણનું હલકું દેખાય એ કરવા તો ખડે પગે તૈયાર જ બેઠા છે ! આંહી તો,

મામા! સો મણ તેલે અંધારું છે! હમણાં હવે એ દુકાનવાળા મૂંઝાણા છે!'

'કેમ?'

'કેમ તે આમ.... એમને ખબર નથી પડતી એવો વેષપલટો લઇને રાજા જેસંઘ એમનામાં ભળી જાય છે. એમના જ ખભા ઉપર હાથ રાખીને ઊભો નાટકના ખેલ જુએ છે! ને ખબર કોઇને પડતી નથી. એ બધા ય કે'તા કે રાજાનું ધ્યાન રાખજો. આ બાબરે મારે બેટે, એને જાદુગરી શીખવી લાગે છે!'

'જાદુગર તો છે, ભા! આ જુઓને.. આપણને મૂંઝવી ન નાખ્યા? અલ્યા ભૈ! રા'પદની વાત નોતી, મહીડાના વાત નો'તી, તો આંહીં લાંબા શું કામ કર્યા? ને લાંબા તો ઠીક.. મુંજાલ મહેતાને તલેતલ માહિતી છે આપણા દુર્ગની... ત્યારે હવે સમજવું શું? પાટણને જૂનોગઢની મિત્રતા રાખવી છે કે માલવા આવે છે? કે આ જાદુગરી છે? કે આપણને છેતરવાની કરામત છે? શું સમજવું?'

'ભા.. દેવુભા! આપણે બીજું કાંઇ જ સમજવાનું નથી. કાંઈ નવો વિચાર લાવવો નથી. હું આવું છું. તમે તૈયાર રહેજો. દરવાજો તોડવાની તૈયારી રાખજો. ને ઊપડવાની પણ તૈયારી રાખજો. સોનરેખ હશે.. પછી ભલેને ઘોડા કરે! ઘોડા કરશે તો ભૂંડો એ લાગશે! નાક એનું વેંત ભરોને કાપ્યું જ સમજો ને! આમાં સેનનો ક્યાં ખપ છે? સોનરેખને કોઈ નહિ પહોંચે, એટલે થઈ રહ્યું! દેશુભા! તમે માણસોને ક્યાં છુપાવશો એનો વિચાર કર્યો?

'છુપાવવા શું કરવા પડે ?'

'કેમ ?'

'બાબરાનાં માણસ તો રાત આખી કામ કરે છે ! એમાં જ ભેગાં આ પણ કામ કરતાં હશે ! '

'હાં ! બસ એ બરાબર છે. એ જુક્તિ અકળ રહેશે. તો તો હવે વાંધો નહિ આવે ! '

ખેંગારે તે સાંજે ઊપડી જવાનો નિર્ણય કર્યો. તે એકલો પગેપાળો નદીકાંઠે ગયો. રાણંગ એની રાહ જોતો ત્યાં ઊભો હતો. ખેંગારે પોતાની સાંઢણી ખંખેરી મૂકી.

પણ ભા દેવુભાને નિરાંત ન હતી. ખેંગાર આ બાજુ વળ્યો કે તેણે તરત દેશુભા વિશુભાને બોલાવ્યા.

'દેશુભા ! આ ઠારણ—એ કોણ છે, ભા ? ક્યાંક આપણને રમાડી જાય નહિ ?'

'ના, ના, એ તો માળવાનો છે ! '

'આંહીં શું કરે છે ?'

'આ જ—એને સિદ્ધરાજનો કોટિધ્વજ ઉપાડવો છે,' દેશુભાએ ધીમેથી કહ્યું: 'આપણી વાત ન થાય તો, એને પણ ભાગતાં ભોં ભારે પડે ! એને પણ સ્વાર્થ છે, એટલે તો આ બધી વાત એણે કરી છે .. કે ઘોડાર સળગાવશો તો બધુંયે ઠેકાણે પડશે ! '

'રાયઘણજી ! એક જણો આંહીં રહી જાય તો ?'

'આંહીં ? આંહીં શું છે, ભા ?'

'હું પણ એ જ કહું છું. આંહીં શું છે, ભા ! આંહીં હવે કોણ રહ્યું છે ? સૌને જૂનાગઢ ભેગાં કરી દઈ. ને આને પણ ફૂંકી મારીએ ! '

'આને ?' રાયઘણજી માથું ખંજવાળી રહ્યો. 'ખેંગારજી માથું વાઢી નાખશે એનું શું ?'

'એ તો હમણાં .. એને એમ લાગે. પણ તમે કેટલા જણા ? ને સામે સેન કેટલું ? સોનરેખ ભાગશે .. પણ રા' નવઘણજી નો 'તા ભાગ્યા ? આંહીં સળગતું હશે .. તો આંહીંવાળા આંહીંનું ઠારશે કે આપણી પછવાડે દોડશે ? બહાર નીકળતાં નીકળતાં જ સવાર થઇ જાશે ! ને ત્યાં તો અરધો પંથ આપણે કાપી નાખ્યો હશે !' દેવુભાએ કહ્યું.

'કેમ દેશુભા ! તમને કેમ લાગે છે ?' રાયઘણ બોલ્યો.

'વિશુભાને પૂછો !'

વિશુભાએ હામાં હા પાડી. મદનપાલની હવેલીને પણ ફૂંકી દેવી એ નક્કી થયું.

'હવે દેશુભા ! તમે તો ઊપડો ..

'ઘોડારનો તો વાંધો નથી .. ભોંયરું છે, દેવુભા ! આખો ઘોડો બહાર નીકળે એવું !'

'ઓત્ તારીની !'

'ને એણે જ ગોઠવ્યું છે. આ ખર્પરકે !'

'તમે ઠારણ કહ્યું ને ?'

'આ ખાપરો છે ?'

'ત્યારે ? એ જ છે ? તમે કોણ ધારતા'તા ?'

'ઓ હો ! ત્યારે એમ બોલોને ! ખાપરાખોડિયાની ઉજ્જેનની ગાદી તો જૂના વખતથી હાલી આવે છે. વંશપરંપરાથી એ તો મા પાસે રમવાવાળા. એ તો આંખમાંથી કણું કાઢે એમ આ કાઢવાના ! એણે તો બધી તૈયારી કરી રાખી હશે ! ખાપરાખોડિયામાં કહેવાપણું હોય નહિ.

એમને તો આ ગળથૂથીમાં મળ્યું છે, ભા!'

'એણે તો જેવો ઘોડો બહાર નીકળી જાય—કોટિ-ધ્વજ—કે તરત બધું તૈયાર કરી રાખ્યું છે. ઘોડાં પાંચસો-છસો છોડી મૂકશે. આપણે આંહીં ચેતાવીને ભાગી જાવું. આંહીં તો રૂના ઢગલા પડ્યા છે! કપાશિયા છે! એરંડિયાની કોઠી આખી રેડી દીધી છે!'

મદનપાલની હવેલીએ બે ઘડીમાં પાછો હમેશનો વેપાર ચાલુ કરી દીધો. હમેશ પ્રમાણે અનુચરો જતા આવતા હતા. વાતોનાં ગપ્પાં હાલતાં હતાં. હુક્કા ફેરવાતા હતા. ડેલીએ ડાયરો બેઠો હતો. જાણે મહારાજના વચને સૌને નિરાંત કરી દીધી હતી.

કેશવ ત્યાં આવ્યો ત્યારે આ રંગ જોઈને પાછો ફરી ગયો. એને મહારાજના શબ્દો સાચા લાગ્યા. આજે તો ખેંગાર શાંત હતો. કાલની વાત વળી કાલ.

## ૩૭. જગદેવે શું કહ્યું ?

મુંજાલ ઝાંઝણના શબ્દ ઉપર વિચાર કરી રહ્યો.

પાટણમાં અમાત્ય-મહાઅમાત્યની જે પરંપરા ચાલતી આવતી હતી તે અદશ્ય થશે કે શું—એ ભય આજે એને વધારે સ્પર્શી ગયો. એને લાગ્યું કે મહારાજે આવા કાલ્પનિક કારણે રાજનીતિની રેખા લોપી—એમાં એક ભયંકર ભૂલ થઈ છે. ખેંગારને એનાથી છૂટું દોરડું મળ્યું. એ પણ ઠીક—જે રાજનીતિની રેખાને આટલા ગાંભીર્યથી એણે ખેંગાર પાસે થોડા દિવસ ઉપર જ રજૂ કરી હતી—અને જે ગંભીરતાનો ખેંગાર જેવા પાસે એણે સ્વીકાર કરાવરાવ્યો હતો તે ગાંભીર્યનો આજે મહારાજને હાથે જ ઉપહાસ થયો હતો ! અને તે પણ એક વખત એમણે પોતાની નીતિ સ્પષ્ટ કર્યા પછી ! એ વસ્તુ તો દેશવિદેશમાં પાટણના સચીવમંડળને ઉપહાસપાત્ર બનાવે ! એણે મહારાજને અત્યારે જ મળવાનો નિશ્ચય કર્યો. 'ઝાંઝણ ! મહારાજ ક્યારે જવાના હશે—ખબર ?'

'કૃપાણના કહેવા પ્રમાણે કનકચૂડને મદદ દેવા માટે મળવા જાય છે—અને પછી ત્યાંથી પાછા ફરતાં બર્બરકને મળશે !'

'જગદેવ પરમારને આ ખબર છે ?'

'ખબર તો લાગે છે !'

'એ કાંઇ આ સંબંધે હિલચાલ કરે છે? દંડનાયકજી આ જાણે છે ?'

'ના, બીજું કોઈ જાણતું નથી. મહારાજે તો કનકચૂડની જ વાત ચલાવી છે. પરમાર જાણે છે—પણ એને મોં ઉપર મૌન વસે છે—એ કાંઈ કહી નહિ શકે—એની એ મર્યાદા છે !'

'ત્યારે તું પૃથ્વીભટ્ટને કહી આવ—કેશવ નાયકને પણ એ કહી દે. આપણે આજે તૈયાર તો રહેવાનું છે. ને પછી ત્યાં આવ. હું મહારાજ પાસે જાઉં છું !'

'અત્યારે ?'

'હા . . હમણાં જ . . મહારાજ ઊપડી જાય તે પહેલાં મારે મળી લેવું છે. તું ત્યાં જ આવજે.'

થોડીવાર પછી મુંજાલ મહારાજ પાસે જવા માટે પાલખીમાં બેઠો.

આ તરફ કેશવ તો મુંજાલ પાસેથી સીધો મદનપાલની હવેલીએ જ ગયો હતો. એ તો જેમ બને તેમ ત્વરાથી નિર્ણીત સ્થાનોમાં ઘૂમી લઈ ને, જગદેવ પાસે જ જવા માગતો હતો. એને એક મહાન મનોમંથન પ્રકટ્યું હતું. મહારાજ સિદ્ધરાજને—એણે ચેતાવવા જોઈએ—એના મનમાં એ જ વિચાર કેન્દ્રસ્થાને હતો. પણ એમ લાગે કે એવી ચેતવણી વ્યર્થ જવાની છે—તો પોતાની અંગત જવાબદારી ઉપર પણ એણે મહારાજને સર્વનાશને પંથેથી પાછા તો વાળવા જ જોઈએ. એમ કરતાં એ પોતાનું પદ ગુમાવે તો પણ કાંઈ નહિ. એ મનમાં ને મનમાં

પોતાનો વિચાર ચલાવતો રહ્યો: એ પણ જોવું રહ્યું. ખેંગાર કદાચ હમણાં શાંત રહેશે એ અનુમાન કરીને મહારાજે એને ખાસ આજ્ઞા આપી ન હતી—પણ તૈયાર રહેવાનો મુંજાલનો સ્પષ્ટ સંદેશો પૃથ્વીભટ્ટે તો એને આપ્યો હતો. એને પણ લાગ્યું તો હતું જ કે ખેંગાર શાંત નથી રહેવાનો. એક જ વસ્તુ એને કદાચ હમણાં શાંત રાખનારી નીકળે. દેવડી. દેવડી માટે થઈને એ પોતાનો પાટણનો નિવાસ લંબાવે એ શક્ય હતું. એ નિવાસ લંબાવવાના હેતુથી એ હમણાં તદ્દન શાંત રહેવા મથે એ પણ બનવાજોગ હતું. મહારાજના અનોખા પ્રકારના વર્તને એમને સૌને મૂંઝવણમાં નાખી દીધા હતા—અને તેથી એનો ખરો તાગ મેળવવા એ સમય કાઢે, એ પણ અસંભવિત ન હતું. એટલે એણે જ્યારે મદનપાલની હવેલી પાસે હમેશના જેવો જ તાલ જોયો—ગપાટાં મારતો રા'નો ડાયરો બેઠેલો દીઠો, ને હુક્કા ફરતા જોયા—ત્યારે એણે માની લીધું કે આ પડ તો સાચે જ શાંત છે. પણ એને પોતાની પ્રતિષ્ઠાની પડી હતી. એના મનમાં બેત્રણ વિચારો ઝડપથી આવી ગયા: 'રા' કરી કરીને શું કરે? શું કરી શકે? એની પાસે આંહીં સૈન્ય તો હતું નહિ. આસપાસમાં ક્યાંય હોવાનો સંભવ ન હતો. એટલે રા' વધારે શું કરી શકે? એના કરતાં તો માલવાનો ભય ઊભો થતો હતો તે ખરો હતો. એના અનેક મદ્યવિક્રેતાઓને કેશવે ઓળખી લીધા હતા. એની નજર એમના ઉપર હતી. પણ રા' એમનો ઉપયોગ કરી જાશે—એ એની દૃષ્ટિબહાર રહી ગયું હતું. એણે રા' વિષે અનુમાનો કર્યાં. રા' પાસે અત્યંત નામી સાંઢણી

હતી, એ ખરું. એ એનું સામર્થ્ય હતું. પણ એ બહુ બહુ તો ભાગી જાય—દેવડીને લઇને ભાગી જાય—કેશવને અચાનક વિચાર આવ્યો ને એ સ્તબ્ધ થઈ ગયો.

દેવડીને રા' પાટણમાંથી લઈ જાય—એમ ? પાટણના કિલ્લામાંથી ? તો તો એની પોતાની પ્રતિષ્ઠા . . પણ બીજી જ ક્ષણે એની પોતાની પ્રતિષ્ઠાનો વિચાર એણે મનમાંથી કાઢી નાખ્યો. પાટણ બચી જાય એ વસ્તુ એની પ્રતિષ્ઠા કરતાં વધારે મહત્ત્વની હતી. દેવડીને રા' લઈ જાય એ ઇષ્ટાપત્તિ ન હતી ? એ સર્વનાશના બીજને જૂનોગઢને આંગણે લઈ જાય, એ તો એ પોતે જ ઇચ્છી રહ્યો ન હતો ? એ જૂનોગઢ જતી હોય તો ભલે જાય ! રા' એને ભલે લઈ જાય. પણ મુંજાલ મહેતાની આજ્ઞા હતી—તૈયાર રહેવાની—તેનું શું ? તૈયાર રહેવું. અને પછી જેવો સમો. એ પ્રમાણે જોવાશે. બાકી, દેવડી જતી હોય, તો કેશવને એ આંખ આડે કાન કરવા જેવી વાત જ લાગી. એના કાનમાં હજી લચ્છીના શબ્દોના ભણકારા વાગી રહ્યા હતા. અને રુદ્રશર્મા —રુદ્રશર્માએ પણ એ જ વાત એને ન કહી ? અને એ રુદ્રશર્મા કોણ હતો ? એ કાંઈ જેવોતેવો માણસ હતો ? એણે જ ત્રિભુવનપાલ દંડનાયકને, કુમારપાળના જન્માક્ષર કહીને, સ્તબ્ધ નહોતો બનાવી દીધો ? એણે નહોતું કહ્યું કે "આ કુમારને રાજયોગ છે, દંડનાયકજી !" એણે ધાર્યું હતું કે દંડનાયક તો, એ સાંભળીને નાચવા માંડશે. પણ દંડનાયકનું રુવાડે રુવાડું એ સાંભળીને તો ધગી ઊઠ્યું ! 'હું દીકરો દેવપ્રસાદનો'—દંડનાયક બોલ્યોઃ 'મારો દીકરો રાજા થાય, તે દી તો મારી ત્રણ પેઢી લાજે, જોશીજી !

મારે આંગણે તો રાજભક્તિ ઊતરતી આવે છે: રાજવૈભવ નહિ.' એ વાત તો ચાર કાનમાં તે વખતે દટાઈ ગઈ. પણ કેશવના બે સરવા કાને એ વાતને ખાંખાંખોળાં કરીને ખોળી કાઢી હતી! અને એના કોઠામાં એ એક મહાન રહસ્ય તરીકે હજી પડી હતી. એના જેવું જ બીજું દેવડીનું રહસ્ય હતું. એટલે તો એણે લચ્છીની વાતમાં સોએ સો ટકા સત્ય જોયું! બીજું જે થાવું હોય તે ભલે થાય—પણ દેવડી જૂનોગઢ જાતી હોય, તો ભલે જાય! પાટણનું એમાં જ કલ્યાણ હતું. મહારાજનો એમાં અભ્યુદય હતો. એણે તો મનમાં નિશ્ચય કરી લીધો. એનું પોતાનું એમાં પતન થતું હોય તો એ પતન ભલે હો!

કેશવ મદનપાલની હવેલીએથી દેવડાની ઘોડાર તરફ ફર્યો, ત્યારે એના મનમાં હજી પણ આ ગડભાંગ ચાલી રહી હતી. તેણે દેવડાની ઘોડાર પાસે પણ બધું શાંત જોયું. સૈનિકો ત્યાં પહેરો ભરી રહ્યા હતા. એને હવે ઉતાવળ હતી—જગદેવ પાસે જવાની. જગદેવ પાસે એ પહોંચ્યો ત્યારે એણે જગદેવને કાંઈક ચિંતામાં જોયો. કેશવને મનમાં શંકા ઊઠી: 'આ પરમાર..એ માલવાનો કોઈ ગુપ્તચર તો ન હોય?' પણ તેણે જગદેવ સામે નજર કરી.. અને એટલી પણ શંકા કરવામાં પોતે કોઈ મોટો ગુનો કર્યો હોય તેમ એને લાગ્યું. જગદેવની મુખમુદ્રા સ્પષ્ટ હતી. એમાં ક્યાંય કાંઈ પણ છુપાયેલું ન હતું. 'સેનાનાયકજી!' જગદેવનો અવાજ જરાક ખિન્ન હતો: 'મેં આંહીં વધારે પડતું રોકાવાની ભૂલ કરી.. દીધી. આજ હવે મારે માથે ધર્મસંકટ આવ્યું છે! તમે તો સાંભળ્યું હશે નાં?'

'શું છે, પરમારજી ?'

'હું તો ચલતી મુસાફરીનો આદમી હતો. સોમનાથ મારી મહેચ્છાનું ધામ હતું. હિમાચળ મારું લક્ષ્ય હતું. આંહીંથી નીકળ્યો—બર્બરકનું આ સાંભળ્યું—સાંભળ્યા પછી એમ ને એમ ચાલ્યો જાઉં તો ઉપાસના મારી લાજે, એટલે હું રહી ગયો. બર્બરકને તો મહારાજે પોતે વશ કર્યો—નીકળું નીકળું કરતાં, બર્બરકનું શિલ્પ જોઈ, મનમાં આકાંક્ષા થઈ આવી કે એને સોમનાથ લઈ જઈ, મહાદેવને ચરણે થોડાંક શિલ્પાભરણ મૂકતો જાઉં. રાહ જોઈ કે સાં કોઈ નામી આવે, શિવભક્ત હોય, મહારાજનો સહકારી હોય તો વધારે સારું . . . ત્યાં તો આજે મહારાજની આજ્ઞા થઈ છે. આજ મધરાતે—મહારાજ બર્બરકની વીરોપાસનાનો ભાર લેવા જાય છે ! હવે ?'

'કેમ જગદેવજી ! એમ કેમ બોલ્યા ?' કેશવ તો જે માટે આવ્યો હતો તે વાતને આવતી જોઈ મનમાં ખુશ થયો. મોટેથી એણે એ વાતનું વધારે રહસ્ય મેળવવા અજાન બતાવ્યું.

'એ ભાર લેવો સહેલો છે, નાયકજી ! રાખવો મુશ્કેલ છે, ઉપાડવો અશક્ય છે ! સિદ્ધિમાત્રના ભાર એવા છે.'

'પરમારજી ! તો તો તમારે મહારાજને એ પ્રમાણે કહેવું ઘટે. તમારા ઉપર એમનો વિશ્વાસ પણ છે !'

'પણ . . કેશવ નાયક ! હું એમાં ના કહી શકું નહિ. હું હા પણ કહી શકું નહિ. તેનું શું ? તમને મારી સ્થિતિનો ક્યાંથી ખ્યાલ હોય ? મારે માટે દરેક ઉપાસના પવિત્ર વસ્તુ છે. એની દોષકથા મારી જીભ કેમ કહી શકે ? એ

ભાર ઉપાડવાવાળા એ બર્બરકને પૂછી જુઓ. એની પત્ની પિંગલિકા આર્ત્તનાદે પોકારે છેઃ "કોઈક હવે એને છોડાવો. કોઈક નરપુંગવ આવો. કોઈક એને હવે તો બે ક્ષણ આરામ અપાવો!" કેશવ નાયક! મહારાજ જુવાન છે. ઉત્સાહમાં છે. હરેકનું દુઃખ હરવાની બુદ્ધિથી પ્રેરાયેલા છે. એમને સ્વપ્ન વીરવિક્રમનું દોરી રહ્યું છે—પણ આ વીરોપાસના એમને મળશે, એક ક્ષણનો પછી જીવનમાં આરામ નહિ હોય! કામ, કામ, ને કામ. મારો ધર્મ મૌનનો. નાયકજી! તમે મહારાજના મિત્ર છો. મંત્રી જેવા પણ છો. અત્યારે તમે નહિ બોલો તો રાજા તમારો ભલે, વીરવિક્રમ જેવો વિખ્યાત થશે—પણ એક ક્ષણ—એક પળ પણ, એને જીવનમાં આરામ નહિ હોય! હું તો, કોઈક દિવસ, કોઈક પણ જાણે કે, પરમાર જગદેવ ત્યાં હતો, છતાં આ થયું—એ કલંકકથા મારે નામે ન ચડે—માટે તમને આ કહું છું! મારે તો મારો પોતાનો ક્ષત્રિયધર્મ જ રહ્યો—એટલે તમારી રાજકથામાં મારું ધ્યાન નથી. પણ શું કોઈ કાર્યમાં નિષ્ફળ જવાથી મહારાજ આવો ભગીરથ ભાર ઉપાડવા મથી રહ્યા છે?'

કેશવ વિચાર કરી રહ્યો. પોતાને આ વાત ન સૂઝી એને માટે એને શરમ પણ આવી. એને લાગ્યું કે ચોક્કસ—મહારાજ—દેવડી માટે નિષ્ફળ જતાં તો આ કેમ કરતા ન હોય? એને બે સંકટ—બન્ને સરખાં—સામાં ખડા થયાં. એક દેવડીનું હતું. બીજું આ ઉપાસનાનું આવ્યું. બન્ને પોતે જાણતો હતો. પણ દેવડી વિષે રાજાને કહેવાથી કાંઈ ફળ ન હતું, એ એણે જોયું હતું. હજી એ ચિંતામાંથી

રસ્તો કેમ કાઢવો એ વિષે એણે કાંઈક નિશ્ચયાત્મક વિચાર કર્યો ન કર્યો, ત્યાં આંહીં જગદેવ પોતે જ પાણીમાં બેસી ગયો. હવે ?

એક વખત એણે પોતે પ્રયત્ન તો કરવો—છેવટે કેશવે નિશ્ચય કર્યો: ‘ પરમારજી ! હું પ્રયત્ન તો કરું. પછી પરિણામ ગમે તે હો ! ’

‘ એ તો દરેક સિદ્ધિ જ એવી—કે લાગે આકર્ષક ને મોહક. બર્બરકે મહારાજને એની વાત કરી હશે. મહારાજે લેવાની હા કહી હશે. હજી વખત છે. મહારાજે બર્બરક-વિજય કર્યો છે—એ બતાવે છે કે આ સિદ્ધિ સ્વીકારવાનો એમને અધિકાર છે. પણ મહારાજ એક વખત સ્વીકારશે—પછી થઈ રહ્યું ! પછી બીજો એ ભાર લેનાર નહિ મળે, ત્યાં સુધી એમને એ રહી ! સિદ્ધિમાત્રનો એક નિયમ છે, કેશવ નાયક ! એના એક અણુ જેટલા નિયમનો ભંગ કરનાર હતો ન હતો થઈ જાય છે. એ એનું વેર છે ! હજી વખત છે, નાયક ! ’

કેશવ ત્વરાથી મહારાજને જ મળવા માટે ઊપડ્યો.

## ૩૮. અમાત્ય-મહાઅમાત્યની પરંપરા

**કેશવે** મહારાજને એકલા જોવાની આશા રાખી હતી. એને આશ્ચર્ય થયું. મુંજાલ મહેતાને પણ અત્યારે આંહીં જોઈને એ સ્તબ્ધ થઈ ગયો. પોતે જે કામ માટે આવ્યો છે, એ જ કામ માટે કદાચ મુંજાલ મહેતો પણ આવ્યો નહિ હોય? નમીને તે ત્યાં ઊભો રહ્યો. પણ એને રાહ જોવી પડી નહિ. મહારાજે જ એને કહ્યું: 'કેશવ નાયક! મહીડાને મારવા માટે ખેંગાર ગયો છે એ સાચું? તને ખબર પડી છે કાંઈ? આપણે જરાક સમાધાનવૃત્તિ બતાવી કે એણે તો તરત લાભ લીધો! તું આવ્યો છે, તારી પાસે કાંઈ બીજી માહિતી છે? ક્યારે એ ગયો? ક્યારે એ આવવાનો છે?'

કેશવે ધાર્યા કરતાં જુદી વાત, મુંજાલ અને મહારાજ વચ્ચે નીકળી પડી. એ વિચારમાં પડ્યો. ખેંગાર ગયો હોય—એ એને અસંભવિત ન લાગ્યું. પણ એ પોતે તો આજે મહારાજના જ વિચારમાં એટલો બધો તલ્લીન રહ્યો હતો કે આ વસ્તુ એની નજરબહાર રહી ગઈ હતી. અત્યારે પણ એ તો પોતાને કામે જ આવ્યો હતો. ખેંગાર વિષે

એણે આ દૃષ્ટિએ આજે વિચાર જ કર્યો ન હતો. તેને માટે સવાલ અચાનક જ હતો.

'કોણે કહ્યું?' કેશવ બોલ્યો.

જવાબમાં મુંજાલે, એક આંગળી ઊંચી કરી સામે ઊભેલ ઝાંઝણ તરફ એનું ધ્યાન દોર્યું : 'ઝાંઝણ—એ સમાચાર લાવ્યો છે, નાયકજી!'

'આપણે તપાસ કરો....' સિદ્ધરાજે કહ્યું.

'મહારાજ! તપાસ એની હવે એમ ન થઈ શકે. એ તો આપણે જાણતા નથી એમ વર્તવામાં જ હવે તો આપણું ગૌરવ રહ્યું છે. આપણી શિથિલ રાજનીતિનું આ પરિણામ આવ્યું છે. અમાત્યમંડલ—ને રાજા—જે એક નિર્ણય કરે તેને ફેરવી ન શકાય—મહારાજને, એ સિદ્ધાંત, વહેલેમોડે સ્વીકારવો જ પડશે. આજ દિવસ સુધી આ—ચાલ્યું—કારણકે સૌ તૈયારીમાં હતા. હવે સૌ—માલવા, લાટ, સોરઠ સૌ—તૈયાર થઈ ગયાં છે. પ્રભુ! રાજનીતિ વિનાની યુદ્ધનીતિ એક ઘડીના છઠ્ઠા ભાગમાં આપણને હતા ન હતા કરી નાખશે!'

કેશવને નવું અજવાળું મળ્યું. એને લાગ્યું કે આ તો મુંજાલ મહેતાએ એક તક પકડી હતી. ખેંગાર ગયો એ તો નિમિત્તમાત્ર હતું. પણ મહારાજની સત્તાકાંક્ષાને એક પ્રકારની મર્યાદામાં રાખવાનો આખા અમાત્યમંડલનો કદાચ આ પ્રયોગ હતો. મુંજાલે એ વાત રજૂ કરવા માટે માથે લીધો હોય—કેશવને લાગ્યું કે દેવડીને લીધે ઊભા થયેલા ઘર્ષણમાં આને લીધે વધારો થતો હતો. તે પોતે કાંઈ બોલ્યો નહિ. પણ એણે મુંજાલને એક દૃષ્ટિથી માપી લીધો. એની દૃષ્ટિમાં મુંજાલ પ્રત્યે જરાક

રોષ હતો—પણ મુંજાલે એની દરકાર હવે કરવાની ન હતી. એણે જોયું હતું કે, સિદ્ધરાજની સત્તાને જો અમાત્યોની પરંપરાની રાજનીતિદ્વારા નિયમન આપવામાં નહિ આવે, તો અમાત્યમંડલ હવે તો તદ્દન નિર્માલ્ય અને નામનું બની રહેશે. પણ કેશવને તો લાગ્યું કે મુંજાલ મહેતાએ આ માહિતી મહારાજ પાસે રજૂ કરીને એમાંથી એક ભયંકર પરિણામ ઊભું કર્યું છે! એને તો એક ચિંતા હતી—મહારાજની વીરોપાસના વિષેની—એમાં આનાથી બીજીનો વધારો થયો. ખેંગાર—એના માનવા પ્રમાણે, બહુ બહુ તો દેવડીને લઈને ભાગી જાત—એના માનવા પ્રમાણે તો એ એક ઇષ્ટાપત્તિ જ હતી—પણ હવે તો ખેંગાર દેવડીને લઈ જઈ શકે, એ વસ્તુ જ અશક્ય બનતી હતી. પાટણનો એમાં એણે વિનિપાત દીઠો—ઘર્ષણને લીધે, દેવડીને લીધે, મહારાજની ઘેલછાને લીધે, અને આ બર્બરકની વાતને લીધે. તે વિચાર કરતો ઊભો રહ્યો. એટલામાં મહારાજે કહ્યું: 'મુંજાલ મહેતા! ખેંગાર પાછો ફરે કે તરત એને આપણે આપણી સંભાળ નીચે મૂકી દેવો. પછી શું? એને જૂનોગઢ ક્યારે જવા દેવો.. એ હવે પછી નક્કી થાશે! ને આજે કડક બંદોબસ્ત કરી નાખો. કેશવ! એનું સૈન્ય તો અડખેપડખે ક્યાંય નથી પડ્યું નાં? મદનપાલની હવેલીએ બરાબર બંદોબસ્ત રાખો.'

'સૈન્ય તો પડખે શું પડે? પણ આ ખેંગાર ઘા મારવા પ્રેરાયો તે આપણી શિથિલ રાજનીતિને લીધે. મહત્ત્વની વસ્તુ એ છે. એક વખત એક રેખા નક્કી થઈ ગઈ—તેમાં ફેરફાર કરવાનો અધિકાર માત્ર અમાત્યમંડલને

છે, મહારાજ! પાટણની એ પ્રણાલિકા છે. એમાં રંજ જેટલો ફેરફાર—**આત્મઘાતક** નીવડે. આજ આપણે એ પ્રત્યક્ષ જોયું. એક જ નીતિ હોત તો ખેંગાર પાટણ છોડવાની હિમ્મત જ કરત નહિ! સાંતૂ મહેતા, દાદાક મહેતા, કર્ણાવતીમાં મહાદેવ, અને સજ્જન મહેતા, પરશુરામ—અને પ્રભુ! હું પોતે—અમે સૌ એમ માનીએ છીએ, કે જેમ મહારાજને વારસો મળ્યો છે—તેમ અમને પણ અમાત્યમંડલનો વારસો મળ્યો છે. વિમલમંત્રી, દામોદર મહેતા, અને જેહુલ અને જમ્બક જેવાનો વારસો અમારે પણ જાળવવાનો છે. પાટણ મહાન રહી શક્યું છે—જેટલું એના રાજાને લીધે, એટલું જ મંત્રીમંડળને લીધે. અમારે પણ જોવાનું છે કે, પાટણની પ્રતિષ્ઠા ઝાંખી ન પડે. એની પ્રણાલિકા અખંડ રહે. એનું ગૌરવ સચવાઈ રહે. મહારાજે—ખેંગાર સાથે જે રીતે વાત કરી—એ રીતને લીધે આમ થયું. આમાંથી એક નવું ઘર્ષણ ઊભું થશે—એનું શું? અત્યારે માલવા તો પાટણ ઉપર આવવા ટાંપી રહ્યું છે. પૂછો કેશવ નાયકને...'

કેશવે બે હાથ જોડીને માત્ર માથું નમાવ્યું. એ કાંઈ બોલ્યો નહિ.

'અને દંડનાયકે તો જતાં પહેલાં જ આ વખતે કહી દીધું છે કે, લાટમાં યુદ્ધ આવી રહ્યું છે. એ યુદ્ધ ભયંકર હશે. લક્ષ્મીદેવીને—મહારાજ! કાને વાત આવી ગઈ હશે કે આવશે, કે પાટણમાં તો એને સૌ બે કોડી કિમ્મતની ગણે છે, તો એ નારી પછી, લાટની છે. લાટ યુદ્ધમાં જ છે એમ આપણે સમજવું રહ્યું. ને આજથી આ સોરઠ પણ. પાટણના યશનો, પ્રતિષ્ઠાનો, પ્રણાલિકાનો, ગૌરવનો—નાશ

થતો જોવા માટે અમે ઊભા નથી. અમે ઊભા રહેવા માગતા પણ નથી. મહારાજ! અમાત્યો પાટણના—તે પાટણની ભૂમિની પેઠે વંશપરંપરાનું પોતાનું રાજ પ્રત્યે ઋણ રાખે છે અને સ્થાન પણ રાખે છે. આજ દિવસ સુધી આ ચાલ્યું—અમે ચલાવ્યું—રાજમાતા પ્રત્યેના માનથી, મહારાજ પ્રત્યેની ભક્તિથી, પાટણ પ્રત્યેના પ્રેમથી, સમય પલટાશે એવી આશાથી. હવે એ—એમ—ચાલી ન શકે, મહારાજ!'

મુંજાલનો અવાજ મક્કમ હતો. રણકો દૃઢ હતો. નિશ્ચય જાણે કે અડગ હતો. કેશવે ન ધારેલી એવી વાત આ તો નીકળી પડી.

એ સાંભળી રહ્યો. પણ એનું લોહી ઊકળી આવ્યું હતું. એણે પોતાની જાત ઉપર કાબૂ રાખ્યો. એ વસ્તુસ્થિતિ સમજી ગયો. મુંજાલે—તમામ અમાત્યો વતી—એક છેલ્લો પાસો ફેંક્યો હતો—સત્તા પ્રાપ્ત કરવા માટે—અને મહાઅમાત્યની પરંપરાને પુનઃ સ્થાપવા માટે. ખેંગાર, મહીડાને મારવા ગયો—અને એક વખત પાટણની રાજનીતિને એણે અવગણી, એમાં મહારાજની રાજનીતિ જવાબદાર હતી—એ ભૂમિકા ઉપર, આજે એણે એ ધટસ્ફોટ કરી નાખવાની તક પકડી લીધી હતી એટલું જ. પોતાના શબ્દોનો પ્રત્યાઘાત નિહાળતો મુંજાલ ત્યાં ઊભો રહ્યો. એણે જાણી જોઈને જ આ સમય ને આ સ્થળ અત્યારે પસંદ કર્યાં હતાં. જે મહારાજે—ખેંગાર જેવા દુશ્મન સાથે સમાધાન કરવાની વૃત્તિ બતાવી હતી, પોતાના તાત્કાલિક કાર્યની મહત્તાથી દોરાઈને—તે મહારાજ, અત્યારે પણ એ જ કાર્યની મહત્તા ગણીને સમાધાની બતાવવા પ્રેરાશે

એ એની ગણતરી હતી. અને એક વખત એ પ્રમાણે અમાત્યમંડલની પ્રતિષ્ઠા જૂનું ગૌરવ પ્રાપ્ત કરશે તો પછી એ ગૌરવ ચાલુ રહેશે. અત્યાર સુધી તો મહારાજે પોતાના જ પરાક્રમથી પોતાની નીતિ ઘડી હતી. ધીમે ધીમે એ પ્રણાલિકા રૂઢ થઈ જાય એ ભય મુંજાલને હતો. અને તે સાચો હતો. એને લાગ્યું હતું કે એક વખત જો સ્પષ્ટ નહિ કહેવામાં આવે, તો મહારાજની સત્તાકાંક્ષાને કાંઈ જ મર્યાદા નહિ હોય.

'મહારાજ! મેં સજ્જન મહેતાને અને પરશુરામને પણ બોલાવેલ છે..!'

'કેમ? શા માટે?'

'પાટણનો વિનિપાત અમે જોઈ રહ્યા છીએ. અમારાથી એ વિનિપાત થવા નહિ દેવાય. અમને પણ વારસો પાટણના મહાઅમાત્યોનો મળ્યો છે! વીરોપાસના જેવી એક સ્વપ્નભરેલી ઘેલછા માટે, જો રાજનીતિની રેખાઓ ફરતી રહે—તો પ્રભુ! પાટણની અવનતિનો કોઈ અંત જ ન હોય! અમે સૌ—આ વાત કહેવા ભેગા થઈએ છીએ. મેં એ તમને આજે સંભળાવી. થોડા દિવસમાં રાજમાતા સંભળાવશે. સૌ મંત્રીઓ પણ એ કહેશે. મેં તો તમને માત્ર જે આવી રહ્યું છે તે માટે તૈયાર કર્યા છે, પ્રભુ!'

કેશવ જે કહેવા આવ્યો હતો તે મુંજાલે કહી નાખ્યું. પણ મહારાજ ઉપર એની અસર થઈ નહિ. તેણે જાણે એ ન સાંભળ્યું કર્યું. કેશવે એ જોયું. એક ઘડીભર તો સિદ્ધરાજ કાંઈ બોલ્યો નહિ. પછી એ બોલ્યો, ત્યારે એના અવાજમાંથી કોઈ સ્વપ્નદ્રષ્ટાની અગમ્ય

વાણીને ટંકારવ પ્રકટતો કેશવે જોયો : તે સાંભળી જ રહ્યો.

'મુંજાલ મહેતા! તમે સૌ આજ દિવસ સુધી મહારાજ કર્ણદેવની રાજનીતિને દોરી રહ્યા હતા. તમે, સાંતૂ મહેતા, દાદાક મહેતા, સજ્જન મહેતા સૌ. તમે જ રાજમાતાને ખરી મુશ્કેલીમાં માર્ગ બતાવ્યો હતો. તમે અનેક પડોશી રાજ્યોને સામ, દામ, ભેદ, દંડથી સાચવી રહ્યા હતા. તમને તમારી રાજનીતિમાં શ્રદ્ધા હોય—એમાં નવાઈ પણ નથી. પણ હું શું તમારી અવગણના માટે આ જાણીજોઈને કરી રહ્યો છું, એમ? મારે શું મારા અમાત્યોના પ્રેમની પડી નથી, એમ? હું શું એવો સ્વાર્થી છું કે તમને હવે આજે તજી દઉં? ના, એવું કાંઈ જ નથી. પણ તમને એક ખબર છે? દરેક દિવસે ને હરપળે—દરેક ક્ષણે, આ રાજમહાલયમાંથી આવતા અનેક અવાજો હું સાંભળી રહ્યો છું. જાણે . . કે . . . '

'મહારાજ! . . . એની એ વાત . .'

સિદ્ધરાજે હાથ લંબાવીને મુંજાલને બોલતો અટકાવી દીધો : 'એ ની એ વાત અને એકની એક વાત ફરી ફરીને એ જ માણસ કહી શકે છે, મુંજાલ મહેતા! કે જે એને થતી દેખે છે. જેને એનામાં પરમ શ્રદ્ધા હોય છે. તમે જે નથી જોતા—તમને જેનો સ્વપ્નમાં ખ્યાલ પણ નથી આવતો—તે વસ્તુ હું તો મારી સામે બનતી જોઈ રહ્યો છું! અરધા ભારતવર્ષને ગુજરાતને આંગણે આવેલું હું દેખું છું. એકચક્રી સત્તા—એ તો ઠીક હવે, એ તો હું આવતી જોઈ રહ્યો છું—પણ હું તો આ નગરીમાં વિદ્વાનોની, ઉજ્જેનની વિદ્યાસભાને ડોલાવે એવી વિદ્દ્સભા, આંહીંના કર્ણમેરુ-

પ્રાસાદમાં નીરખી રહ્યો છું. આંહીં વિક્રમી નવરત્ન દરબાર નિહાળી રહ્યો છું. કાંચીના ચોલ ને કર્ણાટકના ચૌલુક્ય, ચેદિના હૈહય ને ઉજ્જેનના પરમાર, જે શિલ્પસૌન્દર્ય જોતાં, મોંમાં આંગળી નાખીને ચ કિ ત થઈને થંભી જાય—એવું અનુપમ શિલ્પ, ગુજરાતમાં ઠેર ઠેર જન્મ લેતું, હું પ્રત્યક્ષ દેખી રહ્યો છું! હું શી રીતે તમારી મોટામાં મોટી આકાંક્ષા—માલવાને હંફાવવાની, સોરઠને હરાવવાની, કે લાટને સંબંધી કરવાની—સાથે, મારા સ્વપ્નનો મેળ મેળવી શકું? ગુજરાત માટે એમાંના કોઈને હવે હરાવવાનું રહેવાનું નથી. મારે મન એ સઘળાં ગુજરાતનાં અંગ છે! જે ગુજરાત આવડું વિશાળ હશે—એ ગુજરાતનો "કુક્કુટધ્વજ" જો સામર્થ્ય વિનાનો હશે, તો તો મુંજાલ મહેતા! ત્રણ દિવસમાં જ એ ધ્વજને ગમે તે માણસ ઉપાડીને પોતાની સાંઢણી ઉપર ખંખેરી મૂકશે!'

કેશવ ચમકી ગયો. તેને શંકા પડી. મહારાજ આ વાત કોઈને નિર્દેશ કરીને બોલે છે કે શું? તો તો થઈ રહ્યું. પણ મહારાજ વાતના વહેણમાં જ બોલતા હોય એવું તેને લાગ્યું. તેણે પાછી સ્વસ્થતા મેળવી લીધી.

'આ બર્બરકની વાત તમે કરતા હો, તો એની પાસે વિદ્યા છે. એ વિદ્યાનો ભાર ઉપાડવાનું સામર્થ્ય કોઈકે બતાવવું જ પડશે. એ ભાર ઉપાડનાર જો આંહીં પાટણમાંથી કોઈ નહિ નીકળે તો તો આપણે આ પૃથ્વીને શણગારી રહ્યા! તમારું અંતર હું જાણું છું. તમને સત્તાનો, રાજ્યનો—સંબંધો સ્થાપવાનો, પડોશી રાજ્યોને હરાવવાનો, પ્રભાવ બેસારવાનો—લોભ છે. મને પણ એ

લોભ છે. નથી એમ નહિ કહું. પણ મારે તો જે સિંહાસન અવંતીનાથનું હતું—પેલું અનુપમ રત્નપ્રતિમાઓનું—એ સિંહાસન આંહીં પાછું ફરી સજીવન કરવાના કોડ છે—તેનું શું? ઘરઘરનું દુઃખ જાણનાર એક નામ લોકકંઠમાં આખા ભારતવર્ષમાં આજે રમી રહ્યું છે, એવું જ નામ ગુજરાતમાં પણ પ્રકટે એમ કરવું છે—તેનું શું? ઘરેઘરનું, દીનનું હીનનું, અશક્તનું, ભાગ્યહીનનું દુઃખ જાણવાની મારે શક્તિ મેળવવી છે—તેનું શું? તમારામાંથી જે કોઈ મારા આ સ્વપ્ન સાથે તાલ મેળવી શકે એ મારો મહાઅમાત્ય. એ સિવાય તો—મારે કોઈ અમાત્ય પણ નથી. મારો અમાત્ય, મારો સેનાપતિ, મારો સલાહકાર, મારો મહાપ્રધાન હું પોતે જ.'

'અને ચાલતી આવતી અમાત્યની પરંપરા—એનું પાટણમાં કોઈ સ્થાન જ નથી, એમ? મહારાજ અમાત્યના ગૌરવ વિના જ ચલાવવાના છે એવો આનો અર્થ સમજવો, એમ?' મુંજાલ બોલ્યો.

'એનો અર્થ એ નથી. એનો અર્થ આટલો જ છે. પાટણનું આજ દિવસ સુધીનું સામર્થ્ય એની બુદ્ધિમાં હતું. હવે લાગે છે કે, ખરું સામર્થ્ય એના સ્વપ્નમાં છે!'

'અને બુદ્ધિ? એને કોઈ સ્થાન નથી, પ્રભુ! એમ?'

'ના.. એમ નહિ. બુદ્ધિ, સ્વપ્નને સમજવાનો પ્રયત્ન કરે છે. એમ એનું એ સ્થાન છે. તમારે દેશો જીતવા છે મુંજાલ! મારે દેશો તો જીતવા છે, પણ જનતા જીતવી છે. તમને શોખ સત્તાનો છે. મને શોખ શક્તિનો છે. સત્તા જોઈ શકાય છે. શક્તિ અદૃશ્ય છે. અને તમે જે વસ્તુ કાલ્પનિક માનો છો—એ વસ્તુને હું કાલ્પનિક નથી માનતો,

એમ તમે શા આધારે કલ્પના કરો છો? હું પણ એને કલ્પના ગણતો હોઉં. મારાથી એ અજાણ્યું ન પણ હોય. પણ તમારી રાજનીતિ રાજ્યો અંગેની છે: મારી રાજનીતિ જનતા અંગેની છે. ઘણી વખત, મુંજાલ મહેતા! જે વસ્તુ નથી, તે વસ્તુ નથી, એમ બોલવું નહિ, એ પણ એક સામર્થ્ય હોઈ શકે. અને રાજનું સામર્થ્ય તો જેટલું વસ્તુમાં છે, એટલું જ અ-વસ્તુમાં પણ છે. તમારી પાસે જે વસ્તુ છે એ તો તમારું બળ છે જ, પણ જે વસ્તુ તમારી પાસે નથી, તે વસ્તુ તમારી પાસે છે, એમ બીજા માને તો એ પણ તમારું બળ છે.'

મુંજાલ મહાત થયો. રાજાએ પોતાની નહિ—સ્વપ્નની મહત્તા સ્થાપી હતી. અને એ સ્વપ્ન એની પાસે હતું.

'અને આ સ્વપ્ન મારું નથી, મુંજાલ! આપણું સૌનું છે. આ ખેંગાર આવ્યો છે. તક જોઈને એ ઘા મારવા આવ્યો છે. એ કાંઈ આપણને અજાણ્યું છે? પણ એ યુદ્ધ લાવશે—તો તમે સૌ જોશો, કે એ યુદ્ધ જ આપણામાં એકતાનતા પ્રકટાવશે, એ વખતે સૌની શક્તિ પોતપોતાનું કામ શોધી લેશે. આપણે તો, કેશવ! જાગતા રહેવું—બીજું શું?'

કેશવની ચિંતા તો ઊલટી વધીઃ 'મહારાજ! એ ચિંતા જ ખોટી છે. ખેંગાર તો હજી આંહીં પડ્યો રહેશે!'

'કેમ આંહીં શું છે?'

'એ માલવાની રાહ જુએ છે. માલવાની વાત જાણ્યા પછી જ એ ખસશે!'

'એમ હોય તો પણ શું? આપણે તો એને જાળવવાનો રહ્યો—કેશવ! એ ઘા મારી જશે તો પ્રતિષ્ઠા

પાટણની જાશે !'

'કેશવ નાયક !' મુંજાલ બોલ્યો. કેશવના હૃદયમાં તો એક જ વસ્તુ હતી—મહારાજને પોતાની વાત કહેવાની. તેણે મુંજાલ સામું જોયું. 'તમે તો આજ કનસડે જ છો નાં ?'

કેશવે માથું નમાવ્યું, 'ત્યારે—મુંજાલ મહેતા !' સિદ્ધરાજે કહ્યું. સામેથી એણે કૃપાણને આવતો જોયો હતો: 'જુઓ, આ કૃપાણ આવી રહ્યો છે. મારે કનકચૂડ—સિંધનો આવ્યો છે—તેને મળવા જવું છે. આંહીં તમે સૌ પાટણમાં તો છો. અને આ બિચારો—અત્યંત અત્યંત દુઃખી છે—!'

કૃપાણ હાથ જોડીને ઊભો રહ્યો.

મુંજાલને લાગ્યું કે રાજાએ એના હાથમાં કોઇ વાતનો દોર આપ્યો ન હતો. અને કોઇ વાતનો દોર લઇ લીધો પણ ન હતો. ખેંગાર કાંઈક નવાજૂની કરશે—એ મુશ્કેલી વખતે—એ એની પાસે આવવાનો છે. અત્યારે એની હવાઇ વાતમાં—બુદ્ધિની કોઈ વાતને સ્થાન નથી. તેણે નમીને રજા લીધી: 'ચાલો, મુંજાલ ! કૃપાણ ! તું પાછળ ચાલ્યો ન આવતો. કનસડે જઇને ઊભો રહે. અને તમામ દરવાજે ખબર આપી દેજે !'

'પ્રભુ ! શાની ?' કેશવે હાથ જોડયા.

'એ તો, કેશવ ! દેવડાને ત્યાં કહેવરાવ્યું છે કોટિધ્વજને જવા દેવા માટે—આ કનકચૂડને, આજે રાતે જ મરુભૂમિની સરહદે પહોંચાડવો છે. દિવસ ઊગ્યા પહેલાં તો એણે ત્યાં પહોંચવું જોઈએ !'

કનકચૂડની વાત કોઇ સમજ્યું નહિ. પણ કોઈ દુઃખી રાજવંશી માણસને મહારાજ મદદ કરી રહ્યા હતા—ને એ

માટે કોટિધ્વજ જેવા અશ્વને મોકલતા હતા, એટલો જ ધ્વનિ પકડાયો. વધારે વાત કહેવાની મહારાજની પણ ઇચ્છા ન લાગી.

'મુંજાલ મહેતા ! સત્તા ને શક્તિ બે જુદી વસ્તુ છે. એ ધ્યાન રાખજો. અમાત્યને સત્તાથી ચાલે: રાજા પાસે તો શક્તિ જોઇએ, પછી ભલે એ જનતાની સામુદાયિક કલ્પનામાં જ માત્ર અસ્તિત્વ ધરાવતી હોય !'

રાજાને આગળ વધતો જોઈ કેશવે, હવે જરાક એની પાસે મંત્રણા માટે જવાનો પ્રયત્ન કર્યો.

'પ્રભુ ! મહારાજ . . . !' એણે હાથ જોડયા.

પણ એને આશ્ચર્ય થયું. સિદ્ધરાજ એની વાત સમજી ગયો હોય તેમ ગતિમાં મંદતા આણ્યા વિના ચાલતો જ રહ્યો. ચાલતો ચાલતો જ એ બોલ્યો: 'કેશવ ! તારી વાત હું સમજ્યો છું. તું એને સાહસ ગણે છે. ખરી રીતે એ પરાક્રમ છે. તારે એ જ કહેવાનું હતું નાં ? કનસડે—કનસડે હું પાછો ફરતાં તને મળીશ. તું ત્યાં રહેજે !'

## ૩૯. દેવડી ને રા'ઊપડી જાય છે!

**કેશવ** કનસડા દરવાજા પાસે મહારાજની રાહ જોતો ઊભો રહ્યો. જ્યાં સુધી હજી મહારાજે બર્બરક તરફ પગ માંડ્યા ન હતા ત્યાં સુધી એને કાંઈક પણ આશા હતી: એ એમને ચરણે પડીને પણ એમને પાછા વાળશે. કોઈ ને કોઈ ઉપાયે એ રાજાને શાશ્વત અશાંતિમાંથી ઉગારી લેશે. એના હૃદયમાં રાજા પ્રત્યે જુદા જ પ્રકારની મમતા હતી. અત્યારે એ પાટણનો સેનાનાયક હતો ને ન હતો. અત્યારે એ તો સરસ્વતી નદીના કાંઠા ઉપર મહારાજ સાથે રમનારો એમનો બાલમિત્ર બની ગયો હતો. મહારાજ વિષે જે એ સમજે તે કોઈ ન સમજે. એ એના અંતરંગનો જાણકાર હતો. એનું સાન્નિધ્ય સેવનાર હતો. દેવડીના નિષ્ફળ પ્રેમે, મહારાજને આ શાશ્વત અશાંતિનો—પળેપળ કામ, કામ ને કામ જ કરવું પડે એવો માર્ગ સૂચવ્યો ન હોય? જગદેવે કહેલી એ વાત ઉપર એ વિચાર કરી રહ્યો. તો તો દેવ-ડીએ પોતાના ટૂંકા પાટણનિવાસમાં પણ ચમત્કાર બતાવ્યો કહેવાય. કેશવને તો દેવડીનું દિલ રાજા તરફ ન આકર્ષાયું એનો લેશ પણ રંજ ન હતો. એને તો બીજી

એક વાતનો વિચાર આવ્યો. રાજા જયસિંહ સિદ્ધરાજ ગૌરવશીલ હતો. સ્વાભિમાની હતો. ઉન્નત કલ્પનાથી પ્રેરિત એવી શક્તિ ધારનારો હતો. પણ એની પાસે જે હૃદય હતું એ હૃદયમાં અન્યને જીતવાનો જાણે કે પ્રશ્ન જ ઊઠતો નહોતો. પ્રેમથી વશ કરવાની કલા જ જાણે ન હતી. એમાં અન્યને દોરવાની શક્તિ હતી. પોતાના વિરલ પરાક્રમને પ્રશંસાથી ઝીલનારી દૃષ્ટિની અપેક્ષા એમાં રહેતી. પણ જયસિંહ સિદ્ધરાજ આ પૃથ્વી ઉપરના માણસોનો મિત્ર થઈ શકે—તો એ એના પરદુઃખભંજની સ્વપ્નને લીધે. અને છતાં એ કોઈનું પણ હૃદય જીતનારો ન પણ થઈ શકે. કાર્તિકસ્વામી વિષે કહેવાય છે કે એમણે પોતાની મા પાર્વતીનાં સૌન્દર્ય, કલ્પના, ભાવના, રસિકતા એ સઘળાં જેમાં હોય, એવી નારીની નારીજગતમાં શોધ માંડી—અને અંતે એવી નારી તો કોઈ જ ન મળી! અને એ એકાકી રહ્યા! જયસિંહની જોડની કોઈ નારી...આ સોનલને તો મહારાજ પોતે આકર્ષાઈને ગણે છે એ પ્રશ્ન જુદો છે—આવી કોઈ નારી ક્યાંય હશે ખરી? જયસિંહ પાસે પણ કાર્તિકસ્વામી જેવો જ પ્રશ્ન નથી? મહારાણી મીનલદેવીને પડછાયે પણ ઊભી શકે એવી કોઈ નારી એને ક્યાંય મળે ખરી? અને જયસિંહ સિદ્ધરાજને એવી નારી વિના બીજી કોઈ દોરી શકે પણ ખરી? કેશવને લાગ્યું કે મહારાજ સિદ્ધરાજના સ્વભાવમાં મીનલદેવીની આ ગુપ્ત અસર રહી છે! એને કોઈ નારી—મીનલદેવી તુલ્ય મળવાની નથી—અને એમણે એકાકી જ રાજભાર વહેવાનો છે. રાજાની કલ્પનાને સ્પર્શે એવી સ્ત્રી કોણ? મંત્રી કોણ? વિદ્વાન કોણ? અને મિત્ર પણ કોણ?

દંડનાયકે લક્ષ્મીદેવીની વાત કરી, અને કદાચ એ ભૃગુકચ્છ ઊપડી ગયો—આજે ને આજે—એમાં એનો હેતુ પણ એ જ હતો—લક્ષ્મીદેવીને મહારાજની નજરમાં લાવવાનો—પણ કેશવને તો મહારાજને યોગ્ય કોઈ નારી દેખાતી જ ન હતી, એનું શું ? રાજા પ્રત્યેની એની ભક્તિમાં ભરતીઓટને સ્થાન ન હતું. એમાં તો એક પ્રકારની અચળતા વસી રહી હતી.

એ ત્યાં બેઠો. ઊંડું મનોમંથન કરી રહ્યો. ખેંગાર મહીડાને ડારવા ગયો હતો એ વાત તો તદ્દન સાચી હતી. મુંજાલ, પોતાની નીતિને સફળ ઠરાવવા, આંહીં પાટણમાં આજ તૈયારી પણ રાખી રહ્યો હતો. છતાં ખેંગાર આજે આવે એ કોઇને શકય લાગ્યું ન હતું. ઉમેટાથી કદાચ એ પરબારો ભાગી છૂટે—ને આંહીંવાળા આંહીંથી ભાગી છૂટે—એ શકય હતું. એ પ્રમાણે ન થાય માટે બીજે દિવસે મહીડા તરફ થોડા સૈનિકો મોકલવાનું પણ ઠર્યું હતું. દંડનાયકજીને ખબર દેવા પૃથ્વીભટ્ટને પણ તરત રવાના કર્યો હતો—પણ ખેંગાર મહીડાને પડકારવા માટે માત્ર એક જોજનવા જેટલે જ દૂર ગયો છે એ વાતની કોઈને ખબર ન હતી —કેશવને પણ.

મધરાતને થોડીવાર હતી ત્યાં કેશવે એક ઘોડેસવારને કનસડા તરફ આવતો જોયો. કોણ હશે એનો એ વિચાર કરે છે, ત્યાં પૃથ્વીભટ્ટ પોતે જ દેખાયો : 'કેમ ભટ્ટ ? કાંઈ છે ? કેમ પાછા ફર્યા ?'

'ખેંગાર પોતે આ બાજુ આવી રહ્યો હોય તેમ લાગે છે, પ્રભુ !'

કેશવને નવાઈ લાગી. તેણે પૃથ્વીભટ્ટને તદ્દન પાસે આવવા સૂચવ્યું. અત્યંત ધીમેથી પૂછ્યું : ' ખેંગાર ? તમે ખેંગાર કહ્યું ? કેમ મહીડા તરફ એ નથી ગયો ? ' કેશવના મનમાં એક બીજો વિચાર આવી ગયો. ' ત્યારે તો ખેંગારે આ દેખાવ કર્યો હોય—ને એમ હોય તો તો એ દેવડી માટે જ આવતો હોય ! ' તેના પેટમાં ફાળ પડી. આજે તો આ પડ જાગતું હતું. ખેંગાર દબાઈ જશે ને દેવડી આંહીં રહી જાશે. તે વિચાર કરી રહ્યો.

' મહીડાને તો મારીને એ પાછો ફરતો લાગે છે ! ' ભટ્ટે ધીમેથી કહ્યું.

' મહીડાને મારીને ? તમે શી રીતે જાણ્યું ? '

' મેં કાનેકાન વાત સાંભળી ને—. આંહીં આ દરવાજે એ નહિ ડોકાય. રાજમહાલયવાળો કોટનો દરવાજો મહારાજ માટે ઉઘાડબંધ થાય એનો લાભ લેવા એ તરફ વળી ગયો લાગે છે ! એ વાત એની જાણમાં લાગે છે. મહામંત્રીશ્વરને હું ખબર કરી આવું ? '

' શાની ? '

' આ ખેંગાર આવ્યો છે એની. મહારાજની તો આજ્ઞા છે મંત્રીશ્વરને—ખેંગાર આવે કે તરત નજર તળે રાખી લેવાની. એટલે એમને, આ વાત તો કરી દેવી ! મારે તો પાછું જાવું છે ! '

' હા . . એ તમે ઠીક કહ્યું . . . ' કેશવ વિચાર કરતો બોલ્યો; ' પણ પૃથ્વીભટ્ટ ! ઊહાપોહ ન થાય ને કોઈને ખબર ન પડે માટે આંહીં કનસડાની ગઢીમાં તો સૈનિકો તૈયાર જ બેઠા છે. પણ પહેલાં હું જરાક રાજમહાલયને

માર્ગે : ખબર કાઢી લઉં . . તમે આંહીં બે ઘડી થોભજો ! હમણાં હું આવ્યો ! હમણાં કોઈ સૈનિકને વાત ન કરતા. હું બે ક્ષણમાં આવું છું . .' અને તેણે ધીમેથી ઉમેર્યું : 'પૃથ્વીભટ્ટ ! વખતે મહારાજ પોતે આંહીં આવી ચડશે– એટલે એક ક્ષણ પણ ક્યાંય આઘાપાછા થતા નહિ ! જરાક સનસા મળી જાશે, તો પછી એ તો ખેંગાર છે—ઊપડી જાશે ! હું જઈ આવું.'

કેશવને પૃથ્વીભટ્ટના સમાચારે ધ્રાસકો પડ્યો હતો. જે વસ્તુનો એ ભય રાખતો હતો તે વસ્તુ તો સામે જ આવી રહી હતી. એણે કોટ બહારનો રાજમહાલય તરફનો માર્ગ નિહાળી લેવાની—અને કાંઇક યુક્તિથી દેવડી સાથે ખેંગાર હોય તો તેને ચેતાવી દેવાની જરૂરિયાત જોઈ લીધી. એના મનમાં મોટો શબ્દ થયો : ભયંકર અને એને ધ્રુજાવી દે તેવો : 'રાજદ્રોહી !'

પણ એ જ વખતે એટલા જ સામર્થ્યથી બીજો અવાજ પણ આવ્યો : 'રાજભક્ત !'

એ પગેપાળો એકલો બહાર આગળ વધ્યો. પાંચ પચીસ ડગલાં માંડ ગયો હશે, એટલામાં ઝાંઝણ ત્યાં આવી ચડ્યો. પૃથ્વીભટ્ટને આંહીં જોઈ ઝાંઝણને નવાઈ લાગી.

'કેમ ભટ્ટ ! તમે નથી ગયા ? આંહીં તો આજે સેનાનાયક પોતે જ ઊભા રહેવાના હતા ! ક્યાં ગયા છે એ ?'

'હું તો જઈને આવ્યો !'

'જઈને આવ્યા ?'

પૃથ્વીભટ્ટ તેની પાસે સર્યો : 'જુઓ તો ખરા . .

કાં તો ખેંગારજીને હાથ કરીને હમણાં સેનાનાયક પોતે જ આંહીં આવશે !'

ઝાંઝણને સમજાયું નહિ. પૃથ્વીભટ્ટે ધીમેથી વાત કરી. 'હમણાં શાંત રહેજો હો! કોઈને કહેતા નહિ!'

'ત્યારે કેશવ નાયક—ખેંગારને નજર તળે મૂકવા ગયા છે? એમ?'

'નાયક એ બાજુ ગયા છે. ખેંગાર પણ એ બાજુ જ વળ્યો છે. એ ઘડીમાં જ આંહીં આવ્યા બતાવું!'

ઝાંઝણને આ સમાચાર મુંજાલને આપવા જેવા લાગ્યા. તે થોડીવાર પછી ત્યાંથી સરી ગયો. પૃથ્વીભટ્ટ કેશવની રાહ જોતો બેઠો. બીજા સૈનિકો તો આઘે બેઠાં ગપ્પાં હાંકતા હતા.

આ બાજુ કેશવ એકલો અંધારામાં આગળ વધી રહ્યો હતો.

એ પોતે શું કરશે—કે પોતાને શું કરવું છે—એની કાંઈ જ નિર્ણયાત્મક દૃષ્ટિ હજી મેળવી શક્યો ન હતો. એના મનમાં હજી ગડભાંગ તો ચાલતી જ હતી. પણ પાટણની પ્રતિષ્ઠા, ગૌરવ, પોતાની કીર્તિ, પોતાનો વૈભવ, તમામે તમામ એને સિદ્ધરાજના કરતાં નાનાં લાગતાં હતાં.

એણે બીજી તમામ વાતને ગૌણ કરી નાખી. એણે જે પગલું ભરવાનું હતું તે તાત્કાલિક હતું. ઘડી પછી તો કોઈ પગલું કામ આવે તેમ ન હતું. પૃથ્વીભટ્ટને એટલે તો કનસડે મૂકી એ આ બાજુ આવ્યો. પણ ખેંગાર કઈ તરફ જશે—એનો શો હેતુ હશે—એ કળવું મુશ્કેલ હતું. દેવડી હજી વાડામાં જ હોય—તો ખેંગાર એ તરફ

પણ નીકળે. ખેંગારના પગલા પ્રમાણે પોતાના કાર્યક્રમને ઘડવાનું મનમાં ગોઠવી કેશવ એકલો અંધારામાં આગળ વધ્યો.

તે થોડાંક પગલાં એમ ચાલ્યો હશે, ત્યાં એણે અંધારામાં કોઈનો અવાજ સાંભળ્યો. તે પોતાને રસ્તેથી સહેજ ફંટાયો. તેની આગળ—થોડે દૂર, કોઈ બે જણાં અંધારામાં જઈ રહ્યાં હતાં. તેમની વચ્ચે થતી વાતચીત પકડવા કેશવે ધીમેથી ગતિ વધારી દીધી.

'ઢારણ!' કેશવ નામ સાંભળીને ચમકી ઊઠ્યો: આ તો દેવડાવાળો! બોલનારનો અવાજ સાંભળીને એ વધુ ચમક્યો: 'ઢારણ! તને આજ્ઞા થઈ એ તો મેં સાંભળી છે.' કેશવ આશ્ચર્યમુગ્ધ થઈ ગયો. અંધારામાં પણ તેણે અવાજ ઓળખી કાઢ્યો: 'અરે! આ તો દેવડી પોતે છે! દેવડી આંહીં ક્યાંથી? અને આ ઢારણ આમ ક્યાં જતો હશે? દેવડી ક્યાં જતી હશે?'

તેને બહુવાર શંકામાં રહેવું પડ્યું નહિ: 'ઢારણ!' દેવડી બોલી રહી હતી: 'તારે જવું હોય તો તું હવે જા. મહારાજ પાસે કોટિધ્વજ લઈ જવાનો છે—ક્યાં કનસડે મહારાજની રાહ જોવાની છે?'

'મહારાજની આજ્ઞા એ પ્રમાણે છે. એ આજ્ઞાને આધારે આધારે તો આપણે આંહીં સુધી પ્રશ્નોત્તરી વિના પહોંચી ગયાં. પણ હવે તમે આગળ શી રીતે જશો? આગળ તો ડગલે ને પગલે તમને પહેરેગીરો મળશે!'

'તું તારે જા . . ઢારણ! ખેંગારજીનો સંકેત છે. એ આવ્યા હશે કે આવતા હશે! એ આવ્યા વિના ન જ રહે!'

'મેં તો કોટિધ્વજને, ત્યાં સૈનિકો પાસે રાખેલ છે—

એટલે, મારે તો ગયા વિના છૂટકો જ નથી! કનકચૂડને મદદ કરવાનું મહારાજને સૂઝયું—તો આ કામ સહેલું થઈ ગયું! હું તો કનસડે ઊભો રહીશ!'

'તું તારે જા, ઠારણ! મને કોઈ શું કરવા રોકે?' કેશવને વાતનો તાર મળ્યો ને એમાં એને દૈવી સંકેત જણાયો. દેવડી રા'ને મળવા જતી હતી. અને રા' આંહીં જ આવી રહ્યો હતો.

ઠારણને કેશવે પાછો વળતો જોયો. તે પોતે દેવડીની પાછળ પાછળ ઉતાવળે આગળ વધ્યો. ઘનઘોર વાદળઘેર્યા ગગનમાં જેમ વીજળી સરે તેમ અંધારઘેરી રાત્રિમાં દેવડી ઝડપથી જતી હતી. એની ગતિ ત્વરિત હતી. પણ એમાં ક્યાંય મનનો ગભરાટ ન હતો.

થોડીવારમાં કેશવ એને પહોંચી ગયો. અવાજ સાંભળીને દેવડી ઊભી રહી ગઈ. એણે થડકયા વિના જ પ્રશ્ન કર્યો: 'કોણ છે એ? કોણ આવી રહ્યું છે?'

'કોણ છે અત્યારે?' કેશવે સામો પ્રશ્ન કર્યો: 'કોણ અત્યારે આ રસ્તે એકલું નીકળ્યું છે? ખબર નથી, આ રસ્તો તો રાજમહાલય તરફ જાય છે?'

'કોણ સેનાપતિજી—કેશવ નાયક તો નહિ?' સ્પષ્ટ રીતે અવાજ દેવડીનો જ હતો. કેશવે એ સાંભળ્યો. એમાં રહેલી સ્વસ્થતાથી એ આશ્ચર્ય પામ્યો. દેવડી અત્યારે આંહીં અંધારામાં હતી. એકલી હતી. વળી છાની રીતે જઈ રહી હતી. ચારે તરફના અંધકારમાં ગમે ત્યાં, ગમે તે માણસ, ઊભા રહેવાનો ભય હતો. નગરી દુશ્મનની હતી. છતાં એ આટલી બધી સ્વસ્થ હતી—એ શું? કેશવને તાત્કાલિક તો

શું કહેવું તે સૂઝ્યું નહિ. કેવી રીતે બોલવું ને કેવા અવાજમાં બોલવું તે પણ તરત એની સમજણમાં આવ્યું નહિ. થોડીવારે એ બોલ્યો: 'હા, હું કેશવ નાયક છું. પણ તમે કોણ છો? અને આમ ક્યાં જાઓ છો?'

'મને ન ઓળખી—નાયકજી? હું તો દેવડી!'

દેવડીના અવાજમાં લેશ પણ ગભરાટ કે થરથરાટ ન હતો. પોતે અસ્પર્શ્ય જ હોઈ શકે એવી અચલ આત્મશ્રદ્ધાનો રણકો એમાંથી આવી રહ્યો હતો. કેશવને એ અવાજ અસર કરી ગયો: 'હું તો દેવડી!' જાણે કે એટલી ઓળખ દરેકને માટે બસ હોય.

'અત્યારે આમ ક્યાં જાઓ છો?' સેનાનાયકની ઢબે કેશવે પ્રશ્ન કર્યો.

સાધારણ—સહજ વાત કરતી હોય તેમ દેવડી બોલી: 'આમ? આમ હું તો જાઉં છું ખેંગારજીને મળવા! તમે?'

કેશવ સડક થઈ ગયો. ત્યારે પૃથ્વીભટ્ટ લાવ્યો હતો તે સમાચાર સાચા હતા. ખેંગાર આ તરફ જ આવી રહ્યો હતો. કનસડે દેખાવાને બદલે એ રાજમહાલય તરફના કોટના દરવાજા ભણી વળી ગયો હતો. પણ એ સમાચારે કેશવની તો એકદમ આકરી કસોટી શરૂ થઈ ગઈ. ત્વરિત નિર્ણય માગનારા—ને એક નિશ્ચય ઉપર આખા રાજના ભાવિનું અને પોતાના ભાવિનું પણ અવલંબન રાખનારા—અનેક પ્રશ્નો એની સામે ખડા થઈ ગયા. એની પાસે જે રહસ્યો હતાં ને જે પ્રશ્નો હતા તે કોઈની પાસે ન હતા. મુંજાલની પાસે ન હતા. દંડનાયક સામે ન હતાં. મહારાજની

પોતાની સામે પણ ન હતા. અત્યારે—આ ક્ષણે, એ ઊભો હતો એ જ સ્થળે—એણે તાત્કાલિક નિર્ણય કરવાનો હતો. તે દેવડીને રોકી દે—ખેંગારને માટે નિર્ણય કરે—એને મહારાજની આજ્ઞા પ્રમાણે નજર તળે રાખે—તો શું થાય? એમ ન કરે તો શું થાય? એના કાનમાં લચ્છીના શબ્દોના ભણકારા વાગી રહ્યા. રુદ્રશર્માની નિશ્ચયાત્મક ભાવિવાણી એને સંભળાણી. એ વાણી ન હોય—તો પણ અત્યારે પાટણમાં દેવડીએ જ મહાન ઘર્ષણ સર્જાવ્યું ન હતું? એને રોકવી એનો અર્થ સ્પષ્ટ જ હતો—ઘર્ષણમાં પાટણને આગળ ધસડવું. ત્યારે એને ન રોકવી? તો એનું સેનાપતિપદ ન લાજે? એનું શું? એની પોતાની કીર્તિનું શું? પાટણની પ્રતિષ્ઠાનું શું! મહારાજની આજ્ઞાનું શું?...પણ.. પણ એ બધું ઠીક; મહારાજ, જે એના મિત્ર હતા..તેમનું શું? દેવડીને એ એમ તો ન જ રોકે—કેવળ ખેંગાર ઘા મારી ન જાય માટે રોકે—પણ પછી..પછી શું? એના મિત્રનું? તેણે પોતાનો સંકલ્પ એને આધારે દૃઢ કર્યો.

'ખેંગારજી તો ત્યાં ગયા છે—મહીડાને મળવા—અત્યારે આંહીં કેવા?'

'મહીડાને મળવા નહિ—મહીડાને મારવા. રા'ની તો એ પ્રતિજ્ઞા હતી. પૂરી કરીને પોતે આંહીં આવવાના છે. કાં તો હમણાં આવ્યા દેખાડું!'

'કેમ મહીડો મારગમાં બેઠો છે?'

'જોજનવા આઘે મળવાના હતા—સંકેત એ પ્રમાણે પોતે કર્યો હતો—એટલે મારગમાં જ ના? ને જોજન મારગ સોનરેખને શા હિસાબમાં? કેમ કોઈ સૈનિક તમારી સાથે

નથી—? આમ રોકવા જતા હશો રા'ને ?'

દેવડીના અવાજમાં રહેલી ખડકની અડગતાએ કેશવને ઘડીભર તો મુગ્ધ કરી દીધો. પણ એને તરત સાંભર્યું કે આ નારીમાં રહેલી આ ગજબનાકની અડગતા જ સર્વનાશને નોતરવા સમર્થ છે! જીવનમૃત્યુના આ સમયે પણ જાણે કાંઈ જ ન હોય તેમ એ વાત કરી રહી હતી! અશ્રદ્ધા ને આશંકાથી પર એના અદ્દ્ભુત વ્યક્તિત્વે કેશવને એક ઘડીભર તો આંજી દીધો.

'ખેંગારજી ત્યાં આવ્યા હશે—તો નજર તળે રહેશે. આ રાજમહાલયને માર્ગે અત્યારે કોઈથી જવાતું નથી. તમે બે પગલાં આગળ ભરશો ને પહેરેગીરો તમને અટકાવશે. આંહીંથી જ તમે પાછાં ફરો!'

'કોને મને પહેરેગીરો અટકાવશે? કેશવ નાયક! તમને હજી અનુભવ નથી. રા'ની સોનરેખ આવી રહી છે—અને હું ત્યાં મળવા જાઉં છું રા'ને—મને કોઈ રોકી ન શકે. મને શું કરવા રોકે? તમને ખબર છે કે રા' કેમ આવ્યા છે?'

'ના, કેમ?'

'ત્યારે હું અત્યારે રા' સાથે જૂનાગઢ જાઉં છું! રા' એટલા માટે આવ્યા છે!' દેવડીએ અત્યંત દૃઢતાથી અને શ્રદ્ધાપૂર્વક ઉમેર્યું :

'પાછા ફરવાનું તો તમારે હોય. તમારે મુંજાલ મહેતાને ને મહારાજને ખબર આપવા જોઇશે! તમારે કોટિધ્વજનો ઉપયોગ કરવો પડશે—નાયકજી! વખત છે, એટલે પાછા તો તમે ફરો!'

હવે ? દેવડીની વાણી એટલી તો સહજ હતી કે કેશવ એના એક શબ્દને પણ પૂરેપૂરો જાણે સમજી જ શક્યો નહિ. દેવડી પોતે ઊઠીને આવી વાત કરે—એ એને એટલી તો અસંભવિત લાગી, કે ઘડીભર તો એને આ કોઈ ભૂત એ રૂપે આવ્યું હોય એવી શંકા થઈ !

'જુઓ—આ અવાજ—કેશવ નાયક !' દેવડીએ અંધારામાં ધ્યાન ખેંચ્યું : 'સંભળાય છે ? શબ્દ કાને આવ્યો તમને ? સંભળાય છે ?'

કેશવ નાયકે કાન દીધા. અંધારા ઉપર ચડીને ચાલ્યો આવતો, સોનેરી ઘુઘરીઓનો મંદ અવાજ જાણે એને કાને પડ્યો.

'રા' સોરઠના, ચોરની પેઠે ન આવે, કેશવ નાયક ! સોનરેખના સુવર્ણઝાંઝરનો ધીમો ઝંકાર પણ જુઓ, આ આવે ! સાંઢણીને ગળે ઘુઘરીઓ ધમકતી હશે—આખે રસ્તે અંધારું જગાડતી સાંઢણી ચાલી જાતી હશે, પાછળ વા'ર ચડી હશે, તીરની તો રમઝટ બોલતી હશે—નાયકજી ! રજપૂતીનો એ રંગ તમારી કલ્પનામાં ન આવે ! તમે કેશવ નાયક ! હવે પાછા ફરો. અહીંથી ફરો, મારો રસ્તો તો આંહીં જ અટકે છે. રા'ની સાંઢણીનો અવાજ તો આ પાસે ને પાસે આવ્યો. તમને સોનરેખની ઝડપની ખબર નથી લાગતી ?'

કેશવને શું બોલવું તે સૂઝયું જ નહિ. હરપળે એની પોતાની સ્થિતિ મુશ્કેલ બનતી હતી. ને દેવડી માટે તો ભયંકર પરિસ્થિતિ ઊભી થતી હતી. એને સમયનો ખ્યાલ આવી ગયો. એક પળ પણ હવે ગુમાવવી એ આખી સંકલનાને

છિન્નભિન્ન કરી, સર્વનાશનાં બીજ વાવવા જેવું હતું. એને દેવડીની રજપૂતી રંગની વાત ગમી ગઈ. પોતે એ રીતે જ વાત ઉપાડી શકશે.

એટલામાં તો એક બાજુથી આવતી સાંઢણી, જરાક ઠમકીને ત્યાં જ ઊભી રહી. ઝડપથી રાણુંગે એને ઝોકારી. કૂદકો મારીને તરત રા' નીચે આવ્યો : ' દેવડી ! તમે આંહીં ઊભાં છો ? હાલો—ત્યારે હવે ઉતાવળ કરો—સોનરેખ તો આવી ગઈ છે ! એક પળ પણ હવે ખોવાની નથી—પડ આખું જાગતું લાગે છે ! સારું થયું, તમારો અવાજ મેં આંહીં જ પકડી લીધો !'

' મહીડાનું શું થયું, રા' ? ' દેવડીના દૃઢ અવાજે કેશવના તંતુએ તંતુને ઝણઝણાવી દીધો. આ તો જુદ્ધની જ દેવી છે કે શું ? અત્યારે મહીડાની વાત ? ખેંગાર પણ એ પ્રશ્ન સાંભળતાં જ, કાંઈક ભૂલ થઈ ગઈ હોય તેમ થંભી ગયો. એણે ઉતાવળે જવાબ વાળ્યો : ' હા, જુઓને, તમને કહેવાનું જ રહી જતું'તું ! મહીડો તો તળ રહી ગયો !'

' મહીડો તો એકલો હશે નાં ? આંહીંથી કોણ રાયઘણજી તમારી સાથે આવ્યા'તા ?'

' રાયઘણજી મારી સાથે ? રા'ને—દેવડી ! જીવનો એવો મોહ પડ્યો નથી. રાયઘણજી તો આંહીં હતા—પણ આ કોણ દેખાય છે તમારી પડખે—આઘેરું ? કોણ ઊભું છે ? '

' એ તો કેશવ નાયક છે !' દેવડીએ શાંતિથી પ્રત્યુત્તર વાળ્યો.

' કેશવ નાયક ? કોણ પાટણના સેનાપતિ છે તે ? ત્યારે તો તમને એણે નજર તળે આંહીં આણ્યાં હશે ?

એમ છે?' રા'નો અવાજ ધ્રુજી ગયો. 'પોતે આંહીં ખબર કાઢવા આવ્યા હશે—મારી—એમ? બીજું કોણ છે? રાણંગ! સાંઢણીને જરાક આઘેરી લે, ભા! થોડુંક પડ તો ખેલવા જોશે નાં!'

'આ તો સેનાપતિ કેશવ નાયક છે, રા!' એની રજપૂતીનો રંગ એ જાણે છે. એ તો મહારાજને ખબર દેવા જવાના છે. એની સાથે અત્યારે જુદ્ધ ન હોય! આંહીં એની નજર તળે કોણ છે? તમને ભ્રમણા થઈ લાગે છે!'

'ખેંગારજી! પડ આ જવા દો—અત્યારે. પડ તો હજી લાંબું છે. એ પળ પછી વાત આકરી હશે. મારું માનો તો ઊપડી જાઓ!'

કેશવ અચાનક બોલ્યો. એનાથી એ પ્રમાણે બોલાઈ ગયું. બોલાણા પછી એનો શબ્દે શબ્દ એને પાછો ખેંચવાનું મન થઈ આવ્યું. તેમ બીજી જ ક્ષણે એ પ્રમાણે બોલાઈ ગયું તે જ સારું થયું, એમ પણ એને લાગ્યું: કારણ કે પળેપળ કિમ્મતી હતી. કઈ ક્ષણે કોણ આવીને આંહીં ઊભું રહે એ શી ખબર?

'ખેંગારજી!' કેશવે વધારે સ્પષ્ટતાથી કહ્યું: 'પાટણમાં હજી બધાયે ચૂડલા નથી પહેર્યા હો! એક મહીડાને માર્યો એમાં તો એવું મોટું શું પરાક્રમ થઈ ગયું? પણ રાત હવે ગળતી આવે છે—તમારે જાવાનું આઘેરું છે. ભાગવું હોય તો ભાગો—હજી વખત છે—પછી તો ભાગતાં મોં ભારે પડશે! આંહીંથી આવવાવાળા આવશે—તમતારે ઊપડો! આંહીં ક્યાં નામી ઘોડાં નથી? કોટિધ્વજ છે, પરમારનો કંઠીરવ છે—પછી તો જુદ્ધ ક્યાંક

આંઈ જ થાશે !'

'તો, ભા ! ખાંભીયું તો તમે ય ખોડશો નાં ? ભલે ને માથાવઢ દુશ્મનાવટ રહી, પણ કાંઈ રજપૂતી વાંઝણી થઈ ગઈ છે ? તમે ઢળશો તો રાજિયા તમારા અમે લેવરાવશું; અમરલોકમાંથી જોઈ ને તમે ય છક્ક થઈ જાશો. ને અમે ઢળીએ તો, ભા! ખાંભીયું તમે ખોડાવજો! એમાં શું ? ઈ તો રજપૂતીનો કોઈ કાળે ન ભૂંસાય એવો રંગ છે! બીજી ભાગતાં શી ભોં ભારે પડવાની હતી? હજી સમો છે—તમતારે સૌને સાદ દેવો હોય તો દઈ લ્યો, ભા! કો' તો રણશીંગું અમે ફૂંકાવીએ ?' ખેંગારને કેશવના શબ્દોનો બીજો કાંઈ મર્મ સમજાયો ન હતો. એણે તો એમાં રજપૂતીનો શુદ્ધ અનોખો રંગ જ દીઠો હતો.

પણ કેશવે તો હરપળે પોતાની સ્થિતિ વિષમ થતી જોઈ. રા' આ, જૂનોગઢનો ગાંડો હતો. તેણે ધીમેથી કહ્યું : 'રા'! હવે જાવ, ભા ! જાવ—હું ઠીક કહું છું ! આવવાવાળા તમારી વાંસોવાંસ પગલું દબાવતા આવે છે ! સોનરેખનો ગરવ પણ ગળી જાશે—ભા! ઊપડો હવે !'

'કેશવ નાયકજી !' રા'ને સોનરેખની આબરૂ ઉપરનો ઘા ભારે પડી ગયો : 'સોનરેખ ઉપર તો જૂનોગઢનું સિંહાસન મંડાણું છે, ભા !'

'તે હશે. પણ હું ઠીક કહું છું, ખેંગારજી ! તમારી રજપૂતીને હું માની રહ્યો છું. તમે સ્પષ્ટ કહી દીધું. મારી ફરજ મેં બજાવી. હવે જે સમય જાય છે—એ તો પછી, ખેંગારજી ! હાથે કરીને તમે ઊલમાંથી ચૂલમાં પડો છો. તમને મારા જેવો કોઈ નહિ મળે !'

'તો સોનરેખ આ ઊપડી. આવો, દેવડી! મા જુગદંબાએ મેર કરી છે.'

'પણ રા' મારા! હજી એક વાત રહી ગઈ, તેનું શું? જુદ્ધ તો રજપૂતો લેતા આવ્યા છે ને દેતા આવ્યા છે. પણ તમારી જશગાથા તો ચારણો ત્યારે ગાશે, જ્યારે આ એકલો, અરધી રાતે અંધારે, તમને વેણ માટે મળવા આવનારો, મહીડો હંસરાજ—તમારે હાથે ખાંભી પામશે! એ ગમે તેમ પણ સામી છાતીએ વીરની પેઠે મર્યો. એના મરણને તો જીવતો નર નમે—રજપૂતી તો એમાં રહી છે. એ ખાંભી તો—હજી બાકી રહી, રા'! એનું શું? તે પે'લાં આંહીંથી જાશું તો કાળી ટીલી ચડશે!'

'ખાંભી મહીડાની કરાવવી.. કરાવવી.. સાચું.. તમે તો, દેવડી! ભલી યાદ દેવરાવી.. આ સોનરેખ..'

કેશવને રા' ને દેવડી બન્નેનાં મૃત્યુગીત સંભળાયાં. તેણે ઉતાવળે કહ્યું: 'રા' ખેંગારજી! અમે પણ આંહીં શોણિતભીના વીરજુદ્ધનો મહિમા સમજીએ છીએ હો. મહીડાની ખાંભી તો ખોડાશે—ને એવી ખોડાશે—કે ત્યાંથી નીકળનારો બે ઘડી જોઈ રે! એના ઉપર એક પથરો મૂકવાનો ન હોય. બર્બરક એને કંડારશે. અને આ કેશવ પોતે મૂકી આવશે! સોમનાથ ભગવાનને નામે એ થાશે. પણ એને સમો લાગે! ઉતાવળે આંબા ન પાકે! બાકી, મહીડાજીનું નામ પણ વણલખ્યું નહિ રહે!' આ ગાંડું જુદ્ધઘેલું. રસિક જુગલ હવે તો આંહીંથી ઝટ ભાગે તો સારું એવી ધારણાથી કેશવે કહ્યું.

દેવડી ધીમું મીઠું વહાલભર્યું હસી: 'નાયકજી!

તમે તો દિયરજી જેવા જ વીરત્વના પૂજારી લાગો છો. દિયરજી પણ એવા જ છે, કેમ રા' ? આમ કરતાં કરતાં ક્યાંક જૂનોગઢના થઈ જાવ નહિ !'

'હા, બા ! આવોને જૂનોગઢ—ગિરનારની છાયા જેણે જેણે જોઈ છે, એને તો પછી અમરલોક એની ઓઠ લાગે છે, બા ! દેવડી ! કેશવ નાયકજીએ તો એવી રજપૂતી બતાવી છે કે એની અવગણના હવે નો'ય ! હવે સમો જાય છે. સોનરેખ પણ ઉતાવળી થઈ છે. એને એની આબરૂની પડી છે. હા બાપ ! હા, આ આવ્યા . . સે !'

'કેશવ નાયક ! ' દેવડી બે પગલાં આગળ વધતાં જ પ્રેમથી બોલી: 'જૂનોગઢ આવો તો મળ્યા વિના જતા નહિ હો.' એને કેશવની રજપૂતીનો રંગ કાંઈક ઓર જ લાગ્યો. તે પોતાનો પાલવ સંકોરતી—વીજળીના જેવી ત્વરાથી સોનરેખ પાસે આવી ને ઊભી રહી. બેઅાર ઉપર કૂદી પડ્યા. તેણે હાથ લાંબો કરીને દેને સાંઢણી ઉપર લઈ લીધી. સાંઢણી ઉપર એ ચડી ન ચડી—ને બેંઆરે પાછળ બેસીને દોરી લીધી ન લીધી—કે સોનરેખ, પોતાની હમેશની ઢબે, ઝડપ કરતીકને ઊભી થઈ ગઈ.

'રા' ! ' દેવડીએ પાછું વળીને રા'ની સામે જરાક મોં મલકાવ્યું : ' તમે ભુલકણા લાગો છો. દોરી લાવો મારી પાસે. ને તમે તમારું કામઠું સંભાળો. તીર તો ભાથામાં ભર્યાં છે કે, રાણંગ ! પાટણવાળા—પહોંચશે—કોક તો પહોંચશે નાં—તો આખે રસ્તે રમઝટ બોલતી આવશે !'

'જાદવકુળ તો પહેલેથી જ, દેવડી ! એમ રમઝટ તીરના વરસાદમાં પડતા પ્રેમરંગે રંગાતું આવ્યું છે ! જૂનોગઢને ક્યાં આવી નવાઈ છે ? ડાઘ તો નામને તો બેસશે—જો

કોઈ પાછળ ફરકશે નહિ તો! આવશે તો તો આબરૂ વધશે! ઉપાડી મૂકો ત્યારે— સોનરેખને! બાપ! સોનરેખ—જૂનોગઢની રાણી!'

દેવડીએ સાંઢણી હંકારતાં જ હાથ લાંબો કરીને ઉમળકાથી કહ્યું: 'કેશવ નાયકજી! જૂનોગઢ આવજો, આવજો—ને આવો તો ચોક્કસ મળજો. એમ ને એમ ભાગી જાતા નહિ!'

કેશવે બોલ્યા વિના માત્ર બે હાથ જોડીને માથું નમાવ્યું.

'જે મા જુગદંબે! જે મા ભવાની!' સોનરેખને જેવી દેવડીએ ઉપાડી કે રા'એ તરત દશે દિશા ગજવતું રણશિંગું ફૂંક્યું.

'ઓય ગાંડો!' કેશવ મોટેથી બોલ્યો: 'પોતાનો નાશ પોતે લઈ જાય છે ને પાછું રણશિંગું ફૂંકતો જાય છે!'

પણ કેશવના અવાજનો પડઘો શમે તે પહેલાં જ પાસે સળવળાટ થયો. કેશવ ભડક્યો. એ જ વખતે કાન ઉપર અવાજ આવ્યો.

'અલ્યા કોણ એ રણશિંગું ફૂંકતો ગયો? કોણ છે એ?' મુંજાલનો મોટો કડક દૃઢ અવાજ અંધારામાં ગાજી ઊઠ્યો. કેશવ મુંજાલને જોઈને સ્તબ્ધ જ થઈ ગયો.

'એ તો હું છું, મહેતા! હું રા'! જય સોમનાથ! કે'જો તમારા જેસંઘ મહારાજને કે જૂનોગઢને માર્ગે, સોનરેખ માથે દેવડી ગઈ છે! જે મા અંબા ભવાની!'

અંધારામાંથી રા'નો જવાબ સંભળાયો ન સંભળાયો, ને કસોટીના કાળા પથ્થર ઉપર જેમ સોનાની રેખા થઈ જાય—તેમ સોનરેખનાં બેચાર અંધારપ્રકાશી મહામોલાં નંગ ઝબૂકી ઊઠ્યાં.. ને બીજી ક્ષણે તો એ અદૃશ્ય થઈ ગઈ.

## ૪૦. મધરાતે પાટણે જોયેલું દૃશ્ય

**મુંજાલ** એ ક્ષણમાં જ વસ્તુસ્થિતિ સમજી ગયો. દેવડી રા'ની સાથે ઊપડી ગઈ હતી. કેશવે આ જાણી જોઈને કર્યું હોય, કે પછી ગાંડી રજપૂતીનો ઊભરો એને આવ્યો હોય. એ પોતે ઝાંઝણના સમાચારે આ બાજુ આવ્યો, કાંઈક સનસા લાગી; ઘોડાને એક બાજુ અંધારામાં રાખી ગુપચુપ અવાજ તરફ આવ્યો; દેવડીના કેશવને સંબોધાયેલા છેલ્લા શબ્દો એણે સાંભળ્યા, ન સાંભળ્યા, ને તરત તેણે પ્રકટ થઈને પડકાર કર્યો: પણ રા'ની સોનરેખ તો એ જ ક્ષણે ઊપડી ગઈ હતી. તે કેશવ તરફ જોઈ રહ્યો : 'કેશવ નાયક ! આ શું ? મહારાજને જવાબ શી રીતે અપાશે ? પળ બે પળમાં મહારાજ આવ્યા બતાવું—'

મુંજાલ આગળ બોલતો અટકી ગયો. તેને તરત સાંભર્યું કે આ ચર્ચાચર્ચીમાં ખેંગાર તો મારગ કાપ્યે જતો હતો.

'અલ્યા કોણ એ જાય છે ત્યાં ? કોણ છે ?' તેણે અંધારામાં બૂમ મારી.

એના જવાબમાં તરત દારણ આગળ આવ્યો :

'એ તો હું છું, પ્રભુ! હું ઢારણ!'

'દેવડાવાળો ?'

'હા, પ્રભુ!'

'કોટિધ્વજ મહારાજનો આંહીં લાવ. જા, દોડતો જા—ત્યાં મારો ઘોડો છે—લેતો જા. અરે! ઝાંઝણ!'

'પ્રભુ!'

'આને ભૈ! જાવા દેજે—પરમારને પણ ખબર કરતો જા—દોડ—કેશવ નાયક! તમે પણ દોડો. અત્યારે બીજી વાત કરવાનો હમણાં વખત જ નથી. દોડો, જેટલા મળે તેટલા સૈનિકો લઈને રા'ની પછવાડે પડો. અને.. આપણે સૌને ખબર પણ કરો..' મુંજાલે પોતાની કેડેથી લઇને શંખ ફૂંક્યો ને અંધારાને જાગતું કરી મૂક્યું.

'ઢારણ! અલ્યા તું પરમારને મોકલ.. જલદી પરમારને મોકલ..!'

'પ્રભુ! પરમારને તો કનકચૂડ સાથે મહારાજે પોતે મોકલેલ છે!'

'કનકચૂડ સાથે? ઓય—ત્યારે—તું જલદી આવ—તું કોટિધ્વજને લઈને આવ..'

'કોટિધ્વજ તો આંહીં જ છે, પ્રભુ!'

'અરે! ઓટીવાર! ત્યારે બોલતો કેમ નથી? ત્યારે કેશવ નાયક! તમે મહારાજને ખબર કરજો. હુ તો ઊપડું જ છું—રા'ની પછવાડે. અલ્યા ઝાંઝણ! તું દરવાજે દરવાજે ખબર કરી દે—રા'ની પછવાડેના ભાગી જાય નહિ!'

'પણ એ સૌ તો ભાગી ગયા કે ભાગી જશે.. આ અવાજ આવે; જુઓને..' ઢારણ બોલ્યો.

'શેનો અવાજ?'

'આ જુઓને—!'

મુંજાલને સમય ઘણો જ જતો લાગ્યો. અવાજ તો આબરાના મજૂરોની કામગીરીનો થતો એણે સાંભળ્યો હતો. તે એકદમ કોટિધ્વજ ઉપર ઊપડવાના વિચારે આગળ વધ્યો: 'નાયક! હું તો જાઉં છું—હવે તમે આંહીંનું સંભાળજો. ને તરત નીકળજો. મહારાજને પણ ખબર કરજો. ચાલો, ઝાંઝણ—! તું રાજગઢીમાંથી—કનસડેથી—જેટલા મળે તેટલા સૈનિકોને તરત રવાના કરવાનું ભૂલતો નહિ. નાયક તમે પણ તરત ઊપડજો. મહારાજને ખબર કરી દેજો. રા'એ વર્દ્ધમાનપુરનો માર્ગ પકડ્યો છે. લ્યો ત્યારે...'

'જય સોમનાથ!' મુંજાલનો બોલવાનો શબ્દ અધૂરો રહી ગયો. ખડબડ ખડબડ અંધારામાં દોડ્યાં આવતાં ઘોડાંના દાબડાએ એનું ધ્યાન દોરી એને જરાક થંભાવ્યો. ત્યાં તો 'જય સોમનાથ!' કહીને, ઠારણ પોતે જ કોટિ-ધ્વજ ઉપર ચડી બેઠો, ને હાથ લાંબો કરીને, ઘોડાને ઉપાડતો જ બોલ્યો: 'મુંજાલ મહેતા! એ અવાજ તો આવે છે દેવડાની ઘોડાર આખી છૂટી ગઈ છે તેનો.'

દેવડીને આંહીં સુધી પહોંચાડવા આવ્યો ત્યારે જ ઠારણ પોતાના કામનો બંદોબસ્ત કરતો આવ્યો હતો. રણશિંગું ફૂંકાય કે તરત માલવ મદ્યવિક્રેતાઓ ઘોડારનાં ઘોડાં છૂટાં મૂકી દેવાના હતા. ખેંગારે ન ફૂંક્યું હોત તો એ ફૂંકવાનો હતો. એટલે ઠારણે શબ્દ સાંભળ્યો ને એ સમજી ગયો. દેવડીના મનસમાધાન પ્રમાણે મહારાજનો કોટિધ્વજ—હાજર તો હતો જ—પણ ખેંગારને એણે

ઊપડતો સાંભળ્યો ને એ પણ તરત 'આ બાજુ ઢળ્યો. હવે તેણે ઊપડવાની તક જોઈ લીધી. મુંજાલ પોતાના આશ્ચર્ય-માંથી બેઠો થાય તે પહેલાં જ કારણ બોલ્યો : 'લ્યો, ત્યારે જય મહાકાલ! મને તમે હજી ઓળખ્યો લાગતો નથી, મુંજાલ મહેતા? હું ખર્પરક! આજ તો જાઉં છું. વળી જનોઅમાં તમે આવો તો તમને પણ મદદ કરીશ. અમારો તો એ ધંધો થયો. લ્યો—જય મહાકાલ!'

એક ભયંકર સુસવાટ કરતું તીર ખર્પરકના કાન પાસેથી ચાલ્યું ગયું. મુંજાલે છેલ્લો શબ્દ સાંભળતાં જ એને વીંધી નાખવા નિશાન લીધું હતું.

પણ અંધારામાંથી ખર્પરકનું અટ્ટહાસ્ય આવ્યું, ને પવનવેગે દોડયા જતા કૃતિધ્વજની જરાક હણેણાટી સંભળાઈ.

મુંજાલ સ્તબ્ધ થઈને ઊભો રહી ગયો. કેશવ નાયક પણ ત્યાં ઊભો હતો. રા'ની પછવાડે, હવે એની સોનરેખને લગોલગ પહોંચે એવું, કોઈ ન હતું. આ કૃતિધ્વજ ગયો—અને જેમ વજ્રનો ઘા પડયો હોય તેમ બે ક્ષણ તો મુંજાલ બોલી શકયો નહિ.

થોડીવાર પછી તેણે ધીમેથી કહ્યું : 'કેશવ નાયક! તમે હવે સૈન્ય લઈને ઊપડો. હું મહારાજને ખબર .. .. કરું. પણ તમને ખબર નથી લાગતી .. તમે શું કર્યું છે આ ...'

'મહેતા! મેં જે કર્યું છે .. એ તો જુગજુગાંતર .. પણ એ વાત જવા દો! એ વાત સમજવાનો અધિકાર માત્ર મહારાજને છે!'

'એમ ?' મુંજાલ અત્યારે તો એનો ઘા ખાઈ ગયો. પણ એણે મનમાં તરત ગાંઠ વાળી લીધી. આને મહારાજના સાન્નિધ્યનો ગર્વ છે—એ હવે ગાળી નાખવો જોઈએ. ને આ સમો છે. અત્યારે એ વધુ કાંઈ બોલ્યો જ નહિ.

કેશવને પોતાની ભૂલ તરત સમજાઈ ગઈ. આની પાસે વાત પ્રકટ કરવી નકામી હતી. એને જે ખબર હતી તેટલી જ ભલે રહી. વધારે સ્ફોટ કરવો નિરર્થક હતો. પોતે જે કર્યું તે કર્યું. એના પરિણામ માટે એણે, એક પણ શબ્દ સામે ઉચ્ચાર્યા વિના, તૈયાર રહેવાનું હતું. બોલવાથી—માત્ર ગેરસમજણ થવાની હતી. તેણે મૂંગું રહેવાનું હતું ને મૂંગું જ સહન કરવાનું હતું. તેને પોતાના સર્વનાશની પળ આવતી દેખાઈ. પણ તે સ્વસ્થ હતો, અને તેણે વાતનો વળાંક બદલી નાંખ્યો :

'મહેતા ! તમે રાજદ્વારી પુરુષ છો. મંત્રી છો. રાજનીતિજ્ઞ છો. તમને શી ખબર પડે રજપૂતીની ? તમને શી ખબર પડે મૈત્રીની ? તમને શી ખબર હોય—આવે વખતે એક રતીભાર આમ કે તેમ થાય તો જુગજુગાંતરમાં વાત રહી જાય તેની ?'

મુંજાલ મહેતાએ વાત મૂકી દીધી. તેને લાગ્યું કે તે પોતે મહાન આપઘાતી કામ કરી રહ્યો છે—અમૂલો અવસર એળે જવા દે છે. 'ત્યારે, નાયક ! તમે આંહીંનું સંભાળજો . . હું તો જાઉં છું . . ખેંગારની પછવાડે. મહારાજને ખબર કરજો . .'

એટલામાં એણે પૃથ્વીભટ્ટને ત્યાં હાથ જોડીને ઊભેલો જોયો. બનાવોની પરંપરાથી એ સંક્ષોભ પામ્યો હતો. એનું

મસ્તક કયું કામ પહેલું કરવું એનો નિર્ણય કરવાના પ્રયત્નમાં ફાટ ફાટ થતું હતું. ત્યાં પૃથ્વીભટ્ટને ઊભેલો જોઈને વળી એના પેટમાં નવી ફાળ પડી. 'પૃથ્વીભટ્ટ! શું છે તમારે?' તેણે ઉતાવળે પૂછ્યું.

'બીજું કાંઈ નથી, પ્રભુ! જગદેવ પરમારજીને કનકચૂડ નાગ સાથે જવું પડયું—મહારાજની આજ્ઞા મળી એટલે—ત્યારે એક સંદેશો મૂકતા ગયા હતા—નાયકજીને આપવાનો—'

'આ રહ્યા નાયકજી! બોલો—'

પૃથ્વીભટ્ટ આગળ સર્યો. તેણે કેશવ નાયકના કાનમાં કાંઈક વાત કરી. નાયક એકદમ વ્યગ્ર થઈ ગયો લાગ્યો.

'શું છે, કેશવ નાયક?'

'મંત્રીશ્વર! હું હમણાં આવું છું. મહારાજ અહીં આટલામાં જ છે!'

'આટલામાં જ છે, એટલે? મહારાજ પોતે?'

પણ કેશવ નાયક જવાબ આપવા થોભ્યો નહિ. તે તરત દોડયો ગયો. મુંજાલ એને જતો જોઈ રહ્યો.

કેશવ નાયકને તો પૃથ્વીભટ્ટે સમાચાર આપ્યા હતા કે થોડે સુધી સાથે જઇ, પછી જગદેવને કનકચૂડ સાથે મોકલીને, મહારાજ પોતે તો બર્બરક પાસે અત્યારે જઈ રહ્યા હતા. જગદેવે પૃથ્વીભટ્ટ સાથે મોકલેલો સંદેશો ટૂંકો પણ અર્થવાહી હતો: 'એક પળ ગુમાવશો તો એવી પળ પાછી આખા યુગમાં તમને નહિ મળે, કેશવ નાયક!'

કેશવ એનો અર્થ સમજી ગયો. એને મન અત્યારે આ વસ્તુ જ મહા મૂલ્યવાન હતી આજની પળ સચવાઈ

જશે—તો બધું બરાબર જ થઈ રહેશે. મહારાજ હજી તો આંહીંની વાત જાણતા પણ ન હતા. રણશિંગું ફૂંકાયું તે રા' ભાગ્યો છે એ વાત હજી એમના લક્ષમાં નહિ હોય! એટલા માટે તે એકદમ દોડ્યો જ ગયો.

જયસિંહ સિદ્ધરાજ એકલો અંધારામાં ને અંધારામાં રાજમહાલયને માર્ગે ચાલી રહ્યો હતો. એણે પહેલાં રણશિંગું સાંભળ્યું. પછી શંખનો અવાજ આવ્યો. એને કાંઈક નવાજૂનીની શંકા પડી. તે પોતાનું કામ ત્વરાથી પતાવી લેવા ઉતાવળે આગળ ધસ્યો. એણે અચાનક પોતાના પગ પાસે કોઈને પડતું જોયું ને એ ચમકી ઊઠ્યો.

'અલ્યા કોણ છે એ? શું દુઃખ છે તારે? બોલ!'

મહારાજનો શબ્દ સાંભળતાં જ કેશવનું હૃદય આનંદથી અને શોકથી ઊભરાઈ આવ્યું. આનંદથી એટલા માટે કે એનો મહારાજ 'શું દુઃખ છે તારે?' એવો વિક્રમી પ્રશ્ન પૂછવાનું પરાક્રમી માનસ ધરાવતો હતો.

હરેકને એમ એ પૂછી શકે ને પોતે એ દુઃખનો ભાર ઉપાડી પણ શકે—એવું સામર્થ્ય મેળવવા માટે તો પોતાના જીવનની ક્ષણેક્ષણ પરિશ્રમ કરવો પડે તો ભલે—પણ એ મેળવવા એ તલસી રહ્યો હતો. ને શોક એટલા માટે કે એણે આવા મિત્રનો દ્રોહ કર્યો હતો!

'પ્રભુ! મારે દુઃખ નથી—દુઃખ તો તમે છો ને આંહીં કોને હોય—? પણ મારી એક વિનતિ છે!'

'અરે! આ તો કેશવ છે! કેશવ? શું છે અલ્યા તારે? બેઠો થા, બેઠો થા—શું છે? આ રણશિંગું કોણે ફૂંક્યું? કાંઈ નવાજૂની છે?'

'મહારાજ!' મુંજાલ કેશવની પાછળ જ આવી પહોંચ્યો હતો. તેણે પ્રત્યુત્તર ઉપાડી લીધો: 'એણે ગફલત કરી છે, પ્રભુ!..પણ એ બધું પછી થઈ રહેશે!'

'શું છે, મુંજાલ મહેતા? આ બધું શું છે? શું છે કેશવનું?'

'મહારાજ! એક પળ પણ ગુમાવવાની નથી. કેશવે તમને કહ્યું હશે નાં? ખેંગાર પાટણનું નાક વાઢીને ભાગી ગયો!'

'પાટણનું નાક વાઢીને? ખેંગાર? આ રણશિંગું એણે ફૂંક્યું'તું?'

'હા, પ્રભુ! ખેંગાર દેવડીને ઉપાડીને ભાગી ગયો!'

'કોને! મારી દેવડીને?' સિદ્ધરાજનો અવાજ સાંભળતાં તો કેશવ પણ ધ્રૂજી ઊઠ્યો. એક શબ્દમાં જ એણે કાંઈ ને કાંઈ કહી નાખ્યું હતું.

મુંજાલે એને ટાઢો માર માર્યો: 'હા, મહારાજ! તમારી ગણો તો તમારી—પણ દેવડીને ખેંગાર ઉપાડી ગયો!'

'હેં! કેશવનાયક? મુંજાલ મહેતા શું કહે છે? તું ક્યાં હતો? ક્યારે ઉપાડી ગયો? ખેંગાર તો મહીડાને ત્યાં ગયો હતો ને? ક્યારે એ પાછો આવ્યો? આજ તો આવે તેમ ન હતો! આજ તો એ શાંત હતો—ત્યાં મહીડાને મારવા ગયો હતો ને?'

'મહીડાને મારીને હમણાં જ આવ્યો—'

'અને હમણાં જ ઉપાડી ગયો?'

'એ પળ થઈ છે, પ્રભુ!' મુંજાલે હાથ જોડ્યા: 'બીજી બધી વાત પછી રાખો—પહેલાં ખેંગારની પછવાડે પડો!'

'લાવો, કોટિધ્વજ લાવો—ને સૈનિકોને તૈયાર કરો. વર્દ્ધમાનપુરનો માર્ગ જ એણે પકડ્યો હશે!'

મુંજાલ ને કેશવ બન્ને સ્તબ્ધ ઊભા રહ્યા: 'કેશવ! તું દોડ, જા . . રાજમહાલયના કોટના દરવાજા પાસે ઠારણ ઊભો હશે. મેં એને ત્યાં ઊભા રહેવાનું કહ્યું હતું . . હમણાં જ ગયો છે!'

'પ્રભુ!' ઝાંઝણનો અવાજ સાંભળીને મુંજાલ ચમકી ગયો. બનાવોની પરંપરા હજી પણ આવી જ રહી હતી કે શું—? તે ગભરાટમાં બે ડગલાં પાછળ હઠ્યો: 'શું છે, ઝાંઝણ? જલદી બોલી દે. શું છે તારે!'

'ઘોડાર—દેવડાની સળગી ઊઠી છે, પ્રભુ! ને ઘોડાં તમામ છુટ્ટાં ભાગ્યાં છે—! દેવડાજીને કહેવરાવવા માણસ મોકલ્યું છે!'

'ત્યારે તો ધા—આ સોરઠી બરાબર મારી ગયા છે—એમ બોલોને. ચાલો, આપણે ત્યાં ચાલો પહેલાં—ને પછી ઊપડીએ!'

'મહારાજ! રાજમાતા પણ ત્યાં છે!'

'ક્યાં?'

ઝાંઝણે હાથ જોડ્યા: 'મહારાજ! મદનપાલની હવેલી સળગી ઊઠી છે. ને ત્યાં મોટી હાલકડોલક થઈ ગઈ છે. સૈનિકો ને પ્રજાજનો આગ બુઝાવવાના કામમાં પડ્યા છે! આ બુમરાણ સંભળાય! રાયઘણજી ને એ

સૌ તો સાંજે જ કોટ બહાર મંદિરમાં રહ્યા હતા—એટલે બચી ગયા છે !'

'અરે ! એનાં તો આ કામ છે—'

'આપણે સૌ—ત્યાં ચાલો—'

'પણ મહારાજ !' કેશવે બે હાથ જોડયા : 'આ રા' ઘા મારીને ભાગ્યો છે—એને પડકારવા પહેલાં કોઈકે ઊપડવું જોઈએ. મહારાજની આજ્ઞા હોય તો હું ઊપડું !'

મુંજાલ કેશવને સાંભળી રહ્યો. તેણે અત્યારે કાંઈ પણ ન કહ્યું.

'કોટિધ્વજ તો સલામત છે ને, ઝાંઝણ ?'

'કોટિધ્વજ ? એને તો—મહારાજ ! પેલો ઠારણ ઉપાડી ગયો ને ? એણે તો . . . ઘા એવો માર્યો છે કે નાક કાપી નાખ્યું છે !'

'હેં ! કેશવ નાયક ! આ વળી શું કહે છે ? કોટિધ્વજને ઠારણ ઉપાડી ગયો—એમ ? આ શું ?'

'પ્રભુ !' મુંજાલે બે હાથ જોડયા : 'મહારાજે દેવડાની ઘોડારમાં કોટિધ્વજ રાખ્યો હતો—એ તો ખબર છે નાં ? ને પેલો ઠારણ—એ તો ખર્પરક હતો !'

'આ . . હા ! ત્યારે તો . .' સિદ્ધરાજને પેટમાં ટાઢો શેરડો પડી ગયો. તેનાથી આ ઘા સહન થતો ન હતો. પણ એણે પોતાની સ્વસ્થતા ડગવા ન દીધી : 'કેશવ ! ત્યારે તો તું ખેંગારની પછવાડે જા. સૈનિકો લઈને ઊપડો ! અમે વાંસોવાંસ આવીએ છીએ ! પરમારજી પણ નથી. હવે તો જે છે તે—પાછળ પડો !'

પૃથ્વીભટ્ટ એક કોઈ સૈનિકને લઈને આવી રહ્યા

હતો : 'મહારાજ ! ખેંગારનાં માણસો રાજમહાલય તરફના કોટનો દરવાજો ભાંગતાં હતાં—ત્યાં ઝપાઝપી થઈ ગઈ છે. ખેંગાર પણ હતો. આપણું સેન પછવાડે પડયું છે—પણ સોનરેખને કોઈ પહોંચે તેમ નથી ! એટલે એ છટકી ગયો !'

'ત્યારે, મહારાજ ! કર્ણાવતી પણ માણસ મોકલીને કહેવરાવી દઈએ. કેશવ તો ભલે તરત ઊપડે. ને આ તરફ ફરીને બધું જોઈને આપણે પગલે પગલું દબાવો. ઝાંઝણ ! તું ઘોષ કરાવીને કનસડે દરવાજે થાય તેટલાં માણસ ભેગાં કરી લે..'

'ખેંગાર ભાગી ગયો છે, પૃથ્વીભટ્ટ ! કે હજી ઝપાઝપી ચાલે છે?' સિદ્ધરાજે અત્યંત શાંતિથી પૂછ્યું.

'ખેંગાર તો ભાગી ગયો છે પ્રભુ ! આપણું સેન એને પહોંચે એમ નથી. એની સાંઢણી ભારે ઝડપી રહી !'

એક ઘડીભર સિદ્ધરાજ એમ ને એમ ઊભો રહ્યો. દેખીતી રીતે આ ઘા ઝીલી લેવો એને આકરો પડતો હતો. પણ તેણે બે ક્ષણમાં પોતાની સ્વસ્થતા પાછી મેળવી લીધી. તે બોલ્યો ત્યારે એનો અવાજ એકદમ સ્વચ્છ હતો—પણ એમાં રહેલી મક્કમ દૃઢતાએ, કેશવને પોતાના નિર્ણય વિષે વધુ શ્રદ્ધાવાન બનાવ્યો : એમાં સોરઠના સર્વનાશનો ટંકાર હતો.

'મુંજાલ મહેતા ! મેં તમને કહ્યું નથી કે મારે ઘોડાં ને સાંઢણીનાં મારભાગ જુદ્ધ હવે કરવાં નથી ? રા' ખેંગાર ભાગી ભાગીને ક્યાં જવાનો છે? દરિયો પાર તો કરવાનો નથી નાં ? જૂનોગઢની એની અજિત ગિરિમાળાનો એને ગર્વ છે. તો એ અજિત ગિરિમાળાને તોડવા આપણે

કાલે જ પ્રયાણ કરો. પરમ દિવસ પણ નહિ, વહેલી પ્રભાતથી જ બર્બરક અને એના સેનને, વર્દ્ધમાનપુર ભણી રવાના કરો. આંહીંથી મજૂર, ગાડાં, સરસામાન, હાથી, ઘોડાં, માણસ, સેન, વર્દ્ધમાનપુર તરફ ઊપડવા માંડે. ત્યાંનો કોટકિલ્લો શરૂ કરી દ્યો—આવતીકાલે પ્રભાતે જ આંહીંથી સૌને ચાલવાનું કરો. વર્દ્ધમાનપુરનો કિલ્લો થાય—એટલે આપણું વધુ સેન આંહીંથી ઊપડશે. ઝાંઝણ! કાલે પ્રભાતે રણભેરીની ઘોષણા કરી, સોરઠ સામે આપણું જુદ્ધ જાહેર કરો—ને કોઈ પણું ઠેકાણે કોઈ પણ સોરઠી હોય—તે તમામને નજર તળે મુકાવી દો. મુંજાલ મહેતા! આપણે ચાલો—પહેલાં સળગતું ઠારો. રા'ની પછવાડે આંહીંથી હવે કોઈ નહિ જાય—એટલે એનો બિચારાનો અરધો હરખ તો એમ ને એમ માર્યો જશે! એની સોનરેખ ઊડતી હોય ને પાછળ દોડવાવાળા લબડતા આવતા હોય—અને આખો મુલક એ જોતો હોય એમાં એણે પરાક્રમની પરાકાષ્ટા જોઈ હતી. એણે ધારણા પણ તમે પાછળ લબડતા દોડશો એવી રાખી હશે. આપણે એની ધારણા પ્રમાણે જુદ્ધનો રંગ પકડવો નથી. હવે એને જરાક આપણા જુદ્ધનો રંગ જોવા દ્યો. અને કેશવ!' મહારાજ અચાનક બોલ્યા: એના અવાજે મુંજાલને અટકાવી દીધો: 'તું કાલે પ્રભાતે મને મળજે. તારે માલવા જવાનું છે!'

મહારાજનો છેલ્લો આજ્ઞાવાહી રણકો કેશવને વજ્રના ઘા સમો લાગ્યો. મુંજાલ સાંભળી રહ્યો. મહારાજને કેશવની અવ્યવસ્થા સ્પર્શી ગઈ હતી તે તેણે તરત જોઈ લીધું.

કેશવ કાંઈ બોલ્યો નહિ. પણ તેના હૃદયમાં એક

ઊંડો આનંદ ઊઠતો હતો : એણે ગમે તેમ પોતાના મહારાજને ઉગાર્યા હતા. એના મનથી એણે મહાન કાર્યસિદ્ધિ કરી હતી. તેણે બોલ્યા વિના જ બે હાથ જોડીને મહારાજને નમસ્કાર કર્યો : ને તરત દેવડાની ઘોડાર તરફ જવા માટે પગ ઊપાડ્યો.

એ ક્ષણમાં તો વાતાવરણ બદલાઈ ગયું. રા' ઘા મારીને ભાગી ગયો છે એ વાત જ જાણે ક્યાંય રહી ન હતી. સૌ કાંઈક અકસ્માત થઈ ગયો હોય તેમ કામમાં પડી ગયા. રા', રા'ની દોડભાગ, પાટણનો દરવાજો—ને દેવડી—ભૂલી જવા માટે હોય તેમ સૌ ભૂલવા મથી રહ્યા.

અને એને બદલે સોરઠી જુદ્ધની વાતો કરવા મંડી પડ્યા.

## ૪૧. સોરઠી જુદ્ધ આવે છે!

**હવેલી** અને ઘોડારની આગ શમવા આવી—ઘોડાં ઘણાંખરાં કબજે આવી ગયાં, ને સૌ પોતપોતાને સ્થાને જવા નીકળ્યા, ત્યારે મુંજાલે એક ચકોર દૃષ્ટિ ચારે તરફ ફેરવી. એણે મહારાજને—એક બાજુ ઉપર શાંત ઊભેલા દીઠા. તે સમજી ગયો. જાણે કાંઈ ન હોય તેમ મહારાજ આ ઘા સહન કરવા મથી રહ્યા હતા—પણ એમના અંતરમાં એક મહાનલ પ્રકટ્યો હતો. તેણે સોરઠનું ભયંકર શોણિત-ભીનું જુદ્ધ આવતું દીઠું. લાટમાં—આંડો દંડનાયક છે—એટલે ત્યાં પણ જુદ્ધ થતું એણે જોયું. માલવામાં નરવર્મદેવના સમાચાર તો આજે જ ઝાંઝણે એને કહ્યા હતા. અને એ ધ્રૂજી ઊઠ્યો હતો. નરવર્મદેવ પાસે માલવામાં જેટલા હાથી હતા, એટલી તો પાટણમાં ભેંશો પણ ન હતી! ત્રણ ત્રણ જુદ્ધનો ભાર પાટણ ઉપર આવતો એણે જોયો.

'ઝાંઝણ!' એણે ઝાંઝણને બોલાવ્યો: 'તને કેશવ નાયક પ્રત્યે ભક્તિ હતી. તું ગમે તેમ પણ એને આધારે મોટો થયેલો હતો. કેશવ નાયક કાલે માલવા જાય છે. તારે જવું હોય તો તું તૈયાર રહેજે. ને આંહીં રહેવું હોય . .

તો, ઝાંઝણ! મેં તને નાણી જોયો છે. આંહી તારે માટે એક અનોખું સ્થાન ખાલી છે. વિચાર કરી જો!'

ઝાંઝણને પોતાનું માપ વધતું લાગ્યું. તેણે કેશવ નાયક કરતાં મુંજાલની મહત્તા વધી ગયેલી જોઈ હતી. મુંજાલ એને જમણા હાથ જેવો ગણતો હતો. એણે આંહીં પોતાનો અભ્યુદય દીઠો.

'આ સોરઠી જુદ્ધ આવે છે—' મુંજાલ બોલ્યો: 'અને તારે સોરઠ જાવું પડશે. તને જંગલનો અનુભવ છે. આ જુદ્ધ મહારાજ પોતે જ દોરવાના છે. તું વિચાર કરી જો!'

'પ્રભુ! મેં તો ક્યારનો નિશ્ચય કરી લીધો છે. હું હવે આ નગર તજી શકું તેમ નથી!'

'મેં પણ એમ જ ધાર્યું હતું,' મુંજાલ બોલ્યો: 'ત્યાં મહારાજ ઊભા છે..એ તેં જોયું?'

ઝાંઝણે મુંજાલે બતાવ્યું ત્યાં દૃષ્ટિ કરી. મુંજાલ આગળ બોલ્યો: 'તું આંહીંથી એ બાજુ જા. એ ત્યાં અમસ્તા ઊભા નથી. આજની વાતનો તાગ મેળવવા એ મથી રહ્યા છે. નાગરિકોની ઝીણામાં ઝીણી વાત એ સાંભળે છે. ઘણા તો એને ઓળખે તેમ પણ નથી. જો કોઈ મદ્ય વેચનારો—ભટકાણો! તું આંહીંથી એ બાજુ જા. મહારાજ પાસેથી નીકળજે..ને ઉતાવળે જાણે બોલવા ન માગતો હો, છતાં બોલાઈ ગયાં હોય તેમ, બેચાર વાક્યો બોલી નાખજે. તારો—કોઈ દોસ્તદાર ગોતી લેજે. મહારાજ તને પડકારે—તો જાણે ભય પામ્યો હોય તેમ મૂંગો રહેજે. બહુ આગ્રહ કરે તો વાત કરજે: "સોરઠી સેન જો કેશવના હાથમાં મુકાશે—ને કેશવ નાયક મહારાજનો મિત્ર છે માટે એને જ સોંપાશે—

તો રા'નો વિજય છે. સોરઠી સેન જાશે. સોરઠ જાશે. ને આબરૂ પણ જાશે. એક વખત ત્યાં આબરૂ ગઈ—પછી કાંઈ માળવા ધા કર્યાં વિના રહેશે?" આટલી વાત કરતા જવી. મહારાજ આગ્રહ કરે તો ખેંગારને, કેશવે જે રીતે જવા દીધો તે વાત જાણે કહેવા ઇચ્છતો ન હોય તેમ પરાણે પરાણે કહેજે. પાટણે પરાજય સહેવો ન હોય, તો આ રસ્તો છે. મહારાજે કહ્યું છે ખરું—કેશવને માળવા મોકલવાનું, પણ હજી નિશ્ચય કરે!' મુંજાલે સોરઠી જુદ્ધ આવ્યું છે એમ ધારીને જ વાત શરૂ કરી.

'અને બીજી એક વાત તું જાણે છે?'

'શી?' ઝાંઝણે પૂછ્યું.

'બર્બરક .. એક હંસ તૈયાર કરે છે. પારદની વરાળથી કે એવી કોઈ રચનાથી એ એને ઉડાડે છે. એવી જુક્તિ એની પાસે છે, એ સાચું?'

'હોય પણ ખરી, પ્રભુ! બર્બરકની પાસે વિદ્યા તો અદ્ભુત છે!'

'તો તું મહારાજને એ વાત કરજે. સોરઠી જુદ્ધમાં બર્બરક સાથે રહેવાનો છે. જે ઉપાસના માટે મહારાજ તૈયારી બતાવે છે—એ કરતાં આ યંત્ર જ વધારે મહાન છે. એ યંત્રના બદલામાં—બર્બરકનો ભાર ઉપાડવો એ ય વળી કાંઇક ઠીક!'

'પ્રભુ! હું બર્બરકને મળું?'

'શા માટે?'

'મહારાજને આ યંત્ર બતાવે!'

મુંજાલને વિચાર ગમી ગયો. એ વાત સિદ્ધ થાય તો

તો એનું મહત્ત્વ વધે. કદાચ ઝાંઝણની વાત એ માને. જંગલી જંગલીની ભાઈબંધી વખતે કામ લાગે. તેણે હા પાડી : ' ભલે . . મળજે . . ને પછી મને ખબર કરી જજે. કાલે સવારે મહારાજ કેશવને બોલાવે છે—ત્યાં આ વાત એમના મનમાં હોય તો સારું !' થોડીવાર પછી ઝાંઝણ એના કામ ઉપર ગયો. મુંજાલ ત્યાં ઊભો જ રહ્યો.

એને એક આશ્ચર્ય થયું. મહારાજે પોતે જ ઝાંઝણ સાથે ક્યાં પ્રયાણ કર્યું તે એ કળી શક્યો નહિ.

મહારાજ અને ઝાંઝણ બન્નેને જતા જોઈ એ ધીમે પગલે ત્યાંથી ચાલ્યો ગયો.

ઝાંઝણની યંત્રની વાત મહારાજને એકદમ ગમી ગઈ હતી. બર્બરક પાસે એવી વસ્તુ છે એ જાણીને તો એ છક્ક થઈ ગયા. એમણે અત્યારે જ ત્યાં જવાનો નિશ્ચય કર્યો. ઝાંઝણને એણે આગળ મોકલ્યો. પોતે પાછળ ચાલ્યા.

રાજમહાલયના કોટના દરવાજા પાસે તે પહોંચ્યા. મહારાજે દરવાજા તરફ દૃષ્ટિ કરી. હજી ત્યાં થોડી અશાંતિ હતી. ખેંગારે દરવાજામાં મારેલો ભાલો કાઢવા—સૈનિકો મથી રહ્યા હતા. કોઈ પોતાને ન દેખે તેમ સિદ્ધરાજ એને લેશ પણ મહત્ત્વ આપ્યા વિના આગળ વધી ગયો.

બર્બરક— અનેક પથરાઓની વચ્ચે મોટા ખડક જેવો બેઠો હતો. એણે મહારાજને જોયા અને બે હાથ જોડીને નમન કર્યું. એની આંખમાં એક પ્રકારનો એકાકી પરિશ્રમી જીવનનો થાકભરેલો વિષાદ આવી ગયો. તે કાંઈ બોલ્યો નહિ. તેણે મહારાજ સામે એક ખેદભરી દૃષ્ટિ કરી. પછી કાંઈ ન હોય તેમ એ પોતાને કામે લાગી ગયો. પિંગલિકા

ત્યાં બેસીને એને કામ કરતો જોઈ રહી હતી.

ઝાંઝણ પણ એની આગળ બેસીને એને કામ કરતો જોઇ જ રહ્યો હતો. આવો ભૂત જેવો જંગલી, અમરલોકના દેવો પણ જોવા માટે ઊભા રહે એવી શિલ્પસૃષ્ટિ ખડી કરી શકતો હતો, એ દૃશ્ય પોતે પણ ઓછું સુંદર ન હતું. મહારાજ ત્યાં શાંતિથી થોડીવાર બેઠા રહ્યા. બર્બરક કામ કરતો જ રહ્યો.

'કોઈ ન લઈ શકે, પિંગલિકા! કોઈ જ ન લઈ શકે. તું મફતની ઘેલી બની ગઈ'તી! એ પળ—ચાલી ગઈ. તેં જોઈ નાં? મહારાજ તો આપણું કામ જોવા આવ્યા છે!' બર્બરક પોતાના મન સાથે બોલતો હોય તેમ પોતાના કામને લેશ પણ મંદ કર્યા વિના, ધીમે અવાજે બોલ્યો.

મહારાજે એ સાંભળ્યું. એમનું માથું શરમમાં નીચું ઢળી ગયું. બર્બરકનો ભાર ઉપાડવાની અશક્તિના ખ્યાલે એમને ખેદ થયો. બનાવો એટલી ત્વરાથી બન્યા હતા—કે અત્યારે બર્બરકે આ વાત કહી, ત્યારે જ મહારાજને ખ્યાલ આવ્યો કે પોતે આંહીં જે કામ માટે આવવા માટે નીકળ્યા હતા એ પળ તો ચાલી ગઈ હતી! અને છતાં હજી બનેલા બનાવો તો સમજવાના બાકી જ હતા!

દરેક વસ્તુ એવી છે.. મેળવવી સહેલી, જાળવવી અઘરી. બર્બરકના જીવનમાં સ્પષ્ટ રીતે બે પ્રવાહ દેખાતા હતા. એક તો એનો ભૂતિયો—જંગલી, બહારનો, જીવન-પ્રવાહ હતો. બીજો કાંઇક ન દેખાય તેવો અપ્રકટ પ્રવાહ હતો. આ અપ્રકટ પ્રવાહ પ્રકટતો ત્યારે ઘડીભર વિસંવાદ ઊઠતો. ખડબચડા પથરામાંથી અચાનક મધુર સ્વર આવે એવું

જણાતું. જંગલી દેખાવનો . . . ભૂતિયો, ડરામણો, આવું બોલે—એ વસ્તુ પણ ડરાવે તેવી હતી !

બર્બરકના હાથમાંથી એક પછી એક ચીજ નીકળતી હતી. અત્યારે એ મંદિરના કંદોરામાં શોભે તેવી હાથીઓની હારમાળા પ્રકટાવી રહ્યો હતો !

'હું એક પૂછવા આવ્યો'તો, ભાઈ . . !'

'હા . . શું બોલોને ? . .'

'હું એક રીતે તારો જાતભાઈ,' ઝાંઝણ બોલ્યો, 'તું જંગલનો, હું પણ જંગલનો.' બર્બરક હસી પડ્યો. હાસ્ય ભયંકર હતું. વાણી સ્વચ્છ હતી : 'અરે ! ભૈ ! જાતભાઈ જ જાતભાઇને હણે. એટલા માટે તો હું માનવ આળસી ગયો !'

ઝાંઝણ શાંત થઈ ગયો. એણે જ બર્બરકનું સ્થાન પ્રકટ કર્યું હતું, તે બર્બરકને ખબર લાગી.

'શું કહેવું'તું તમારે—બોલોને ?'

'એવું કોઈ યંત્ર હોય . . હંસ જેવું કે ઊડણખાટલી જેવું—વીરવિક્રમની વાતમાં આવે છે ઊડવાનું—એવું ?'

ટાંકણાથી કામ ચાલતું જ રહ્યું. બર્બરક ઝાંઝણ સામે જોઈ રહ્યો :

'તમને કોણે કહ્યું ?'

'તારી પાસે છે . . એમ સાંભળ્યું'તું !' ઝાંઝણ બોલ્યો.

'બર્બરક! આપણે સોરઠના જુદ્ધમાં જવું છે. તારે સાથે આવવાનું છે. પહેલો કિલ્લો વર્ધમાનપુરનો રચવો છે,' મહારાજે કહ્યું.

બર્બરકે જવાબ આપ્યા વિના ડોકું ધુણાવ્યું. એમાં બન્નેનો જવાબ હતો.

'ત્યારે એવું છે કાં? તું જાણે છે?'

'મહારાજ! દુનિયા નાની છે, ને મોટી પણ છે. જે જેટલું જાણે તેટલી એની દુનિયા.'

ઝાંઝણે હિમ્મત કરી: 'યંત્રનો ભેદ તું મહારાજને ન બતાવે? મહારાજ એટલા માટે આવ્યા છે!'

એક ઘડીભર બર્બરક બોલ્યો નહિ. એ કામ કરતો જ રહ્યો. પછી ધીમેથી બોલ્યો—આ વખતે એનો બહારનો દેખાવ પણ બદલાઈ ગયો: 'મહારાજ! હું બર્બરક છું. હું જંગલી છું. પણ હું નરાધમ નથી. હું રાક્ષસ નથી. જે શસ્ત્ર વડે માણસનો માણસજાતમાંથી વિશ્વાસ ઊઠી જાય તેવી કોઈ કરામત હું બનાવું નહિ. બનાવું તો ચાલુ કરું નહિ. ચાલુ કરું તો એની પરંપરા સ્થાપું નહિ. ઊડણયંત્ર—હોઈ શકે—અને છે—એ હું જાણું, પણ હું એ કોઈને ન આપું! એ સોરઠી જુદ્ધ માટે મહારાજ માગતા હો—તો એમાંથી ન ભુંસાય એવી કાળી ટીલી મળશે! એમાં રજપૂતી ક્યાં રહી?'

'સોરઠી જુદ્ધ એવી કોઈ જબરી વસ્તુ નથી કે મહારાજ એ માટે આ માગે! પણ તારે ભાર—ઓછો નથી કરવો, બાબરા? તારો ભાર! મહારાજ વિના કોણ એ ઉપાડશે? આજની પળે નહિ તો હવે બીજી પળે— બીજો સમય પણ પાછો આવતો હશે નાં? વરસે—બે વરસે—તે વખતે—' ઝાંઝણે કહ્યું.

બર્બરકે ડોકું ધુણાવ્યું.

'વિક્રમ જેવા સત્ત્વશાલી વિના, બીજો એનો શો

ઉપયોગ કરે તેની શી ખાતરી ? એ તો પરદુઃખભંજની શસ્ત્ર છે, મહારાજ ! વિક્રમી માનસ વિના બીજો કોઇ એનો અધિકારી નથી. એ નહિ બને, મહારાજ ! મારો ભાર કોઇ ઉપાડે કે ન ઉપાડે..' બર્બરકનો અવાજ ને દેખાવ બન્ને ફરી ગયાં : 'પરિશ્રમનું દુઃખ મારું છે એથી હજાર-ગણું વધારે ભલે આવે, ભલે મારો ભાર મારા ઉપર જ રહે—અનંત કાળ સુધી ભલે રહે—હું અનધિકારીને કરામત દેખાડું, એના કરતાં તો જીવતો ખાડામાં દટાઇ મરું ! એ ન બને, મહારાજ ! એનો કોઇ અધિકારી નહિ હોય તો એ મારી સાથે મરશે. હું રાક્ષસ નથી કે વિદ્યાનો દુરુપયોગ કરું. હું તો જંગલી છું !'

બર્બરકને બોલતાં એટલો થાક ચડચો હતો કે તે એક ક્ષણ શાંત રહ્યો. પણ એણે તરત પાછું ટાંકણું હાથમાં લીધું: ને ગજની આકૃતિ સરજવા માંડ્યો.

## ૪૨. મુંજાલે શું કહ્યું ?

'મહારાજ! તમને ગાંડી રજપૂતીનો શોખ હશે—તો આ ત્રણે જુદ્ધ જે આવી રહ્યાં છે તે તમારો, મારો, પાટણનો ને દેશનો નાશ કરશે. નહિતર એમાંથી જ મહારાજ—અવંતીનાથ પણ થશે—અને મહારાજનું જે સ્વપ્ન છે વીરવિક્રમનું—એ પણ સિદ્ધ થશે. જુદ્ધ તો એ જીતે છે—જે જીતવાનો સંકલ્પ કરે છે. સોરઠનું સૈન્ય પ્રયાણની ઘોષણા—પ્રભાતે જ થઈ જાય—ને તરત ઊપડે—એમાં જ પ્રતિષ્ઠા હતી. આજે કેશવ તો તૈયાર છે જ! મુંજાલ—ઝાંઝણના સમાચારે, મહારાજને પાછો રાત્રે જ, મળવા આવ્યો હતો. સૈન્યપ્રયાણના ઘોષની વાત ફેલાણી હતી. મહારાજનું મન બદલાયું કે શું? એ મુંજાલને શંકા પડી. કેશવને દૂર કરવાની આ તક જાય—પછી તો એ એટલો સમર્થ થાય કે મહારાજના સાન્નિધ્યમાંથી ખસે જ નહિ! મહારાજને કેવી રાણી જોઈએ, કેવો કવિ જોઈએ, ને કેવો સચિવ જોઈએ ત્યાં સુધીની વાત એણે ને મહાદેવે એક હજાર એકસો ને આઠ વખત ચર્ચી હતી. કેશવને આજે રહેવા દેવાય જ નહિ. મુંજાલ બોલીને મહારાજ સામે જોઈ રહ્યો.

'સાંતૂ મહેતા—ને રાજમાતા બન્નેનો મત જુદો છે, મુંજાલ !'

મુંજાલ સમજ્યો—ત્યારે સોરઠી જુદ્ધ જો ટોલ્લે ચડે તો હજી અનેક નવા નવા સેનાપતિ ફૂટી નીકળે.

'પણ તો કેશવને તો મોકલો !'

'ક્યાં ?'

'વર્ધમાનપુર !'

'તને ઝાંઝણે વાત કરી લાગતી નથી !'

'શાની ? હજી . . તો મને એ મળ્યો જ નથી. છુટો પડયો ત્યાર પછી દેખાણો જ નથી !'

'ત્યારે—તારે થોડો ભાર ઉપાડવાનો છે !'

મુંજાલ મૂંગો રહ્યો. તે વાત સમજી ગયો હતો.

'કેશવ પ્રભાતે આહીં આવશે. એને માળવા જવાનું છે !'

'પણ તો પછી સોરઠ—સોરઠનું શું ? સોરઠનું જુદ્ધ જંગલનું. કેશવનો અનુભવ પણ જંગલનો. એનો અત્યારે તો આંહીં ખપ !'

'એ ભલે રહ્યો . . પણ આ જુદ્ધમાં એ નહિ . .' કેશવની વાત કહેતાં મહારાજને દુઃખ થતું હતું. કેશવ દૂર ન થાય તો સમર્થ થાય, એ મુંજાલે જોઈ લીધું.

'પણ કાંઈ કારણ, મહારાજ ?' તે મોટેથી બોલ્યો: 'કેશવ નાયક વિના સોરઠી જુદ્ધ કેવું ? ગફલત તો . . . .'

'તે તું જાણશે—પછી. તું તારે હું બોલું તે સાંભળ્યા કરજે !'

મુંજાલે જે ધાર્યું હતું તે આવી રહ્યું હતું. પોતાને શો શો ભાર ઉપાડવાનો છે, એ પણ એણે પૂછ્યું ન હતું. એને

એ ખબર હતી. કેશવને જે કહેવાનું છે—તે રાજા પોતાને નામે ચડાવવાનો છે. કેશવ પડે—પછી ખુલ્લી વાત થાય તો પણ ડરવાનું કારણ નથી. મુંજાલે રાજાને અત્યારે તો કુનેહથી દોર્યો હતો, પણ હજી એ કમાન ક્યારે છટકે એ વાત કલ્પનાની બહાર હતી.

'તારે દિવસ ઊગતાં આંહીં આવવું !'

'ભલે, મહારાજ !'

'ને કેશવ માળવા જશે. પરશુરામ સોરઠી સેના દોરશે. ને પ્રભાતમાં જ પટ્ટણીઓ જુદ્ધનો ઘોષ સાંભળશે. આપણે એક મહાન આપત્તિમાંથી ઊગર્યા છીએ !'

'કોની કેશવની વાત કરો છો ? એણે ગફલત—મોટી કરી છે, પ્રભુ ! પણ એ અનુભવી યોદ્ધો છે. પરશુરામ નવો છે.'

'તે હશે—આપણે એને દોરીશું !'

મુંજાલ ઘર તરફ ગયો ત્યારે તેના પગલામાં વીજળીનો વેગ હતો. એણે સોરઠપૂરતું કેશવનું માનમર્દન કર્યું હતું. એ બધા તો—મહારાજના મહાઅમાત્ય માટે હિમાલયની પેલી મેર દેવભૂમિમાં તપાસ કરતા હતા.

હમણાં તો એ દેવભૂમિ ઉજ્જડ થઈ હતી.

ભવિષ્યની વાત ભવિષ્યમાં.

## ૪૩. એકાકી કેશવ !

રાત્રે કેશવને મહારાજે જે કહ્યું તેથી એને આશ્ચર્ય થયું હતું, અને ધ્રાસકો પણ પડ્યો હતો. આશ્ચર્ય એટલા માટે કે હજી દેવડીએ જૂનાગઢનો ગિરનારી દરવાજો પણ જોયો નહિ હોય—એટલીવારમાં જૂદ્ધ જૂનોગઢમાં પહોંચી ગયું ! એને મહારાજની કાલની આજ્ઞા સાંભરતી હતી. અત્યારમાં એ મહારાજને મળવા જવાનો હતો. પણ એને લાગ્યું કે મુંજાલ મહેતો—આ તક એને મળી છે એનો લાભ ઉઠાવ્યા વિના નહિ રહે. એ એને મહારાજના સાન્નિધ્યમાંથી હવે ચોક્કસ ખસેડવાનો. મહારાજ એને સોરઠી સેનાપતિ નીમે—તોપણ એને સંતોષ થાય. પણ વસ્તુસ્થિતિ એને જુદી જ લાગી. તેણે પોતાના સર્વનાશ માટે તૈયાર થઇને જ રાજદરબારમાં જવાનો નિશ્ચય કર્યો. એ ભલે પડ્યો—પણ એણે પાટણનાં સર્વનાશનું બીજ દૂર કર્યું હતું. એની માન્યતા પ્રમાણે એણે મહારાજને શાશ્વત અશાંતિના પંથેથી વાળી લીધા હતા. એણે વિચાર કર્યો—એને રુદ્રશર્માની વાત યાદ આવી. કદાચ દેવડીની વાત નીકળે—રુદ્રશર્મા જેવાનો ટેકો હોય—તો મહારાજનું મનદુઃખ ઓછું પણ થાય. તેણે જતાં જતાં

રુદ્રશર્માની ખડકીમાં દૃષ્ટિ કરી.

પંડિતજી અત્યારમાં જ ટીપણું ઉખેળીને ઓટલા ઉપર બેસી ગયા હતા. શુક્ર, ચંદ્ર, મંગળ ને શનિ ત્યાં હાજર થઈ ગયા હતા. પોતે તેમાંના એક હોય તેમ પંડિત તેમની સાથે વાતો કરતા હતા.

'કેમ પંડિતજી ! આજ તો અત્યારમાં—'

પંડિતને તે દિવસે કેશવ નાયક આવ્યા હતા, તે યાદ આવ્યું. પોતાની કસોટીમાં પોતે સો ટચની રેખા મેળવી હતી તે પંડિતને તરત યાદ આવી ગયું: 'કેમ નાયકજી ! હવે તો સોરઠી સેનાપતિ કે ? ત્યાં જૂનાગઢમાં પણ અમારા એક જ્યોતિષી છે હો ! કેમ—અમે કીધું એમ જ થયું નાં ? જુદ્ધની રણભેરી વાગી કે નહિ ? વાગી નહિ હોય તો વાગશે. પણ એ બધું એનું એ નાં ?'

'પણ તમે કહ્યું હતું—લક્ષ્મીદેવીનું—'

'આ રહ્યું !' પંડિતજીએ ટીપણું આગળ ધર્યું: 'યશરેખા કીર્તિરેખા વૈભવરેખા—એક પણ રેખા મોળી નથી.'

'ત્યારે ચાલોને આજ—થાય છે હિમ્મત ? મહારાજે તેડાવ્યો છે ને હું જાઉં છું. અત્યારમાં એકલા હશે. વખત જોઈને વાત મુકાશે. ભગવાન કરે તો સૌ સારાં વાનાં થાય—વખત છે ને મહારાજને અસર થાય !'

રુદ્રશર્માને તો એ જ જોઈતું હતું. એને તો એ રીતે રાજદરબારમાં પગપેસારો થતો હતો. રાજમાતાએ તો ક્યારનું કહેવરાવ્યું જ હતું. એમાં આજ જો તક મળી જાય—તો પછી રુદ્રશર્મા પાલખી વિના ક્યાંય જાય નહિ તો !

રુદ્રશર્મા કેશવની પડખે પાલખીનાં સ્વપ્નાં રચતો

ચાલ્યો. કેશવના અંતઃકરણમાં ગ્લાનિ હતી. મહારાજે એને કાલે જે આજ્ઞા આપી હતી એનો રણકો સ્પષ્ટ હતો. મુંજાલે દાદક મહેતાને કચ્છમાં રાખ્યા હતા. મહાદેવને કર્ણાવતી કાઢયો—એ વાત તો કેશવને હાથે જ થઇ હતી—પણ તે વખતે એ નર્યો યોદ્ધો જ હતો. સાંતૂનું કોઈ મહત્ત્વનું સ્થાન આજે ન હતું. પરશુરામને તેડાવીને સોરઠી સેનાપતિ નીમવાની એણે નેમ રાખી હતી. પોતે એક જ મહારાજના સાન્નિધ્યનો—એનો વિશ્વાસુ મિત્ર જેવો હતો. એના ઉપર એ ઘા કર્યા વિના નહિ રહે અને પોતે જે વાત કહેશે તે ઊડી જાશે. મુંજાલની વાત બોરડીના કાંટાની પેઠે વધારે ઊંડો પ્રવેશ કરશે. એટલે એ મહારાજ પાસે જઈ રહ્યો હતો—પણ આજના પરિણામની એને ખબર ન હતી.

એ વહેલો રાજદરબારમાં ગયો. રુદ્રશર્માને સાદ થાય કે તરત અવાય એટલે દૂર એક જગ્યા ઉપર બેસાર્યો. પોતે મહારાજના ખંડ તરફ ગયો.

દ્વારમાં જ એને કૃપાણ મળ્યો. તેની દૃષ્ટિમાં કેશવે પોતાનો વિનિપાત વાંચી લીધો. હમેશ બે હાથ જોડીને નમનારો કૃપાણ—આજે એને દેખીને જરાક આઘોપાછો થઈ ગયો.

ભારે હૈયે અને ભારે પગે કેશવે મહારાજના ખંડમાં પ્રવેશ કર્યો.

તે મહારાજને પ્રણામ કરીને આગળ વધ્યો. મહારાજે એને આવતો જોયો. હમેશની જે ઉષ્મા મહારાજની દૃષ્ટિમાં કેશવ નિહાળતો એ આજે ત્યાં ન હતી. પોતાના રાજઅધિકારી પ્રત્યે હોય એવી ઠંડી વિવેકભરેલી દૃષ્ટિ ત્યાં આવી ગઈ હતી. કેશવનું હૃદય છિન્નભિન્ન થઇ ગયું. એણે રાજ

બચાવ્યું હતું. રાજા બચાવ્યો હતો. પણ મિત્ર ખોયો હતો.

પણ એ વાત સમજીને શાંત ઊભો રહ્યો. એટલામાં સિદ્ધરાજ બોલ્યો: એનો ઠંડો, મીઠો, વિવેકભરેલો અવાજ —કેશવને આજે એ ઝેરસીંચેલા તીર જેવો લાગ્યો.

'કેશવ! મુંજાલે કહ્યું તે સાચી વાત છે? કોઈ નહિ, ને તું?' મહારાજનો અવાજ ધીમો હતો, પણ એમાં એટલી બધી ભાવવિહીનતા હતી કે કેશવને પાછલે પગલે ભાગી જવાનું મન થઈ આવ્યું!

રાજા શબ્દ તો પૂરા બાર પણ નહોતો બોલ્યો, પણ કેશવને એમાંના એક પણ શબ્દનો અર્થ સમજાયો નહિ. મુંજાલે કહ્યું—પણ શું કહ્યું તે રાજાએ કહ્યું ન હતું. કેશવને પોતાને જ અનુમાન કરવાનું હતું. મુંજાલે વાત કરી હોય તો શી કરી હોય? એણે એમ કહ્યું હોય કે ખેંગારને કેશવ રોકી શક્યો હોત—કેશવને કાંઈ સમજ પડી નહિ. તેણે ઊંડાં પાણીમાં ઊતરવાં જતાં છે એટલી મૈત્રી પણ ગુમાવવાનો ભય દીઠો. તેણે તરત આંધળિયાં કર્યાં.

'મહારાજ! મેં જે કર્યું છે તે મહારાજને વિપત્તિની પરંપરામાંથી ઉગારવા માટે જ કર્યું છે. રાજનો મેં અપરાધ કર્યો હશે; મહારાજની તો મેં સેવા કરી છે!'

'મને? વિપત્તિની પરંપરામાંથી ઉગારવા એમ? મને વિશ્વાસ તો તારો હતો જ. તું મને ઉગાર્યા વિના નહિ રહે. આ તેં કર્યું એ આપણું ગૌરવ વધારવા માટે કર્યું, કાં?' રાજાના શબ્દોમાં કાતિલ ઠંડો ઉપાલંભ હતો. પણ કેશવ એ ગળી ગયો.

'હા, પ્રભુ!'

'શી રીતે? મારી જરાક બુદ્ધિ જડ છે, કેશવ!'

કેશવે ધીમેથી તાલી પાડી. કૃપાણે ડોકિયું કર્યું: 'રુદ્રશર્મા ત્યાં બેઠા છે—એને જરા મોકલજો, કૃપાણ!'

સિદ્ધરાજને આશ્ચર્ય થયું. આ માણસ ભ્રમણામાં છે કે કોઇ યોજનાનું એક અંગ છે? તે વિચાર કરી રહ્યો. પોતાનો એ બાલમિત્ર છે—એ ભાવમાં જે ગાંઠ પડી હતી તે કેશવના વર્તનથી વધારે ગૂંચવાળી થઇ ગઈ.

રુદ્રશર્મા થોડીવાર પછી દેખાયો. 'શર્માજી!' કેશવે કહ્યું: 'મહારાજને જરાક દેવડીના ગ્રહ વિષે વાત કરો ને!'

રુદ્રશર્મા તો લક્ષ્મીદેવીના ભાગ્યવાન ગ્રહોની જપમાળા કરતા હતા. એમના ધ્યાનમાં આથી ભંગ થયો. તે થોડીવાર તો કાંઈ બોલ્યા જ નહિ. કેશવ મૂંઝાયો.

'કેમ બોલ્યા નહિ?'

'રુદ્રશર્માજી! તમે તો માને લાટની રાજકન્યાના ગ્રહો કહ્યા હતા, એ જ કે!'

'હા.. મહારાજ! એ જ હું. હું એ જ. હું રુદ્રશર્મા. મહારાજને નામ ઠીક મારું યાદ રહ્યું છે. પૂરેપૂરી—પળેપળની માહિતી વિના, પ્રભુ! હું બોલતો નથી ને હું બોલું છું એ વિફળ થતું નથી! દંડનાયકજી તો મને તેડાવે છે! મહારાજ ભીમદેવના જન્માક્ષર મારા દાદાએ જોયેલા!'

રુદ્રશર્માએ તો પોતાના ગ્રહજ્ઞાન વિષે વાત શરૂ કરી. સિદ્ધરાજે તેને બે હાથ જોડીને પ્રણામ કર્યા: 'મહારાજજી! રાજમાતાજીને વાત થઇ છે..!'

'મહારાજ! આમણે—કેશવ નાયકજીએ પણ લક્ષ્મીદેવીના ગ્રહો જોયા છે. પૂછો એમને.. રાજ, વૈભવ, યશ, કીર્તિ..'

સિદ્ધરાજે બે હાથ જોડીને ફરીને કહ્યું : 'આ યુદ્ધ-કથા પૂરી થાય—પછી તમને બોલાવશું, મહારાજજી! કેશવ! એ તો ભલે જતા!' રુદ્રશર્મા ગયા.

કેશવ તો દિઙ્મૂઢ થઈ ગયો. રુદ્રશર્માએ તો કાચું કાપ્યું હતું. એણે તો દેવડી વિષે એક શબ્દ પણ કહ્યો નહિ: એમાંથી તો ઊલટી ઊંધી અસર થઇ. લાટની કન્યા વિષે—સૌ એક થયા છે ને એમાં જ આ રુદ્રશર્મા છે—એ વિચાર આવતાં સિદ્ધરાજને કેશવની વાતનું પણ અત્યંત ક્ષુલ્લક સ્વરૂપ દેખાવા માંડ્યું. એની ભાવના એને સ્પર્શી જ શકી નહિ. તે અવાજમાં ફેરફાર કર્યા સિવાય બોલ્યો:

'કેશવ! તું હવે જા. તૈયારી કર—તારે માળવા જવાનું છે!'

'પ્રભુ! વીરોપાસના—એનો અસહ્ય ભાર—મહારાજ ઉપાડે એ વિચાર પણ મારાથી સહન થઇ શક્યો નહિ!'

ખેંગારની વાતનો આ વાત સાથે જે મેળ કેશવના હૃદયમાં હતો—તે મહારાજને ક્યાંથી ખબર પડે? દેવડી માટે થઇને મહારાજ દોડશે—એ વિચારે કેશવ પ્રેરાયો હતો. સિદ્ધ-રાજ એ તંતુને એકદમ પકડી શકે તેમ ન હતું. પોતાના મિત્રમાં આટલો બધો ફેરફાર જોઈ કેશવ એક ઘડીભર તો સ્તબ્ધ જેવો ઊભો રહ્યો.

'કેશવ નાયક! તું મારો મિત્ર હતો. મેં તને ભાઈ કરતાં અધિક માન્યો હતો. તેં શું કર્યું છે એની તને ખબર નથી—એ તો ઠીક—' મહારાજે બે હાથે તાળી પાડી. પાસેથી મુંજાલ નીકળી આવ્યો. કેશવ આભો થઈ ગયો. પોતાનું અનુમાન એને સાચું પડતું લાગ્યું. તે હવે શાંત

જ ઊભો રહ્યો.

'આ મુંજાલ મહેતા તો કહે છે—તને રા'એ સોરઠ આવવાનું આમંત્રણ આપ્યું છે. તે સાચું ?'

કેશવનું હૃદય હૃદયમાં બેસી ગયું. આ ભયંકર હતું. તે છતાં પણ એક શબ્દ તે બોલી શકે તેમ ન હતો. જે શબ્દ એ બોલે—કે જે પગલું લે—એક નાની સરખી ઇશારત પણ કરે—કે તરત મહારાજની જે ગેરસમજણ હતી તેમાં વધારો થાય તેમ હતું. મૌન રાખવામાં તેણે વિજય જોયો. પોતાના ઉપર આવનારા ભયંકર ઘાને ઝીલવા એ હૃદયને કઠણ બનાવી રહ્યો. બાકી, કેશવનું મૌન પણ ગેરસમજૂતી તો વધારતું જ રહ્યું.

'સંકડો ને હજારો પટ્ટણીઓને તારે આધારે હું સોરઠ મોકલું—મારે હવે એ કરવું નથી. તું સોરઠી સૈન્યનો સેનાપતિ નથી. એ સૈન્યનો સેનાપતિ તો — આવે છે કર્ણાવતીથી—પરશુરામ! તારે—કેશવ! આજે જ માળવા જવાનું છે!'

'મહારાજ!..' કેશવને પોતાનો વિનિપાત નહિ—પોતે મિત્રદ્રોહી ગણાતો હતો એ વાત—ભયંકર શૂલની માફક ખૂંચી રહી હતી.

'કેશવ નાયક! આ મુંજાલ મહેતા પાટણના વિશ્વાસુ મંત્રી છે. એણે હજારો પટ્ટણીઓને આજે વિનાશમાંથી ઉગાર્યા છે. એમણે હિમ્મત ન કરી હોત કહેવાની—તું મારો મિત્ર છો એમ ધારીને—તો આજે તું સોરઠી સૈન્ય દોરતો હોત: ને સર્વનાશને પંથે સૈન્ય જાત! હું તારી જાહેરમાં અવગણના કરતો નથી—પણ તું હવે જા! ગોધ્રકમંડલમાં

તું ભીલોની સેના ઊભી કરીને ત્યાં કામ કર—જા—અમે માળવા આવીશું ત્યારે તને મળીશું—'

કેશવને લાગ્યું કે એક પણ વાક્ય બોલવું હવે નકામું છે. તેણે મહારાજને વિનમ્રતાથી પ્રણામ કર્યા, અને તે બહાર નીકળી ગયો. એ થોડે ગયો—ને મુંજાલ મહેતાની પાલખી તેની લગોલગ થઇ ગઈ. મુંજાલે હસીને તેના સામે જોયું. પ્રેમભર્યા અવાજે તે બોલ્યોઃ

'કેશવ નાયક ! આજે મહારાજ જરા કોપમાં છે—અમે ને અમે પાછા તમને આંહીં લાવી શકીશું. મહારાજને પેલા ઝાંઝણે વાત કરી—ને એને ભોટભાઇને વાત કરતાં . . . પણ ન આવડી ! તમે તો દેવડીનું ટાળીને ઘર્ષણ ટાળ્યું. સમજવાવાળા તો સમજે ! '

કેશવનો પિત્તો ઊછળી આવ્યો. તેણે તો પોતાના અંતરમાં ક્યારની અમુક ગાંઠ વાળી લીધી હતીઃ એક પછી એક દરેકને મહારાજ પાસેથી દૂર કરવાનો પ્રયત્ન એ જોઈ શક્યો હતો. તેના ઉતાવળા આકળા અવાજમાં કટુતા ભળી ગઈઃ 'મહેતા ! હું બીજી કોઈ રીતે મહારાજનું સાન્નિધ્ય નહિ છોડું એમ જાણીને તમે ઓડનું ચોડ કર્યું. આજે ભલે તમે ફાવ્યા—પણ મુંજાલ મહેતા ! અમે તો નાગર-ભાઇ ! અમે કાં મિત્ર રહી શકીએ, કાં દુશ્મન રહી શકીએ. અમારે વચલો માર્ગ ન મળે. અમારી મૈત્રી પ્રાણન્યોછાવરીની. અમારી દુશ્મનાવટ ભયંકર વિષધરોની. આજ હું તો માળવા જાઉં છું. પણ હવે તમે . . . ' કેશવ વાક્ય ગળી ગયો —'જય સોમનાથ ! '

કેશવનો શ્યામકર્ણ જવાબ પણ સાંભળવા ન થોભતાં

આગળ નીકળી ગયો હતો.

મુંજાલ એને ઘણે સુધી જતો જોઈ રહ્યો: પછી ધીમેથી એ હસ્યો: પોતે જ સાંભળે એટલા અવાજે બોલ્યો: ' નવોસવો જુવાનિયો છે. ઉત્સાહી છે. બિચારાને લાગી આવ્યું છે! લાગે જ નાં? પાટણ છોડવું કોને ગમે? આ તે કાંઈ નગર છે? આ તો ઇંદ્રની નગરી છે!'

અને એ જ વખતે પોતે ઇંદ્રની નગરી જેવી નગરીનું સેનાપતિપદ તજીને ગોગ્રહમંડલનાં ભયંકર જંગલોમાં જઈ રહ્યો છે—એ શોકથી તપતો કેશવ થંભી ગયો. ડિંડિમિકાનો ઘોષ સાંભળીને આખું પાટણ ચમકી ગયું. ઓટલે ઓટલે આ- બાળવૃદ્ધ, જુવાન, બાળક સૌ દોડી આવ્યાં. હજી તો ગઈ રાતના અગ્નિતાંડવનો થાક ઉતારવા આંખો ચોળતા પથારી- માંથી પટ્ટણીઓ બેઠા થયા હતા, ત્યાં સેંકડો ઘોડેસવારોની ધમાલ થતી એમણે જોઈ: ને એ ચમકી ઊઠયા.

સોરઠના જુદ્ધની રણભેરીનો ડિંડિમિકાઘોષ આકાશમાં, કડાકા કરતી વીજળીની માફક, એક છેડેથી બીજે છેડે, ગાજી ઊઠયો.

આના અનુસંધાનમાં
આગળ વધતી

*

**નવલકથા**
**ત્રિભુવનગંડ-જયસિંહ સિદ્ધરાજ**

# ધૂમકેતુની 'યુગદર્શન ગ્રંથમાળા'

## જીવનચક્ર

શ્રી ધૂમકેતુનાં સંસાર, સમાજ અને સાહિત્ય ઉપરના ચિંતન લેખોનો અભિનવ સંગ્રહ

**સવા રૂપિયો**

## સર્જન અને ચિંતન

શ્રી ધૂમકેતુની શૈલીનાં ઉચ્ચત્તમશિખરો નિહાળવા માટે આ પુસ્તક જોઇ જવું જોઇએ. 'સોનાની નર્મદ' જેવા લેખો એમાં પ્રગટ થયા છે.

૨૫૬ પૃષ્ઠ **બે રૂપિયા** પાકું પૂંઠું

## ત્રિભેટો

નવી વાર્તાઓનો આ સંગ્રહ વિશે કાંઈ વિશેષ કહેવાપણું હવે રહ્યું નથી. **દોઢ રૂપિયો**

## રજકણ

શુભ પ્રસંગે ભેટ આપવા લાયક, અત્યંત મનોરમ શૈલીમાં લખાયલાં સુંદર સચિત્ર વિચાર મૌક્તિકોનું પુસ્તક.

**બે રૂપિયા**

## જલબિંદુ

ધૂમકેતુની જલબિંદુની ગદ્યશૈલી ગુજરાતી સાહિત્યમાં હજી સુધી અજોડ રહી છે. એમાં વિરલ પ્રસંગનું મનોરમ નવલિકા જેવું રૂપાંતર પામેલું ભાવનાશીલ સુંદર ગદ્ય છે.

**ત્રણ રૂપિયા**

## પગદંડી

પ્રવાસવર્ણનોનું આ પુસ્તક વાંચનાર ઘડીભર પોતાનું સ્થળ ભૂલી ગિરનાર, નૈનીતાલ, દાર્જિલિંગ, હિમાલય, નર્મદાના આરસ પહાડો, ભુવનેશ્વરમાં વિહરે છે. ચિત્ર ફોટો ત્રીસ.

**બે રૂપિયા**